વિવિધગ્રંથમાળા: ગ્રંથાંક ૧૮૪-૮૫, વર્ષ ૧૬ મું, સંવત ૧૯૮૨

# મહાભારત અને રામાયણ

## એ વિષે કેટલાક વિચારો અને સૂચનાઓ.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ:—અખંડાનંદ

સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

છપાયું સંવત ૧૯૮૩, પૃષ્ઠસંખ્યા ૨૦૦, પ્રત ૬૦૦૦

મૂલ્ય ૧૦ આના—તંત માટે ૬ આના



**भक्तवत्सल भगवान श्रीकृष्ण—श्याम मुरारी.**

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्। धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥

આ ભક્તવત્સલ ભગવાન ભજો, વળી જ્ઞાન-કર્મના યોગ સજો.
પ્રભુગાન—ગીતા-બંસી મધુરી! સુણી, સ્વધર્મ લહી, પરધર્મ ત્યજો.

પ્રકાશક—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબાઈ ૨ અને અમદાવાદ.

# ૧૯૮૩ ના પોષ સુધી ખાસ કિફાયત

## ૧–સંપૂર્ણ મહાભારત–મ્હોટા સાત ભાગોમાં નીકળી ચૂક્યું છે.

એમાં ઉત્તમ ભાષાંતર, પૃષ્ઠ સંખ્યા ૫૨૦૦, ચિત્ર સંખ્યા ૩૦, મજબૂત સ્વદેશી કાગળ, સ્વદેશી ખાદીનાં મજબૂત પૂંઠાં, મૂલ્ય ૩૬; પરંતુ વિવિધ ગ્રંથમાળાના અંકને મોડું થવાથી કિફાયતની મુદત ફરી પણ લંબાવાઇને ૧૯૮૪ ના પોષ સુધી અમદાવાદમાં રૂ. ૩૨) અને મુંબઈમાં ૩૩) રખાઈ છે. સાથે મહાભારતચિત્રાવલિ મફત મળશે.

## ૨–શાન્તિપર્વ-મહાભારતનું–નવી આવૃત્તિ-ભાષાંતર પણ નવું છે.

સર્વ તાપને શાન્ત કરવાવાળો આ ધર્મ–નીતિમય ઉત્તમ ગ્રંથ મહાભારતના છઠ્ઠા ભાગ તરીકે હોવા છતાં છૂટો પણ મળી શકશે. આમાં ભીષ્મપિતામહ, શ્રીકૃષ્ણભગવાન, દેવર્ષિ નારદ, અને અન્ય પણ અનેકાનેક ઋષિમુનિઓના કલ્યાણકારી સંવાદો તથા ઉપદેશો છે. કદ ૬॥।×૧૦, પૃષ્ઠસંખ્યા ૯૨૮, ચિત્રસંખ્યા ૪, પાકાંપૂઠાં, મૂલ્ય ૫, પોષ સુધી ૪॥,

## ૩–શ્રીવાલ્મીકિ રામાયણ–નું ઉત્તમ ભાષાન્તર–આવૃત્તિ બીજી

આમાં પૃષ્ઠ ૧૩૪૦, ચિત્ર ૩૨, કદ ૬॥।×૧૦, મજબૂત પાકાં પૂંઠાં, સ્વદેશી કાગળ, મૂલ્ય ૬), બે ભાગમાં ૬॥, પોષસુધી ०॥। કમી. વળી હનુમાન ઇત્યાદિ પશુ હતા કે મનુષ્ય? રાવણને માથાં દશ હતાં કે એક? હનુમાન સમુદ્ર કુદેલા કે તરેલા? ઈ૦ બાબતો પર નવોજ પ્રકાશ પાડીને રામાયણનો પ્રભાવ અને ઉપકારકતા દર્શાવનારા અનેક લેખો અપાયા છે.

## ૪–શ્રીતુલસીકૃત રામાયણ–ઉત્તમ ટીકા અને ૪૦ ચિત્રો સાથે

**આમાં મૂળ દોહા ચોપાઈ આવા મોટા અક્ષરમાં** અને ગુજરાતી ટીકા આવા અક્ષરમાંછે. પૃષ્ઠસંખ્યા ૧૪૨૦, કદ ૬॥।×૧૦, પાકાંપૂંઠાં, સ્વદેશી મજબૂત કાગળ, વિદ્વાનોના ઉપર જણાવેલા ઉત્તમ લેખો, ક્ષેપક કથાઓ, લવકુશકાંડ, તુલસીદાસ ઈત્યાદિ ચાર મહાત્માઓનાં ચરિત્ર, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકાપ્રશ્ન, માહાત્મ્ય તથા બીજી પણ પુષ્કળ બાબતો અપાઇ છે. મૂલ્ય ૬) બે ભાગમાં ૬॥, ૧૯૮૪ના પોષ સુધી ०॥। કમી.

## ૫–શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ–મોટા બે ભાગમાં ત્રીજી આવૃત્તિ

વેદાન્તના આ સર્વોપરિ ગ્રંથમાં આવા મોટા અક્ષર, વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાંતર, પૃષ્ઠ ૧૯૦૦, કદ ૬॥।×૧૦, મજબૂત કાગળ, પાકાં પૂઠાં, મૂલ્ય ૧૦, પણ પોષ સુધી ૮,

## ૬–૭–મહાભારતચિત્રાવલિ તથા રામાયણચિત્રાવલિ

એ પૈકી રામાયણચિત્રાવલિમાં રામાયણને લગતાં ૩૬ ચિત્રો છે; તથા મહાભારતચિત્રાવલિમાં મહાભારતનાં ૨૬ ચિત્રો ઉપરાન્ત ભારતસાવિત્રી–સ્તોત્ર, મંગલાચરણ, વૈદિક પ્રાર્થના, મહર્ષિઓને સ્મરણાંજલિ, શ્રીમહાભારતમાહાત્મ્ય, ઇત્યાદિ વિષયો આપ્યા છે. આ સર્વ આર્ટ પેપર ઉપર છપાયલું હોઇને કાગળના પૂંઠા સાથે દરેકના ०॥= પરંતુ પોષ સુધી ०॥

**૮–બીજી નવી આવૃત્તિઓ ઈ૦ વિષે સૂચના**–શુભસંગ્રહ ભાગ પહેલો, દયાળુમાતા, સદ્‌ગુણી બાળકો, બાળસદ્‌બોધ, બાળકોની વાતો, દુઃખમાં વિદ્યાભ્યાસ, આ પ્રત્યેકના ચાર આના છે; પણ એમાંની કોઇ પણ એક જાતની પાંચ પ્રત રૂ ૧ માં, તથા એક કે વધુ જાતની મળીને છસો પ્રત ( અને મુંબઇમાં ૫૫૦ પ્રત ) રૂ ૧૦૦ માં અપાશે.

# मफत के ओछा मूल्ये मागनारने विनति

આ સંસ્થાનાં પુસ્તકો માટે ઉપલા પ્રકારની માગણીઓ હજી આવ્યા કરતી હોવાથી જણાવવાનું કે:-

આ સંસ્થામાં વગર કિંમતે કે નિર્ણિત કરતાં ઓછી કિંમતે પુસ્તકો આપવાનાં સાધન, સગવડ કે રિવાજ નથી. કોઈવાર કોઇ સજ્જન તરફથી આર્થિક સગવડ આવી પડવાથી જ્યારે કોઇ અમુક પુસ્તક હરકોઇ માગનારને આપવાના સંયોગો ઉભા થાય છે, ત્યારે તે પ્રકાર પ્રથમથીજ જાહેર કરી દેવાય છે; માટે જ્યાંસુધી એવું જાહેર કરાયું હોય નહિ, ત્યાંસુધી કોઇએ પણ એવી માગણી કરવી જોઇએ નહિ. આ સિવાય કોઇ કોઇ વાર અલ્પ-સ્વલ્પ આર્થિક સગવડ નીકળી આવતાં તેમાંથી તો માત્ર એટલુંજ બની શકે છે કે, ખાસ અમુક કોટી અને અમુક સ્થિતિવાળાનેજ અમુક તમુક આપવાનું હોય છે; પરંતુ એવે પ્રસંગે પણ એવા પ્રકારનાં યોગ્ય પાત્રોને શોધી શોધાવીને વગર માગ્યેજ અપાય છે, અને માગવા આવનાર કે પત્રથી માગનારને તો શબ્દથી કે અનુત્તરથી નકારજ આપવાનો હોય છે. કોઈવાર કોઇને વગર માગ્યે કાંઇ અપાયું હોય તે ઉપરથી તે પોતાની લાયકાત કે હક્ક જુદાજ પ્રકારનાં કલ્પી લઇને એમ પણ માને છે કે, હવે તો આપણી આવા પ્રકારની સેવા આ સંસ્થાએ ઉઠાવી છે, અને તેથી જ્યારે જે પણ જોઈતું હશે તેની જરાપણ રુચિ દર્શાવીશું એટલે આપશેજ. કેટલાક માનવો વધારે સમજુ હોવાથી તેઓ પોતે તો એવું સમજી લેતા નથી; પણ તે નહિ તો તેમને અપાયલું જોઈ સાંભળીને બીજા સામાન્ય માનવો તો અનેક માગવા આવે છે; અને જ્યારે નકાર સાંભળે છે, ત્યારે તે બિચારા મનમાં ગાળો દેતા દેતા ચાલ્યા જાય છે!

આગળ નાગપુરની જેલમાં ગયેલા બંધુઓ માટે કેટલાંક પુસ્તકો અંતર્યામીની આજ્ઞાથી વગરમૂલ્યે અપાયલાં તે ઉપરથી અનેક સમજુ માનવોને પણ માગવાની વૃત્તિ થઇ આવી હતી. ધનવાનો પાસે તો ભલે સમાજસેવકો માગી શકે; પણ આ સંસ્થા કેવી નીતિરીતિથી ચલવાતી હોય, અને માત્ર અન્નભિક્ષુ હોવાથી ધનવાનોને દાતાપણાનો દારૂ પાવા જવા જેટલી રુચિ ધરાવતો હોય નહિ, તેથી કરીને કોઇએ પણ તેની ગુનેહગારીનો બદલો સામી માગણીરૂપે નહિ વાળતાં ક્ષમાજ આપવી જોઇએ.

જેઓ આ સેવકને ધનવાન કે સંસ્થાનો માલીક માનવાના ભ્રમમાં પડવાથી કે બીજી કોઇ સમજણથી, પોતામાટે કે પોતાની સંસ્થામાટે કે બીજા કોઇ માટે મુફત કે ઓછા મૂલ્યે મેળવવાની આશા રાખતા હોય તેમને વિનતિ છે કે:-"માત્ર ઇચ્છાનેજ ધર્મગ્રંથની કિંમતરૂપે સમજવી જોઇએ" એવી આ સેવકની હજી પણ પાકી માન્યતા છે; પરંતુ તેવી માગણીઓ પૂરી પાડવા પાછળ લાખો કરોડોની સગવડ જોઇએ તે આ સંસ્થા ધરાવતી નથી. આ સંસ્થાની મદદ તો માત્ર પુસ્તકોની કિંમતમાં જે કાંઇ સસ્તાપણું લાવી શકાય, તે લાવવામાં સમજવાની છે; અને એ રીતે જે કાંઇ કિંમત ખર્ચવાની રહી, તેટલી પણ સગવડ જેમની પાસે ન હોય તેમણે તો પછી તે આ સ્થળેથી માગવાને બદલે ધનવાન ગૃહસ્થો પાસે અથવા તો પોતે જે રાષ્ટ્રસેવકોની આગેવાની નીચે કે રાષ્ટ્રીય ફંડની રાહત નીચે દેશસેવા બજાવતા હોય ત્યાંજ માગવી જોઇએ. આ સેવકને જે પણ સંયોગો વચ્ચે જે કાંઇ કરવાનું હોય તે વર્ણવી બતાવવું, તેના કરતાં "મખ્ખીચૂસ" "લૂંટારો" "દશલાખનો માલીક થઇ બેઠેલો" તેમજ એથી પણ ખરાબ ગાળો ને બળાપા માટે આ સેવક ના નહિ પાડે.

જેમને ધન પણ ન હોય અને માગવાની વૃત્તિ પણ ન હોય અને ધર્મગ્રંથની પુષ્કળ ભૂખ હોય, તેવાઓનેજ માટે આ સેવકનું કહેવું છે કે, માત્ર વાંચવાની ઇચ્છાનેજ કિંમતરૂપે ગણીને સદ્ગ્રંથો મળવા જોઇએ; પરંતુ એ તો જ્યાંસુધી તેવાં કામો કરવાને ધનવાન ઉદારાત્માઓ જરૂરજોગા નીકળી આવે નહિ, અને જ્યાંસુધી ધનવાનોનું એવી ઉત્તમ અને અતિ અગત્યની બાબતો તરફ વિશેષ લક્ષ દોરવાને લાખો રૂપિયા તે ખાતે ખર્ચાવનારા અસામાન્ય રાષ્ટ્રસેવકો નીકળી આવીને એવી તેવી લોકહિતાવહ યોજનાઓ વિશાળ પાયા ઉપર જારી કરે-કરાવે નહિ, ત્યાંસુધી ગ્રંથેચ્છુઓએ તેમ થવા માટે શુભેચ્છા અને પ્રભુપ્રાર્થનાજ કરીને સંતોષ માનવાનો છે. સાચા દિલની પ્રભુપ્રાર્થનામાં જે બળ છે, તે બીજા કશામાં નથી.

લી. અવગુણસાગર **ભિક્ષુ-અખંડાનંદ**

# વિવિધ ગ્રંથમાળાના પાઠકોને સૂચના

૧-મહાભારતના પહેલા ભાગ સાથે જે ૪૦૦ પૃષ્ઠ જેટલી મહત્ત્વની હકીકતો જોડાઈ છે, તેમાંથી આ અંકમાં તો માત્ર ૫૦-૬૦ પૃષ્ઠ જેટલીજ હકીકતો અપાયલી હોઇને બાકીની હકીકતો રામાયણને લગતી છે. જે આઠ ચિત્રો આ અંકમાં અપાયાં છે, તે પણ ઘણે ભાગે રામાયણનાંજ છે.

૨-વિવિધ ગ્રંથમાળાના આ અંકનું છૂટક મૂલ્ય દશ આના છતાં તે (શિલક હશે તો) પોષમાસ સુધી છ **આનામાંજ** અપાશે.

૩-વિવિધ ગ્રંથમાળાનાં ચાલુ ગ્રાહકોને તો આ અંક વિનામૂલ્યે, અર્થાત એ માળાદ્વારા દરવર્ષે અપાતાં પુસ્તકો ઉપરાંત વધારાનાજ પુસ્તકતરીકે મોકલાયો છે.

૪-પરંતુ એ ઉપરથી કોઇ એમ ન સમજી લે કે, આ તો જાહેરખબરોનું ચોપાનીઉં છે. મહાભારત અને રામાયણ જેવા ધર્મનીતિના ગ્રંથોની ઉપકારકતા અને આવશ્યકતા લોકોના ધ્યાનપર લાવવી એજ હેતુથી તે મોકલાયો છે. કેમકેઃ—

એક માણસ સાક્ષાત્ કલ્પવૃક્ષ કે પારસમણિની પાસે બેઠો હોય, તોપણ જ્યાંસુધી તેના ગુણ અને ઉપયોગની તેને ખબર ન હોય, ત્યાંસુધી નથી તો તે તેનો લાભ ઉઠાવી શકતો, કે નથી તેનાં ભૂખ-દુઃખ દૂર થઇ શકતાં. મહાભારત અને રામાયણનું પણ એમજ છે. કેમકે તેમાં સમાયલાં જ્ઞાનચારિત્ર્ય એવાં ઉત્તમ છે, અને માનવહૃદયમાં તે એવી તો ઉત્તમ છાપ પાડી દે છે, તથા ઉચ્ચ ભાવના જગાડી દે છે, કે જેના પરિણામે ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) પણ પામવા જેટલી યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે. રામાયણ અને મહાભારત એ આવી અદ્‌ભુત અને ઉચ્ચતમ વસ્તુ હોવા સાથે તેના રચનાર પણ વ્યાસ અને વાલ્મીકિ જેવા મહર્ષિઓ હોવાથી એવા મહાન ગ્રંથોની તો જેટલી પણ સ્તુતિ અને ઉપકારકતા ગવાય તેટલી ઓછી છે. કેમકે જનસમૂહની જાણમાં એની મહત્તા અને ઉપકારકતા જેટલી પણ વધુ આવે છે, તેટલું તેના તરફ વધારે ધ્યાન ખેંચાઇને તેનો પ્રચાર અને ઉપયોગ વધારે થતો ચાલે છે; અને તેમ થવાથી સત્ય સુખની સમજણ, ઇચ્છા, આતુરતા અને સમીપતા વધતાં ચાલીને લોકહિતનાં કાર્યો પણ જનસમાજમાં વધુ સંખ્યામાં, વધુ વેગથી, વધુ ઉંડાણથી અને વધુ નિષ્કામતાથી થવા માંડે છે.*

૫-ઉપલા હેતુથી વિવિધ ગ્રંથમાળાના ગ્રાહક બંધુઓપ્રત્યે આ અંક વિનામૂલ્યે મોકલવાની સાથે એક ખાસ વિનતિ પણ છે કે, તેઓ પોતાના સ્નેહી-પાડોશીઓ વગેરેને આ અંક વાંચવા-સાંભળવાનો બને તેટલો વધારે લાભ આપે; તથા બીજી રીતે પણ રામાયણ અને મહાભારત તરફ તેમનું ધ્યાન વધારે ખેંચાય તેમ કરે.

૬-વિવિધ ગ્રંથમાળાનાં ગ્રાહકોમાં કોઇકોઇ બંધુ એવા પણ હોય કે જેમને એક યા બીજા કારણસર આ અંક ઉપયોગી લાગે નહિ. એવા પ્રત્યેક બંધુને વિનતિ કે, જે કોઇને તે ઉપયોગી લાગે તેને તે આપી દેવો. અને તેવો પણ જોગ ન હોય તો ટિકીટ ચોઢીને યા કોઇ સાથે અમદાવાદ પાછો મોકલી આપવો.

૭-વિવિધ ગ્રંથમાળાના આ પછીના અંકતરીકે 'શુભસંગ્રહ-ભાગ બીજો' કેટલાક માસથી લગભગ છપાઇ ચૂકયા જેવું છે. સહેજસાજ બાકી છે. તે પણ હવે સત્વર થઈ જશે. પરંતુ ગયા વર્ષમાં નીકળેલા પહેલા ભાગ કરતાં એ બીજો ભાગ ઘણો મ્હોટો (એટલે કે વિવિધ ગ્રંથમાળાના અર્ધા વર્ષ જેટલા કદનો) હોવાથી તે બંધાઇને રવાના થતાં સુધીમાં તો (રોગોની માતા શરદ્‌-ઋતુના પ્રતાપે) કાર્તિક માસ પણ વીતી જવા સંભવ છે. હકીકત આવી હોવાથી સંવત ૧૯૮૨ નું છેલ્લું પુસ્તક તો શિયાળાની આખર સોરૂજ નીકળી શકશે.

૮-મહાભારતને લગતા ખાસ ઉપયોગી લેખોનો જે ચારસો પૃષ્ઠ જેટલો સંગ્રહ (મહાભારતના પહેલા ભાગ ભેગો) છપાયો છે; તેની પણ થોડીક જૂદી પ્રત બંધાવેલી હોઇને તેનું મૂલ્ય રૂ ૨) રખાયું છે. પરંતુ એ પણ (શિલક હશે તો) પોષમાસ સુધી માત્ર રૂ ૧) માં અને પાકાં પૂઠાં સાથે

* આ પેરો વાલ્મીકિ રામાયણના નિવેદનમાંથી થોડા ફેરફાર સાથે લીધો છે.

૧ાા માં અપાશે. તેનું પોસ્ટેજ શુમારે આડેક આના અને વી. પી. સાથે બારેક આના વધુ આવશે.

**૯**–ગત વર્ષમાં **શુભસંગ્રહનો પહેલો ભાગ** ખલાસ થઇ ગયેલો તેની, તેમજ **દયાળુમાતા અને સદ્ગુણી પુત્રી,** એ બંને પુસ્તકોની નવી આવૃત્તિઓ નીકળી ચુકી છે. એ પ્રત્યેકનું મૂલ્ય ચાર આના છે; પરંતુ રૂ ૧) ની પાંચ પ્રત અપાય છે. એ ઉપરાન્ત બાળોપયોગી પુસ્તકો–**સદ્ગુણી બાળકો, બાળસદ્બોધ,** અને **બાળકોની વાતો** આ પુસ્તકો પણ એજ મૂલ્યે ને એજ ધોરણે અપાય છે. આ કુલ પાંચ પુસ્તકોમાંનાં એક અથવા વધુ જાતનાં મળીને એક સાથે છસો પુસ્તક ખરીદશે, તેમને તે માત્ર સો રૂપિયામાંજ અપાશે.

**૧૦**–વિવિધ ગ્રંથમાળાના બીજા ભાગનું સંવત ૧૯૮૧ નું છેલ્લું પુસ્તક હજી બાકી રહ્યું છે તે પણ બનતાં સુધી ૧૯૮૪ ના ફાગણ સુધીમાં બહાર પડી જવા ઉમેદ છે. જો તે ઉતાવળ કરીને જેવું થાય તેવું ઝટપટ આપી દેવું હોત, તો તો તે કયારનુંય છપાઇને મોકલાઇ ગયું હોત.

**૧૧**–વિવિધ ગ્રંથમાળાના બીજા વિભાગનું બીજા વર્ષનું પણ લવાજમ જે કોઈ ગયા વર્ષમાં આપી ચૂક્યા હશે, તેમને તે ચાલુ વિભાગના નવા વર્ષમાં મજરે અપાઇ જશે. જેમની તેની મરજી નહિ હોય, તેમને તે નાણાં એક પત્ર લખીને મંગાવી લેવા વિનતિ છે.

**૧૨–ભગવતી ભાગવત**–આ ગ્રંથની બીજી આવૃત્તિ છપાવા માંડી છે. બનતાં સુધી તે બે ત્રણ માસમાં અને ઢીલ થઈ તો હોળી સુધીમાં તો નીકળશેજ. તેનું મૂલ્ય રૂ. ૫) અને તરત માટે શુમારે ૪ાા રહેશે. વિવિધ ગ્રંથમાળાના એ સમયના અંકમાં એ વિષે જણાવાશે.

**૧૩–ગ્રંથમાળામાં ઢીલ**–ચાલુ સાલમાં મહાભારતના ભાગો, રામાયણો, યોગવાસિષ્ઠના ગ્રંથો, શુભ સંગ્રહનો બીજો ભાગ, એવા મોટા મોટા ગ્રંથો આડે અને શરીર–પ્રકૃતિનું જેમ તેમ ગબડવા આડે વિવિધ ગ્રંથમાળા પાછળ જોઇતું ધ્યાન આપી શકાયું નથી. પરંતુ જે નિયંતાએ ચાલુ સાલમાં આગલા કોઇપણ વર્ષ કરતાં વધારે ગ્રંથો પ્રસિદ્ધ કરાવ્યા છે; તેની ઇચ્છા હશે તો વિવિધ ગ્રંથમાળા એક વર્ષ મોડી પડી ગઈ છે, તે ખાડો પણ ૧૯૮૪ ના વર્ષમાં કે ૧૯૮૫ સુધીમાં પૂરાઇ જાય તો આશ્ચર્ય નથી.



# महाभारत लेनार तथा लेवा इच्छनार सूचना

૧–મહાભારત જેવો આ અતિ હિતકારક ધર્મગ્રંથ સમજુ માણસોને તો વહેલો મોડો પૂરી કિંમતે પણ લેવોજ પડશે; તો પછી તે સવેળા અને કિફાયતી કિંમતેજ તેમણે શામાટે ન લેવો ? ગુજરાતી પ્રેસનું આખું મહાભારત જ્યારે ૭૫) થી પણ મળતું નહિ, ત્યારે તેનું બીજું કનિષ્ઠ ભાષાન્તર રૂ. ૫૦)થી પણ અનેકોને લેવું પડેલું. માટે આ મહાભારત વેચાઈ ગયા પછી પાછું એવું ન કરવું પડે તેટલા માટે, તથા આવા મ્હોટા ગ્રંથ ફરી ફરીથી છપાવા સહજ નથી તેટલા માટે પણ જેમનાથી બને તેમણે આવી વિરલ તકનો લાભ બને તેમ તરતમાં લઇ લેવો જોઇયે.

૨–અગાઉથી પૈસા ભરી આ મહાભારતના ગ્રાહક થનારમાટે કેટલાક સમય સુધી રૂ. ૨૮) અને તે પછીને માટે ૩૦) રખાયા હતા; પરંતુ મહાભારત નીકળ્યા પછીજ વિવિધ ગ્રંથમાળાનો અંક કહાડવાનો હોવાથી તેની ઢીલને લીધે મહાભારતનું રૂ. ૩૦) મૂલ્ય, સં. ૧૯૮૩ના શ્રાવણ સુધી લંબાવાયું હતું. પરંતુ મહાભારતના પહેલા ગ્રંથમાં જે જે લેખો ઉમેરવા ઠર્યા, તેને લઇને ભાદ્રપદ આખરેજ બધા ભાગ તૈયાર થઈ શકયા; એટલે તે પછી આસોમાંજ વિવિધ ગ્રંથમાળાનો આ અંક નિકળી શકયો છે. આથી કરીને મહાભારતનું તૈયાર થયા પછીનું કિફાયતી મૂલ્ય દિવાળી પછી પણ ૧૯૮૪ ના પોષમાસ સુધી લંબાવવામાં આવ્યું છે. અર્થાત એ સમયસુધી તૈયાર મહાભારતના રૂ. ૩૨) અને મુંબઇના કાર્યાલયમાં ૩૩) રખાયા છે. વળી **મહાભારતચિત્રાવલિ** એની સાથે મફત અપાશે.

૩–અગાઉ જેઓ આ ખાતાનાં શાંતિપર્વને તથા આદિ અને સભાપર્વને ખરીદી ચૂકયા હોય, તેમણે પણ તે તે ગ્રંથ આ સાત ભાગના પેટામાં નવાજ લેવા ઠીક છે; છતાં જેમને તે એક અથવા બંને ગ્રંથ નહિજ લેવા હોય તેમની પાસે તે દરેક ગ્રંથ દીઠ ખર્ચાયલા પૈસા બદલ રૂ.રા। ઓછા આપવાના છે.

૪–મુંબઇના જે સજ્જનો પાસેથી આ ગ્રંથના માર્ગવ્યય બદલ રૂ. ૧॥। વધુ લેવાયેલા; તેમને સાતે ભાગ એકી વખતે મુંબઈમાં આપવા ઠરવાથી એમાંનો વધારાનો રૂ. ૦॥। એ ગ્રંથ સાથે પાછો અપાશે; અને જેમણે અમદાવાદથી મોકલવાના પેકીંગ ઇ૦બદલ રૂ. ૧) વધુ ભર્યો હશે તેમને તે પણ પાછો અપાશે.

૫–મુંબઇના ગ્રાહકોએ ભરેલાં નાણાંની પાવતી મુંબઈમાં કાલબાદેવીના મંદિર સામેના કાર્યાલયમાં મોકલી આપીને તેમજ અમદાવાદના કાર્યાલય બેઠાં ગ્રાહક થનારે અમદાવાદના કાર્યાલયમાં પાવતી મોકલી આપીને મહાભારત મંગાવી લેવું. જેમની પાવતી ગેરવલ્લે ગઇ હોય તેમણે પોતાની સહીવાળો કાગળ તથા પાવતીનો નંબર, તારીખ, ઠેકાણું અને નામ વગેરે લખી મોકલવું જોઇએ; અને ધણી હયાત ન હોય તો તેવા શેરા સાથે તેમના વતી વંશવારસે લખવું જોઇએ. બે કે વધારે માણસો માગનારા નીકળશે તો તો તે આપવામાં ધુંચવાડો અને ઢીલજ થશે.

૬–આ ગ્રંથ વી. પી. થી તો મોકલાશેજ નહિ. માટે પોસ્ટરસ્તે મંગાવનારે કિંમત ઉપરાંત પોસ્ટેજ તથા રજીસ્ટર ખર્ચ મળીને રૂા. સાડાપાંચ પ્રથમથીજ મોકલી આપવા જોઇએ. પોસ્ટેજ ખર્ચ વી. પી. રસ્તે ભરવો હશે તો તેમ પણ થઈ શકશે.

૭–રેલ્વેરસ્તે મંગાવનારને આ ગ્રંથ બહુ ઓછા ખર્ચે આવશે અને પેકીંગ ઇ૦ પણ નહિ ચઢતાં માત્ર રેલ્વેખર્ચજ રૂ.૧ થી ૨ જેટલો ભરવાનો રહેશે.પરંતુ એ રસ્તે પણ વી.પી. થી નહિ મંગાવતાં કિંમત, તેમજ સ્ટેશનનું નામ અને રેલ્વે રીસીટ મોકલવાનું શીરનામું પ્રથમથીજ મોકલવાં.

૮–મહાભારતનું વજન પેકિંગ સાથે ૨૪–૨૫ રતલ થવાને લીધે રેલ્વે પાર્સલથી મોકલવામાં બંગાળી ૨૦ શેરનો ચાર્જ ભરવાનો આવશે. માટે જેમને એના ભેગાં આ સંસ્થાનાં બીજાં પુસ્તકો પણ પંદર રતલ વજન સુધીનાં મંગાવવાં હશે, તેમને તે વિનાખર્ચે મંગાવવાની તક છે. મંગાવતી વખતે આ વાત પણ ધ્યાનમાં રાખવી કેઃ–આ સંસ્થા સિવાયનાં બીજાં પુસ્તકો મોકલવાનું એક નિયમતરીકેજ બંધ છે, અને કમીશન નીચેના નિયમ મુજબ અપાય છે.

૯–અમદાવાદના કાર્યાલયમાંથી મહાભારત સિવાયનાં પુસ્તકો કમમાં કમ રૂ. ૨૫) કે વધુનાં લેનારાથી ૧૨॥ ટકા, અને ૧૦૦) કે વધુનાં લેનારને ૧૫ ટકા અપાય છે. ૨૫) નાં કે ૧૦૦) નાં

પુસ્તકોની ઉપરાંત મહાભારતની એક પણ પ્રત લેવાઇ હશે, તો તેમાંથી પણ એટલા ટકા કપાત થશે;

૧૦–એકલું મહાભારતજ લેવા ઇચ્છનાર માટે કમમાં કમ ત્રણ પ્રત લીધી હશે તોજ ૧૨ાા ટકા અને દશ પ્રત એકસાથે લીધી હશે તોજ ૧૫ ટકા કપાશે.

૧૧–મુંબઇમાં પણ ઉપલાજ ધોરણથી કમીશન અપાશે; પરંતુ તે ૧૨ાા ને બદલે ૬ાા ટકા, અને ૧૫ ટકાને બદલે દોઢ આનો અપાશે.

૧૨–કોઇ પણ પુસ્તકની કિફાયતી કિંમતમાંથી કાંઇ પણ કમીશન કપાતું નથી.

૧૩–**આફ્રિકા વગેરે દૂર દેશાવર** માટે પણ કિંમત ૧૯૮૪ ના પોષ માસ સુધી રૂ. ૩૬) ને બદલે ૩૨) અથવા તો પચાસ શીલીંગ અને પોસ્ટેજ ૪૦ બદલ તેર શીલીંગ અથવા રૂ. સાડાઆઠ મોકલવા. અને તે પછી તો પૂરેપૂરી કિંમત તથા પોસ્ટેજ મોકલવાં.

૧૪–દશેક વર્ષ પૂર્વે મહાભારતની યોજના, તે સમયના ખર્ચના પ્રમાણમાં રૂ. ૧૬) અને ૧૨ાાથી કહાડેલી; પણ પાછળથી મોંઘારત થતાં એ યોજના પડી મૂકાઇને અનામતવાળો રૂપિયો પાછો અપાયો હતો. હજી પણ જે થોડા સજ્જનોએ એ રૂપિયો નથી મંગાવ્યો, તેમણે તે ૧૯૮૪ની હોળી સુધીમાં તેની પાવતી અથવા બીજો દાખલો મોકલીને તે રૂપીયો મંગાવી લેવો; નહિ તો તે જ્ઞાનયજ્ઞખાતે વાપરી દેવાશે.

૧૫–મહાભારત તેમજ રામાયણને લગતાં ચિત્રોની જુદી ચિત્રાવલિઓ પણ બંધાવી છે. એ પૈકી "રામાયણચિત્રાવલિ"માં ચિત્રોની સંખ્યા ૩૬ છે; અને "મહાભારતચિત્રાવલિ"માં ૨૬ ચિત્રો ઉપરાંત મંગળાચરણ, માહાત્મ્ય, સ્મરણાંજલિ, વગેરેનાં ૧૬ પૃષ્ઠ અપાયાં છે. મૂલ્ય એ દરેકનું ૦ાા, પાકાં પૂંઠાં સાથે ૧) અને પોષ સુધી ૦ાા તથા ૦ાાા છે.

૧૬–રામાયણ તેમજ મહાભારતમાંનાં થોડાંક બહારનાં ચિત્રોસિવાયનાં બાકીનાં જે પણ ચિત્રો વહેંચવા કારવવા સારૂ છૂટાં લેવાં હશે, તેના મૂલ્યની વિગતઃ—

| | | |
|---|---|---|
| ૧ થી ૧૦ પ્રતસુધી | દર પ્રત દીઠ | ૭ પાઇ |
| ૧૧ થી ૫૦ ,, ... | ... ,, ... | ચાર પાઇ |
| ૫૧ થી ૧૦૦ ,, ... | ... ,, ... | ત્રણ પાઇ |
| ૧૦૧ થી ૫૦૦ ,, ... | ... ,, ... | અઢી પાઇ |
| ૫૦૧ થી વધુ પ્રતો માટે | ... ,, ... | બે પાઇ |



# आ अंकनुं निवेदन

આ સંસ્થા તરફથી ચાલુ ૧૯૮૩ માં નીકળેલા મહાભારત અને રામાયણ સાથે તે તે ગ્રંથને લગતા જે જે લેખો અપાયલા, તેમાંના કેટલાકનો આમાં સંગ્રહ અપાયો છે. આ સંગ્રહ વિવિધ ગ્રંથમાળાના પાઠકો તરફ એટલા માટે મોકલાયો છે કે મહાભારત અને રામાયણની ઉપકારકતા તેમની જાણમાં વધારે આવે અને તેનો ઉપયોગ કરવા તરફ તેમનું ધ્યાન વધારે ખેંચાય.

આપણ હિંદુસંતાનોને ઋષિમુનિઓ તરફથી એ ગ્રંથોરૂપે જે અદ્દભુત વારસો મળ્યો છે; તે હીરા-રત્નોથી પણ ઘણો વધારે કિંમતી અને રોજરોજ વાપરવાના અન્નપાણીથી પણ વધારે અગત્યનો માનસિક ખોરાક છે. વળી એને પરમ સુખદાયક વસ્તુસ્થિતિ તરફ દોરવી જનારા ભોમીયા પણ કહી શકાય, અને પંથ-પ્રકાશક જ્ઞાનસૂર્ય પણ કહી શકાય.

'સંગ તેવો રંગ' ને 'અન્ન તેવો ઓડકાર' એ તો પ્રસિદ્ધ વાત છે. રામાયણ અને મહાભારત જેવા ઉચ્ચકક્ષ ગ્રંથોને રચવાવાળા મહર્ષિઓ પરમાત્મદર્શી હોવાથી તેઓ માત્ર લોકોના ધર્મ-કલ્યાણ અને યોગ-ક્ષેમ અર્થેજ એ ગ્રંથો ગુંથી આપી ગયા છે. પોતાની પ્રખર પ્રતિભા, શુદ્ધાતિશુદ્ધ હૃદય અને ઉચ્ચતમ જ્ઞાનાનુભવને એમાં જેટલાં પણ બને તેટલાં વધારે તેમણે રેડયાં છે. એથીજ જગતભરમાં જેનો જોટો ન મળે એવા ઉત્તમોત્તમ ગ્રંથ એ નિવડી શક્યા છે; એથીજ એ ગ્રંથો હિંદુજાતિની શ્રેષ્ઠ સંપત્તિ અને સર્વોત્તમ વારસાતરીકે ગવાઇ રહ્યા છે; અને એથીજ એનો ઉપયોગ-સમાગમ કરવો એ તેને રચનારા મહર્ષિઓના સમાગમ સેવવા જેવું, અથવા તો પારસમણિ સાથે લોહને ઘસવા જેવું મહાફળદાયક નિવડે છે. એ ગ્રંથોમાં તે તે કથાનાં મુખ્ય પાત્રો ઉપરાંત અન્ય પણ એવા એવા જ્ઞાનચારિત્રની પરાકાષ્ઠાએ પહોંચેલા ઉન્નત આત્માઓની અનેકવિધ સાધના-સફળતાઓ એમાં વર્ણવાયલી છે, કે જેથી એ ગ્રંથોનું વાંચન-મનન જે કોઇ હૃદયપૂર્વક કરે, તેમના આચાર-વિચાર (જ્ઞાનચારિત્ર) સહજે સહજે ઉન્નત થતા ચાલે; અને ઇચ્છા હોય તો તેમને ઉચ્ચાતિઉચ્ચ સત્ય સંપત્તિ પણ સદાને માટે પ્રાપ્ત થાય, એમાં આશ્ચર્ય નથી. ઋષિકૃત ગ્રંથો આવા પરમ સુખદાયક હોવાથી તેને માટે ખરૂં જોતાં તો મણિની કે કલ્પતરુની ઉપમા પણ હીનોપમાજ ગણાય. આવા ગ્રંથોને ચારે પદાર્થદાયક (ધર્મ, અર્થ, કામ અને મોક્ષદાયક) કહ્યા છે તેમાં પણ અતિશયોક્તિ નહિ હોઇને અક્ષરે અક્ષર સાચી વાત છે.

પરંતુ એવા ઉન્નતિદાયક ગ્રંથો ભારતભૂમિમાં મોજુદ હોવા છતાં દેશમાં આટલી બધી દુર્દશા અને ધર્મનીતિની ન્યૂનતા શાથી થઇ? મુખ્ય કારણ તો એજ કહી શકાય કે, એ પરમ પૂજનીય ઋષિમુનિઓના ઉન્નત આચારવિચારો અને ગ્રંથ-ઉપદેશોનાં સેવન-સમાગમ અને શિક્ષણ-અનુસરણ કરવાનું અમો હિંદુજાતિનાં સંતાનોમાંથી ઘટતું ચાલ્યું, અને ઘટતાં ઘટતાં છેક નહિ જેવુંજ બની રહ્યું.

મહાભારતની રચના આજથી પાંચ હજાર વર્ષપર થઈ, કે જ્યારે કળિકાળની તો માત્ર શરૂઆતજ હતી; ત્યારથી ભારતવાસીઓમાંથી સર્વોચ્ચ ધ્યેય અને ધર્મ-ધ્યાન વિસરાતું ચાલીને દુનિયાઈ ધનવૈભવને ઇષ્ટતા-પ્રધાનતા અપાવા લાગી હતી; દીર્ઘદષ્ટિ અને વિશાળ હૃદયનું સ્થાન સંકુચિતપણું લેવા લાગ્યું હતું; અને તેથીજ ધનવૈભવ પણ ધર્માનુસાર મેળવવા-ભોગવવાને બદલે ચાર્વાક મત જેવી પામરતાપૂર્વક (એટલે કે ધર્મ-ધ્યાનને બાજુ મૂકી દેવાઇ અધર્મ ને અનીતિપૂર્વક) મેળવવા-ભોગવવાનું ધોરણ, રાજા-મહારાજાઓમાં અને તેમના શિક્ષક-સલાહકારોમાં પણ પ્રવેશતું ચાલ્યું હતું. આવી રીતે જયાં પ્રજાના રક્ષક-શિક્ષકોમાંજ લૌકિક ધન-વૈભવને અને અધર્મ-અનીતિને સર્વસ્વ મનાય-સેવાય; ત્યાં પછી "યથા રાજા તથા પ્રજા" થવા માંડે એ પણ સ્વાભાવિકજ છે.

પરંતુ એ સમયે એવી રીતે શરૂ થયેલી કળિયુગની શરૂઆત, અથવા તો ઇધર ઉધર દેખાવા લાગેલાં અધર્મનાં વાદળો, આગળ જતાં કેવું ભયંકર રૂપ લેશે અને ધર્મનીતિના સૂર્યને, તથા તેના મુખ્ય ફળરૂપ મોક્ષ-વિલાસને અને ગૌણ ફળસ્વરૂપ ધનવૈભવના પ્રકાશને દબાવી દઇને

ભારતવાસીઓને કેવા ભયંકર અજ્ઞાન–અંધકારમાં, અને તેના પરિણામે દુર્દશાના દરિયામાં ડૂબાવી દેશે; એ વાત વ્યાસ ભગવાનના સમજવામાં આવી જાય અને તેથી પ્રબળ લાગણી થઇ આવે, એ પણ સ્વાભાવિકજ હતું. "वसुधैव कुटुंबकं"ની હૃદયવિશાળતા તો એવા ઋષિવર્યમાં સ્વાભાવિકજ બની રહી હોય; એટલે પછી એ અવળે રસ્તે ચઢાવી દેનારી કુમતિ કુલટાપર આર્ય સંતાનોને દિવસાનુદિવસ મોહાંધ બનતાં જોઇને, અને તેના અધિપતિરૂપ કળિયુગ–રાક્ષસના મુખમાં તેમને પ્રવેશતાં જોઇને તેમણે જે લાગણીભર્યો અવાજ ઉઠાવ્યો હતો; તે આજે પણ મહાભારતમાં તેના ભાગ્યશાળી પ્રેમીઓને અનેક આકાર–પ્રકારે જાણવા–સાંભળવાનું મળે તેમ છે. અત્ર તરફથી હાલ નીકળેલા મહાભારતના પહેલા ગ્રંથની શરૂમાં એ પ્રકારનું જે "સાવિત્રીસ્તોત્ર" અલગ અપાયું છે; તેમાંની નીચલી લીટીઓમાં વ્યાસમુનિનો અધિક સ્પષ્ટ અવાજ હોવાથી તે અહીં પણ આપવાનું મન થઈ જાય છે. તે એ કે:–

**ऊर्ध्वं बाहुर्विरौम्येष नात्र कश्चित् शृणोति मे।**
**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥**
**न जातु कामान्न भयान्न लोभात्। धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ॥**
**धर्मो नित्यः सुखदुःख त्वनित्ये। जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥**

મહર્ષિ વ્યાસ ભગવાનની એ હાકલ આ ઘોર કળિકાળમાં તો વળી હિંદુ સંતાનોએ વધારે સાંભળવા–સમજવા જેવી છે. તેથી એમાં રહેલો ભાવ આ નીચે જરા વિસ્તારપૂર્વક આપીશું. કેમકે એમાં એવો ઉત્તમ, ટુંકો ને સાદો–સીધો માર્ગ દર્શાવાયલો છે, કે જેને અનુસરવાથી આ કળિકાળમાં પણ સતજુગનું આસ્વાદન અને પરિણામ મેળવી શકાય તેમ છે.

"મારા બન્ને હાથ ઉંચા કરીને હું હાકલ કરી રહ્યો છું, તોપણ આ જગતમાં મને કોઇ સાંભળતુંજ નથી! તે પોકાર એ છે કે:–હે માનવો! દુનિયાઈ ધનવૈભવ તો ધર્મપૂર્વક મેળવાય–ભોગવાય તોજ તે સુખકર નિવડે છે; એ એક સિદ્ધ થયેલી–'એક ને એક બે' જેવી પાકી વાત છે; તોપણ તમે શા માટે ધર્મનું સેવન કરતા નથી? વળી આ પણ એક પ્રયોગસિદ્ધ વાત છે કે, આ સંસારમાં 'ધર્મ' એ નિત્ય છે, અને સુખ–દુઃખ તો અનિત્ય છે; જીવાત્મા અમર (નાશરહિત) છે, અને જીવન તથા જીવનના સાધનરૂપ દેહ તથા ધનધામાદિ સર્વ અનિત્ય (નાશવંત) છે. માટે હે ભાઇઓ! એ અનિત્ય પદાર્થોને ખાતર, એને મેળવવાનાં લોભ–લાલચ ખાતર, એ પદાર્થો નહિ મળે કે જતા રહેશે એવા ભયને ખાતર, અથવા તો એ ચાર દિવસના અનિત્ય જીવનને ખાતર પણ તમે ધર્મને તો છોડતાજ નહિ."

કળિનો એ પ્રારંભકાળ છતાં પણ વ્યાસ ભગવાનને એ અવળા માર્ગ સામે (ખરો રસ્તો મૂકીને ખોટે રસ્તે ચઢી જવા સામે) એવો અવાજ ઉઠાવવો પડયો હતો; અને ઉઠાવ્યા છતાં પણ તે તરફ લોકો ધ્યાન આપતા નહિ; તો પછી અત્યારના ઘોર કળિયુગના શ્રોતા–ઉપદેષ્ટાનું તો કહેવાનુંજ શું! અમે હિંદુ સંતાનો તો હવે એવાં વિચિત્ર બની ગયાં છીએ કે, છેવટે કદાચ નર્કાગારમાં જવું પડે તો અમે ત્યાં પણ જઇ વસીશું; પણ અત્યારે તો અમને એ ધર્મ–કર્મની વાત જાણવા–સાંભળવાની ગરજ પણ નથી ને ફુરસદ પણ નથી! એક તરફ આવું છે, તો બીજી તરફ શ્રોત્રીય ને બ્રહ્મનિષ્ઠ સાધુ બ્રાહ્મણોની તો વળી પ્રથમથીજ વિરલતા (એટલે કે હજારો અને લાખોમાં કોઇકજ હોવાની વાત) કહેવાતી આવી છે; એટલે પછી હાલના અજ્ઞાનાંધકારમાં તો એવાઓની સુલભતા હોયજ કયાંથી! ત્રીજી તરફ એવાઓને શોધવા–ઓળખવાની અને સાધવા–સમજવાની શુદ્ધિ–બુદ્ધિ કે ગરજ–ફરજનું જ્ઞાન–ભાનજ જ્યાં ન હોય; ત્યાં પછી એવા મુક્તાત્માઓના યોગ–ઉપયોગ તો લાધેજ શાના!* ચોથી તરફ વર્ણાશ્રમનાં ધર્મનીતિને રક્ષવા–પ્રેરવા સૃજાયલા ઘણાખરા આચાર્યદેવતાઓ

---

* આ ઘોર કળિકાળમાં એવા મહાત્માઓ અતિ વિરલ છતાં પણ છતામાં તો હોય છેજ; પરંતુ તેમની નીતિ–રીતિ અને સ્થિતિ–સમજણ, કળિયુગી આત્મા–મહાત્માઓથી જુદાજ પ્રકારની હોય છે. આ તરફ જનવર્ગ પણ એવી દશાએ પહોંચી ગયો છે કે તેનો એવાઓ સાથે મેળ નહિ આવતાં એવાઓનોજ યોગ–ઉપયોગ બેસતો આવે, કે જે વાસ્તવમાં–અંદરથી–ગમે તેવા છતાં પણ બહારના આચાર ઉચ્ચાર–વગેરેમાં જરા ડોળ–આવડતવાળા હોય! કહેવત છે કે "જેસલે કા તેસલા, તેસલે કા તાઈ; તીનોંને મિલકરકે, ધુનધુનિ બનાઇ." અથવા તો

પણ માત્ર પામર-વિષયી-કોટીના લોકવર્ગની હાએ હાજ ભણતા ચાલીને માનમોટપનાંજ મદિરાપાન ગટકાવતા મ્હાલે છે! પાંચમી તરફ વિદેશીઓના દેશી દલાલ-કલાલોથી ઉભરાઈ રહેલાં શહેર-બંદરો તો વળી વિદેશી વિધર્મી બનાવટો અને પ્રચારકોને સત્કારી-પ્રચારીને તેના બદલામાં બોટોની બોટો ભરી ભરીને લક્ષ્મીદેવીને તથા ઋષિમુનિઓએ શીખવેલાં ધર્મનીતિને દેશપાર કરવા પાછળ મંડયા રહે છે! છઠ્ઠી તરફ એકજ માતાના દીકરા હિંદુ-મુસલમાનો વચ્ચે કૌરવપાંડવ કરતાં પણ વધારે વૈમનસ્ય ફેલાવાઇને તેઓ ઘોર દુઃખ તરફ ડેલાઈ રહ્યા છે! સાતમી તરફ ધર્મને નામે પોતાનાં કાંડાં બાવડાં મજબૂત બનાવવા માટે-પોતાની સંખ્યા ખૂબ વધે અને હિંદુજાતિનું ઝટ સત્યાનાશ નીકળે તેટલા માટે-વરસ દહાડે સિત્તેર કરોડ રૂપિયા તો વિદેશી ખ્રિસ્તીઓ તરફથી સીધે સીધા પણ ભારતભૂમિમાં વર્ષાવાઇને બંદુકની ગોળીઓ કરતાં પણ વધારે ઘાણ હિંદુ-જાતિનો કાઢી રહ્યા છે! આઠમી તરફ કન્યાવિક્રય, જૂઠ-પ્રપંચ, બાળલગ્ન અને કુરૂઢિમગ્ન માનવો પોતાના પુનિત પૂર્વજોના નામને લજાવી રહ્યા છે, અને તોપણ પોતાને ઉચ્ચ વર્ણોમાં ખપાવી રહ્યા છે! નવમી તરફ ચારે વર્ણાશ્રમવાળાઓ આભડછેટમાંજ સર્વસ્વ માની બેસીને પોતાનાં મળમૂત્ર ધોનારા અંત્યજ માનવોને તિરસ્કારી તિરસ્કારીને વિધર્મીઓમાંજ ભળવા-વટલાવાને ધકેલી રહ્યા છે! અને તેમ કરીને પોતાનાજ પગમાં કુહાડો મારવાની-એટલે કે હિંદુજાતિમાંથી ઋષિમુનિદત્ત ધર્મનીતિને જડમૂળથી ઉખેડી કહાડવાની-બહાદુરી બજાવી રહ્યા છે! દશમી તરફ એવી રીતે અમારેજ હાથે લાખોની સંખ્યામાં પરધર્મમાં હોમાયા કરાતા એ અંત્યજ ભાઇઓ, બીજા પણ હિંદુ માનવીઓને ફોસલાવવા-વટલાવવા પાછળ ખાઇ-પીને મંડયા રહે એમાં પણ નવાઇ શી છે! અગિયારમી તરફ લોકપુણ્ય પણ હજી એટલાં બધાં દુર્બળ છે કે પાયાભૂત સાચા ઇલાજોને શોધવા-સમજવાવાળા, સાચાં જ્ઞાનચારિત્રને સાધવા-પ્રચારવાવાળા અને સાદા સીધા વિશાળ પંથે પળવા-પળાવવાવાળા જે ગુણવાન, બળવાન અને સર્વભાવે નિઃસ્પૃહી અગ્રેસર-ઉપદેશક જોઇએ, તેવા તો દેખાય-ઓળખાય અને સત્કારાય ત્યારની વાત ત્યારે! બારમી તરફ જનવર્ગના મનમાં પણ એવાઓની ભૂખ-ભાવના જાગે-માગે નહિ, ત્યાંસુધી કોણ કોને કહે-સાંભળે, મળે-મેળવે કે ઓળખે-ઓળખાવે! કેમકે એવો કોઇ ઘર બેઠાં આવી મળે તોપણ તે "આંધળાને આરસી" અથવા "મૂર્ખને હીરો" આવી મળવા જેવું નકામું નિવડે; એટલુંજ નહિ પણ બડેખાં માનવીઓ માટે તો તે મિથ્યાભિમાનનેજ વધારનારૂં નિવડે! તેરમી તરફ ઉચ્ચકક્ષ જેવા જણાતા અગ્રેસર-ઉપદેશક પણ ઘણા ખરા તો આ કળિકાળમાં બહારનાજ ડોળવાળા અને અંદરથી તો ગોળમટોળ કનકકામિની-નેજ ખોળવા-ઉપાસવાવાળા, કે પછી પ્રભુને ભૂલાવી દઇ પોતાનાંજ ચરણ અને છબીઓને ભજાવવા-પૂજાવવાવાળા હોય છે; કે જે ભજાવવા-પૂજાવવાનો અર્થ જનસમાજમાં ગુરુદેવપણું કે ગોરદેવતા-પણું માણવાને બદલે 'પતિદેવપણાંજ' માણવા જેવો થાય છે! ચૌદમી તરફ આત્મદર્શી જેવા દેખાતા આચાર્ય-મહંતો પણ પાપને પ્રવર્તાવવાનું કામ આવી પડતાં બીજું ન બને તો છેવટ તે ગાદી-તકીઆની મોહમમતાપર પૂળો મૂકી દેવો ઘટે; તેને બદલે નાની ઉંમરનાં માનવોને ધર્મવિરુદ્ધ સંન્યાસની દીક્ષાઓ આપી દેવાનાં ઘોર કર્મ બજાવતા થકા સદાચારને બદલે દુરાચારનેજ વધારો કરી-કરાવી રહ્યા છે! પંદરમી તરફ હિંદુ સંતાનો પોતાની વિધવા વહુ-બેટીઓને અધમાધમ ગુપ્તાચાર તરફ કે વેશ્યાવર્ગ તરફ ધકેલાતી જોઈ શકે છે, પણ પુનર્લગ્નનો ધર્મનીતિમય માર્ગ સ્વીકારવામાં અધર્મ માને છે અને લજાઈ મરે છે! સોળમી તરફ ઉચ્ચવર્ણવાળાઓ, નાનાં નાનાં પુત્ર-પુત્રીને પરણાવી મારીને વાંઢા-વિધવાઓને દીક વધારતા ચાલે છે અને તેના પરિણામે જડમૂળથી ઉખાડી નાખે એવા ઘોર ત્રાસ-નિસાસાના ટોપલા મેળવતા ચાલે છે! અને તેમ છતાં પણ પોતાને તો ધર્માવતાર અને બુદ્ધિમાનોનાજ સરદાર માન્યા કરે છે! સત્તરમી તરફ અમારા દોઢડાહ્યા માનવો પોતાનાં પશુઓ માટે પણ સબળ સંતતિની જરૂર જોઇ શકે છે; પણ પોતાનાં સંતાનોને તો બસ બાલ્યાવસ્થામાંજ મેળવીભેળવીને તેમને બળબુદ્ધિનાં બારદાન અને કુર-કુરિયાં જેવાં સંતાન પેદા કરવાવાળાં બનાવી રહ્યા છે! આ તે તેમના ઝટપટ દાદાજી બની બેસવાના મનોરથ કહેવાય કે આ તે ભારતભૂમિમાં દુઃખદારિદ્ર ફેલાવવા-વધારવાનાં સદાવ્રત કહેવાય!

---

*"પંડિત કો પૂરવ ભલો, જ્ઞાની કો પંજાબ; મૂરખ કો માલવ ભલો, ઢોંગી કો ગુજરાત."

અઢારમી તરફ ગાય જેવી બ્હેનમાતાઓની છાપાંદ્વારા કારમી ચીસો સાંભળે તોપણ વાંચનારા તો મોટે ભાગે એવાજ જણાય છે કે તેઓ "મીયાં માયા રખીયે તો કહે કિસ સાલેકુ લગી હે" તેની પેઠે રૂંવાડું પણ ફરકવા દેતા નથી! ઓગણીસમી તરફ લાખો-કરોડોને હોઈયાં કર્યાં કરનારાઓ પણ 'એરણની ચોરી ને સોયનું દાન' કરવામાં બધાંય પાપો દૂર થવાની ઉંધી સમજણ સેવતા થકા ભરબજારે ધોળે દહાડે લૂંટ ચલાવ્યા જાય છે; અને તોપણ પોથાંપંડિતો તરફથી "દો દાન, છુટે ગિરાન" નાં માન-મદિરા જોઇયે તેટલાં મેળવી શકે છે! વીસમી તરફ બુદ્ધિમાન ગણાનારાઓ પણ દહાડામાં દશવીસ માનવીઓને શ્મશાન-પંથે પળતાં જુએ તથા 'રામનામ સત્' બોલાતાં સાંભળે, તોપણ પોતે તો અમરપટો લાવેલા હોય તેમ અનિત્ય ધનધામ વધારવામાંજ મંડયા રહે છે! એકવીસમી તરફ વધારે હુશિયાર માનવો તો વળી એવા મહારથી નિવડે છે કે લાખ-કરોડ તો શું પણ રાજપાટ મળે તોપણ તેમને ઓછુંજ પડે અને છેવટે તેનીજ હાયવોય કરતા મરી જાય! બાવીસમી તરફ આવા અનેકાનેક માનવીઓ ભારતમૈયાને ઘોર ત્રાસ આપતા થકા ધોળે દહાડે દ્રૌપદીપેરે લજાવી-રોવરાવી રહ્યા છે; તો ત્રેવીસમી તરફ એવી દુર્દશા નિવારવામાટે રાજપ્રકરણી મહારથી તો બસ ધનિકોની ને ખુશામતખોરોનીજ શરણતા પ્રાપ્ત કરીને પોતાની તેમજ ભારતમૈયાની લાજ-આબરૂ તેમનાજ ખોળામાં મૂકી રાખે છે! અને પોતે તો બસ "રાજા, વાજા ને વાંદરાં" અથવા "કાન પણ સાન નહિ" તેની પેઠે વિષયી માનવોની પરદૃષ્ટિએજ સર્વ કાંઇ જોવા-સાંભળવામાં અને આચરવા-વિચારવામાં મોટાભાપણાં માણતા હોય છે; અને એકનિષ્ઠતાથી અલગ રહીને બહુ-નિષ્ઠતામાંજ (બહુ બાબતોના બડેખાં બનવામાંજ) કૃતકૃત્યતા અને દેશોદ્ધાર જાણતા હોય છે! વીર વિક્રમ પરદુઃખભંજન શાથી કહેવાયા? કાર્નેગી, સગાળશા અને ભામાશા વગેરે દાનવીર શાથી કહેવાયા? નોકર-કારભારીનેજ તે તે કામ સોંપી દઇને તેઓ નિર્ભર રહ્યા હોત; અને પંડોપંડ કર્તવ્યમાં ન હોમાતાં સત્તર બાબતોના સરદારજ બની રહ્યા હોત, તો તો બીજા અનેકોની પેઠે તેમનાં પણ નામ અને કામ બરકતવગરનાંજ નિવડયાં હોત અને તેમને કોઇ યાદ પણ કરતું ન હોત!

આવી દુર્દશામાં હે દીનાનાથ! એક તુંજ ભારતમૈયાનો આશરો છે. તુંજ કાંઇક કરે-કરાવે તો થાય; બાકી અમો હિંદુસંતાનોની નાલાયકી તો હવે એટલી બધી વધી ગઇ છે કે અમો એકે એક હિંદુને ખ્રિસ્તી કે મુસ્લીમ બનવું પડે, તોપણ નવાઈ નથી. પરંતુ હે દીનાનાથ! એમ થાય તેના કરતાં તો અમોને દરિયાના એક મોટા મોજામાંજ કેમ નથી ડૂબાવી દેતા? આ અવદશામય વાતાવરણ છતાં પણ આ સેવકને તો આપે રાખ્યો એવો અવગુણનો સાગર, કે જેને લીધે, તેનાથી એવી તેવી બાબતોમાં બીજું કાંઇ ન બનતાં માત્ર કોઈ વાર આવું તેવું તીખુંકડવુંજ ચિત્રી મારવાની પોકળ પંડિતાઈ કરી નાખે! માટે એને તો આપ આ લોકમાંથી ઉઠાવી લ્યો એ સારૂં નહિ? શું તેના નશીબમાં આપે, રશિયાપેરે અહીં પણ એકેએક ધનવાન અને ઉપલક આગેવાનોપર ગરીબ માનવોથી કોરડો ચલાવાતો જોવાનું, અથવા તો તેઓમાંથી ગરીબોની ગાયેં જેવા, પાંશરા તીર જેવા, વિરકતોના વીર જેવા, કોડીમાગણ ફકીર જેવા, ઓલાદોલા અમીર જેવા, જ્ઞાનચારિત્રના પીર જેવા, વિક્રમ કે કાર્નેગી જેવા, કે જેવા પણ આપે તેમને બનાવવા ધાર્યા હોય તેવા, સગી નજરેજ જોવાનું લખી રાખ્યું છે! અત્યારે તો એવી અવદશા પ્રવર્તી રહી છે કે, જે મહાન ગ્રંથોએ હિંદુઓની જાતિ અને શિખાસૂત્રને આટ આટલા ઘોર અત્યાચારો વચ્ચે પણ હયાત રાખ્યાં છે; તે જ્ઞાનચારિત્રવર્ધક ગીતા, રામાયણ કે ભારતકથાને તો અમારા ઘણાખરા હિંદુ આગેવાનો અને શાળા-પાઠશાળાના શિક્ષકો (તેમનામાં ટોપલે ટોપલા જઇ વસેલાં મિથ્યા-ભિમાનને લીધે) ધર્મનાં ધતિંગ જેવાંજ ગણે છે; ત્યાં પછી તેને પ્રચારવાનું કે લોકશિક્ષણમાં યોજવા-યોજાવવાનું તો તેમના નશીબમાં હોયજ ક્યાંથી!

કોઇએ ઠીકજ કહ્યું છે કેઃ—

દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે; ટોપીવાળાના રાજમાં, ઢેડ મારે ધક્કે.

પરંતુ એમાં પણ અમારી અત્યારની ઉંધી બુદ્ધિનું એક રહસ્યપ્રદર્શન છે ખરૂં. તે એ કે, જો એ અંત્યજો હિંદુ મટીને મુસ્લીમ કે ખ્રિસ્તી બને, તો તો અમો મૂર્ખના સરદારો તેમને આભડ-છેટના દાસત્વ-પાશમાંથી તરતજ છૂટા કરવાને તૈયાર રહીએ છીએ. પછી ભલે તેઓ દહાડામાં દશવીસ ગાયોનો ઘાણ કાઢતાં શીખે, તોપણ તેનું અમને જરાય સ્નાન-સૂતક લાગવાનું નહિ!

માત્ર ગુરુવર્ણનાજ નહિ, પણ અમો ચારે વર્ણવાળા હવે તો એવા હેવાન અને અક્કલના બારદાન પાકયા છીએ કે ભલે દિલ્હીમાં ને બીજે સ્થળે અંત્યજોને દેવસ્થાનમાં પણ પ્રવેશવાનું મળે; પણ અમે તો રહ્યા આ ગરવી ગુજરાતના દોઢડાહ્યા સપૂતો! એટલે અમે તો બસ તે અંત્યજો જ્યાંસુધી રામકૃષ્ણની ઉપાસનાને અને કંઠીતુલસીને છોડશે નહિ; ત્યાંસુધી તેમની આભડછેટ રાખવાના-રાખવાના ને રાખવાનાજ! હા, જો તેઓ ખ્રિસ્તી થઇને એકાદ સાહેબશાઈ ટોપચું પહેરી લાવે; તો તો તરતજ અમે તેમને માનમર્તબાપૂર્વક બોલાવીએ, વધાવીએ, હાથ મેળવીએ, સાથે બેસાડી ચ્હા-પાણી પીયે-પાઇયે, હાથ જોડી કાલાવાલા પણ કરીએ અને માબાપ સુદ્ધાં કહી શકીએ! જો અમે એવું તેવું કરવાનું મૂકી દઇને અંત્યજભાઇઓનો તિરસ્કાર કરતા અટકી જઇએ; થોડાક શુદ્ધાચાર શીખવીને આભડછેટ ત્યજી દઇએ; અમારાં મળમૂત્ર વાળનારાતરીકે તેમની કદર કરીએ; અમારાં પોતાનાં અને આખી હિંદુજાતિનાં શિખાસૂત્ર અને નામનિશાન ઉખડી જતાં અટકાવવા સારૂ તેમને માન-મદદથી ઉત્તેજીએ; તો તો પછી અમે જે અનેક પેઢીથી "મિયાં પડયા પણ ટંગડી ઉંચી" રાખતા આવ્યા છીએ, અને ખુદ અંત્યજોનાજ મુખમાંથી વહ્યે જતાં 'માબાપ! માબાપ!'નાં મદિરાપાન વગરખર્ચે પીતા આવ્યા છીએ, તે બધો અમારો હક્કદાવો અને સાત પેઢીનાં કર્યાંકારવ્યાં પાણીમાં જાયને!

ભારતવર્ષની અધોગતિનાં આવાં તેવાં સ્વરૂપો અને તેનાં ઉંડાં કારણો કોઇ પણ સાચા દેશભક્ત બનવા ઇચ્છનાર તરફથી શોધાય-તપાસાય; અને પૈસાપાત્રોનાંજ સંતાનોમાટે દેખાદેખી ફેલાવાતાં-લગભગ સરકારી સ્કૂલ કૉલેજોના જેવાંજ-દિવાસળી ચાંપવા જેવાં-દેશવિઘાતક અને સ્વાર્થવર્ધક વિદ્યાદાનો (કે પછી અવિદ્યાદાનો) આપવાને બદલે દેશનાં ગરીબો, અનાથો અને બીજાઓમાં સાચાં હિંદુત્વ-આર્યત્વના, કર્મ-કુશળતાના, જ્ઞાન-ચારિત્રના, સાધુતા-સજ્જનતાના અને ધીરતા-વીરતા વગેરેના ઉચ્ચતર આદર્શ અને આચાર-વિચારો સમજાવવા-પ્રસારવાનું વધારે આવશ્યક સમજાય; તથા એવા વર્ગોમાંથી દરવર્ષે જે હજારો લાખો માનવીઓ ભીખારી, ભેખધારી, ચોર, વ્યભિચારી, પરધર્મી, પાખંડી વગેરે નિવડીને દેશને વધારે ને વધારે ડુબાવી રહ્યાં છે; તેને બદલે એમને સાચા આર્ય હિંદુઓ, પરોપકારી ગૃહસ્થો અને ઉચ્ચકક્ષ સ્વયંસેવકો બનાવવાના અધિક શકય અને અતિહિતાવહ કાર્ય પાછળ ધ્યાન અપાય; અને એવાં તેવાં "થોડાં છતાં પણ સંગીન" કાર્યો કરાઇ-ફેલાવાઇને "બહારથી ઢમ ઢોલ (પણ) અંદરથી પોલંપોલ" અને "સાંધા એટલા વાંધા" વાળાં કામો તથા કાર્યપદ્ધતિઓથી બાર ગાઉ છેટા રહેવાય; તો તો પછી સાચી દેશસેવાનાં અને સાત્વિક દાન-ત્યાગનાં જ્ઞાન-ભાન અમારા વર્તમાન અહંભાવી બડેખાંને, ધનિકોને અને રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાઓને પણ ઝટ આવી જાય. દુઃખવૃક્ષનું મૂળ ખોદનારૂં કામ તો ત્યારેજ ચાલુ થયેલું ગણાય. આવું તેવું અનેકોના ધ્યાનમાં હોય પણ ખરૂં; છતાં તે ફરી ફરીને સૂચવવા-યાદ કરાવવાં નીકળીને ગુરુઘંટાલપેરે વાણીનાં વડાં કર્યા કરવાં, એ તો આ અવગુણસાગર ભિક્ષુએ એક પ્રકારની નાલાયકીને લીધે, તથા ગાળ-બખાળા ભેગો વિલક્ષણ લાભ પણ તણાઈ આવવાના અનુભવને લીધે કર્યું છે. બાકી આ વાત પણ આ સેવકને સમજાય છે ખરી કે, આજથી વીસ-ત્રીસ વર્ષ પૂર્વે આવા આવા પણ દેશસેવકો અને લોકહિતચિંતકો કયાં હતા! અને હિંદુજાતિનું હજી એવા પ્રકારનું કોઇ પુણ્યજ કયાં પાકયું છે કે જેને લીધે આ ધર્મનીતિવિદારક યુગ પલટાવી નાખનારા સાચા મહાપુરુષો ભારતભૂમિમાં દેખાઇ આવે!

અલબત્ત, તે પ્રાચીન ઋષિમુનિઓએ હિંદુસંતાનોના હાડેહાડમાં અને રૂંવેરૂંવામાં ઉતારી દીધેલી ધર્મનીતિની ઉત્તમ અસરો, હજીસુધી પણ જડમૂળમાંથી ઉખડી નહિ જતાં કોઇ કોઇ વિરલ સ્થળે તે તે એક યા બીજા રૂપે રૂડે પ્રકારે ચાલતી આવી છે; અને એક પછી એક ઋષિમુનિ જેવા મહાનુભાવો પણ ઇધર ઉધર પાકતાજ રહ્યા છે. શ્રીહરિએ આ ઘોર કળિયુગી માનવોને અન-ધિકારી માનીને પોતાનાં તે સાચાં હીરારત્નોને તેમનાથી અલગ રાખ્યાં છે; તોપણ અત્યારે "માટીના દેવને કપાશીઆની આંખો" એવાઓ કરતાં તો કાંઇ પણ ચઢીઆતાજ સરદાર-ઉમેદવાર આપવા માંડયા છે, એ પણ ભાવિ ઉન્નતિનુંજ ચિન્હ છે. પરંતુ એ પણ હજી માત્ર "પાશેરામાં પહેલી પૂણી" જેવુ હોવાથી એ કરતાં પણ ઉપલા વર્ગના શિક્ષણ-શિક્ષક અને સરદાર મેળવવાના વિચાર જાગે એ પણ સ્વાભાવિકજ છે.

અમારા પરમ કુશળ અને પ્રાતઃસ્મરણીય ઋષિમુનિઓએ અમો ભારતવાસીઓનાં હૃદયોમાં અને રોમેરોમમાં પોતાના વિચાર–સંસ્કાર એવા તો ઉંડા ઉતારી દીધા હતા કે જેના પ્રતાપે તેમની પરમ પ્રયોજનીય સંસ્કૃતિ, ભાષા, આચારવિચાર અને ગ્રંથસ્તોત્રોને માતૃભાષામાં પણ વિચારી–ઉતારીને–સાપના લીટા જોગી પણ જાળવી રાખવાવાળા સાધુકવિઓ અને સંતમહંતો પાકતાજ આવ્યા છે. વળી અવતારો અને ઋષિમુનિઓની તિથિજયંતિઓ, પર્વ–ઉત્સવો, વાર–તહેવારો, કથા–કીર્તનો અને મેળા–ખેળા વગેરે પણ તેમણે એવા ઉત્તમ પ્રકારે યોજી રાખેલાં છે, કે જે આવા ઘોર કળિયુગમાં પણ નિર્મૂળ નહિ થતાં "સાપ નહિ તો સાપના લીટા" જોગાં પણ ચાલુજ રહ્યાં છે; અને એના દ્વારા પણ કોઈ દેવ–માનવો કાંઇ પણ તલસ્પર્શી દેશસેવા કરવા ઇચ્છે તો "ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ"ની પેઠે એ સાપના લીટા પણ તેમને પાયારૂપે કામ આવી શકે તેમ છે; તથા એના ઉપર પણ ભારતમૈયાના કોઇ સત્વશીલ સપૂતો ઇચ્છે તો અજબ ઇમારત ચણી શકે તેમ છે.

દેશભરમાં ધર્મનીતિ જાળવવા–વધારવા માટે સ્થળે સ્થળે યોજાયલા કુંભ–અર્ધકુંભ વગેરેના મહાન મેળાઓ અને આ તરફ સિદ્ધપુર, વૌઠા, શુકલતીર્થાદિ સ્થળે ભરાતા મેળા–ખેળાઓની વાત જવા દઇને અમદાવાદનેજ લઇએ; તો ત્યાં પણ શ્રાવણ માસના ધાર્મિક દિવસોમાં ઉપરાઉપરિ ભરાતા મેળાઓ સર્વ કોઇના હિતાર્થે યોજાવા છતાં ઉંચી વર્ણવાળા તો હવે જાણે તેનાથી અભડાઈ જતા હોય એમ દૂરજ રહેતા દેખાય છે ! ધન્ય છે એ નીચ વર્ણમાં ગણાતા નિર્ધન વર્ગોને કે જેઓ હજી પણ એની પરંપરા જાળવી રહ્યા છે. હજી પણ એ વર્ગનાં સ્ત્રીપુરુષો તો હજારોની સંખ્યામાં ધર્મભાવનાં ભજનકીર્તન ગાતાં થકાં એ મોટા મેળાવડા જેવા મેળાઓને માણવા–પ્રમાણવા જતાં જણાય છે. ભુંગળ, મૃદંગ, કાંસીજોડાં વગેરે હોંશથી વગાડાતાં સંભળાય છે; સ્ત્રી-વર્ગનાં પણ ટોળે ટોળાં જોશથી ધર્મકીર્તન ગાતાં–સુણાવતાં ચાલે છે; અને બાળકો ને યુવકો તો વળી ભજન–કીર્તનમાં તાલ પૂરતા થકા આનંદભેર નાચતા કૂદતા ચાલે–મહાલે છે! હે ભગવાન ! અમારા દોદડાળા સુધારકો અને ગોટપીટીઆઓને કાં તો એવા વાર–તહેવાર અને મેળા–મેળાવડાદ્વારા–શાળાશિક્ષણદ્વારા–કે કોઇપણ આધાર–પ્રકારદ્વારા ધર્મનીતિ, પૂર્વજકીર્તિ અને તેના દ્વારા બળ–બુદ્ધિ અને શૌર્ય–ઉન્નતિનાં હોંશજોસાદિ પ્રવર્તાવવા સન્મતિ આપજો; કે કાં તો મિથ્યાભિમાનીઓના પંજા–સકંજામાંથી છોડવીને અમને વીર–ધીર અને ઋષિમુનિ જેવા સાચા સુધારકો અને અગ્રેસરો આપજો. અને તેમ પણ બને તેવું ન હોય તો તો પુનઃ પણ એજ પ્રાર્થના છે કે, અમો સર્વને ખ્રિસ્તી કે મુસલમાન બનવું પડે, અથવા તો આ ચાતુર્માસના જેવા ક્રૂર વાયરા–વર્ષાદ સહેવા પડે; તેના કરતાં તો આ મહાસાગરમાંથી એક મોજુંજ એવું પ્રકટાવજો કે જેથી આ ઘોર કળિયુગમાંથી અમો સર્વનો એકસાથે છૂટકો થઇ જાય !

આશા તો ઇશ્વર પૂરે ત્યારે; બાકી અત્યારે તો વિલાયતી શિક્ષણ વગેરેના પ્રતાપે એ પરમહિતાવહ ગ્રંથો, એ પૂર્વજો, એ ભાવનાઓ અને તેના પ્રવર્તક ઋષિમુનિઓ તથા પુરુષોત્તમોનાં નામ–કામ, વીર્ય–પરાક્રમ અને અસર–ઉપદેશના સર્વત્ર એવા તો રામ રમી રહેલા જણાય છે કે, બધુંય કડડડ ભૂસ થઇ જાય તોપણ આશ્ચર્ય નથી. ધૂળ પડજો અમારા એ હાલના મૂર્ખતાભર્યા હિંદુપણા ઉપર, કે જે નાલાયકી વધી જવાને પરિણામે આ વર્ષે તો ગુજરાત ઉપર ક્રૂર વાયુ–વર્ષાદ મોકલીને તે દયાળુ કુદરતે સ્પષ્ટ સૂચવી દીધું છે કે, ઓ સ્વાર્થસાધુ શિક્ષક–સુધારકો! ઓ મુડીવાદી દાતા–અગ્રેસરો! ઓ ભેખ–ટેકને લજવનારા ભેખધારીઓ! ઓ પોથાંપંડિત અહંમન્યો! ઓ આડંબરી આચાર્ય–ગુરુઓ ! અને ઓ અક્કલશૂન્ય બકરાં–ઘેટાં જેવાં નમાલાં હિંદુ માનવીઓ ! હજી પણ જગાય તો જાગો, મગાય તો (સાચા હૃદયની પ્રાર્થનારૂપે) માગો અને ઋષિમુનિદત્ત ધર્મ–કર્મને જગવો–ખીલવો. બાકી તમારાં દોદડહાપણ, કૂપમંડૂકતા અને ટીલાં-ટપકાંનાં તળીયાંમાં રહેલાં અધર્મ–અનીતિ, લોભ–મોહ, અજ્ઞાન–આભડછેટ, કન્યાવિક્રય, બાળલગ્ન અને વિધવાઓ ઉપરનાં જુલ્મ–અન્યાય વગેરે તો હવે કુદરતથી પણ સહ્યાં જાય તેમ નથી!

હે ભાઇઓ અને બહેનો ! આગળની વાત તો દૂર રહી, પણ આજથી ૨૫–૫૦ વર્ષ પહેલાંનાં હેતપ્રીત, ધર્મનીતિ, કથાકીર્તન અને દેશદશા કયાં અને હાલની દેશદશા કયાં ! બે પૈસે શેર દૂધ અને પાંચઆને શેર ઘીની વાત કયાં ને હાલની વાત કયાં ! ઘરોઘર ગાય–ભેંસની વાત કયાં ને છાસસુદ્ધાં નહિ મળવાની હાલની વાત કયાં ! માનવશરીરોની ઉંચાઇ–પહોળાઇ કયાં અને હાલની નીચાઇ–દુબળાઇ કયાં! વળી

સોએક વર્ષપરની સ્થિતિ જોતાં તો આસમાન જમીન જેટલો તફાવત પડી ગયો છે! કયાં બે આને શેર સ્વચ્છ ઘીની વાત અને કયાં બે આને શેર પાણી ભેળેલા દૂધની દુર્દશા! કયાં ચાર આને મણ અનાજ ને કયાં ચાર રૂપિયે મણ અનાજની વાત! કયાં ભીમસમાં માનવીઓની વાત ને કયાં અત્યારની દીનહીન માનવીઓની જાત! પચાસ વર્ષમાં કયાં જાપાનમાં સત્વશીલ અગ્રેસર-ઉપદેશકોએ ચણી કહાડેલું જગતભરમાં પહેલા નંબરનું સ્વરાજ્ય અને કયાં એજ સમયદરમિયાન જગતભરમાં સર્વથી વધારે દીન પરાધીન દશામાં ધકેલી પાડીને છાતીપર ચઢી બેઠેલું આંતરિક શત્રુઓનું રાજ્ય! કયાં ત્યાંની ઉચ્ચગતિ ને કયાં અહીંની અવોગતિ!

ધર્મનીતિની ઓછપનું પરિણામ દુર્ગતિ, દુર્ગતિ એજ કળિયુગ અને કળિયુગ એજ દુર્દશા; એ વાત જો ખરીજ હોય, તો તો અત્યારે આપણા દેશમાં ઋષિદત્ત ધર્મનીતિપ્રેરક ગ્રંથો, પૂર્વજોનાં ચરિત્ર-ઉપદેશો અને કથાકીર્તનોને સાંભળવા-સંભળાવવાની પ્રથા જેમ બને તેમ જલદીથી અને ઉદાર ભાવે ફેલાવવા-પ્રવર્તાવવાની અને અમલમાં લાવવા-લવરાવવાની ઘણામાં ઘણી જરૂર છે; છતાં હજી પણ આવું તેવું જેમને ગળે નજ ઉતરતું હોય, તેમનાપર પ્રભુ દયા કરે!

ભલું થજો એ સાતવલેકર મહોદયનું કે જેમણે પોતાના પરમ વિદ્વાન પંડને જ્ઞાનપ્રચાર પાછળ હોમવાની સાથે તે તરફના સમજુ ઉદારાત્માને દ્રવ્ય ખર્ચવામાં પણ યોજ્યા છે. ભલું થજો તે બજાજભાઇનું કે જેમને (દેશભાષામાં) ધર્મનીતિવર્ધક ગ્રંથપ્રચાર પાછળ મુઠી-ચપટી પણ ધન રોકવા-ખર્ચવાની સન્મતિ શ્રીહરિએ (ખાદી કરતાં અનેકગણી આબાદીના પાયાભૂત એવી) આ બાબતમાટે પણ આપી છે. ભલું થજો એ કાંગડી ગુરુકુળના એક દેવ જેવા સ્નાતક બ્રહ્મચારી "યુધિષ્ઠિર"નું કે જે સાંભળવા મુજબ સ્વામી સત્યદેવજીના ભત્રીજા હોઇને વધારે ઉત્તમ નીતિરીતિવાળું ગુરુકુળ યોજવા પાછળ સંન્યાસદીક્ષા સ્વીકારી ચૂકયા છે. પ્રભુ હવે તો દિવસાનુદિવસ એવા અનેકાનેક અને અધિકાધિક ઉન્નત દેવ-માનવોને પ્રકટાવજો કે જેમનાં નામ-કામો આગળ હાલની 'એકડે એક' જેવી લોકહિતાવહ નીતિ-પ્રવૃત્તિઓ ઝાંખી ઝસ જેવી જણાઇ રહે! **हरि ॐ तत्सत्**

અમદાવાદ-આસો સુદ ૫
સંવત ૧૯૮૩

અવગુણસાગર **ભિક્ષુ-અખંડાનંદ**



# મહાભારતના મૂલ્યાદિવિષે સમજુત

ક–આ ગ્રંથના મૂલ્યવિષે કોઇને ઉપલક દૃષ્ટિથી એમ લાગે કે, આ સંસ્થાએ ચાલુ સાલમાંજ બે પ્રકારની રામાયણો પ્રસિદ્ધ કરી છે; તેના કરતાં આ મહાભારતનું કદ ચારગણું છતાં મૂલ્ય છગણું શાથી રખાયું હશે ? મહાભારતના પહેલા ભાગમાં અપાયલી તેના ખર્ચ તથા મૂલ્યની ગણનાને, વાલ્મીકિ રામાયણની ગણના સાથે ધ્યાનપૂર્વક સરખાવી જોવાથી એનાં કારણ સમજાય તેમ છે; પરંતુ તે સહજે સમજાય તે સારૂ જણાવવાનું કે:-

૧–અત્ર તરફથી હાલ પ્રસિદ્ધ થયેલી બન્ને રામાયણોમાં જે કાગળો વપરાયા છે, તેના કરતાં આ મહાભારતના ગ્રંથમાં તે વધારે વજનના–અને તેથી વધારે કિંમતના–વપરાયા છે.

૨–વાલ્મીકિ રામાયણ કરતાં મહાભારતનું કદ ચારગણું છે; પણ તેના ભાગો ચારને બદલે સાત બંધાવાથી બંધાઇખર્ચ પણ વધ્યો છે.

૩–રામાયણો પુનરાવૃત્તિતરીકે છપાવાથી, તેમજ ચાલુ મકાનમાં તેનો સમાવેશ થવાથી ભાષાન્તરનો તેમજ વધારાના મકાનભાડાનો ખાસ ખર્ચ તેને માટે કરવાનો હતો નહિ; ત્યારે મહાભારતની આ આવૃત્તિ ઉપર એ બંને પ્રકારના ખાસ ખર્ચ ચઢ્યા છે.

૪–કોઇપણ પુસ્તકની ચાર હજાર પ્રત છપાવતાં દર પ્રતે જે છપાઇખર્ચ આવે, તેના કરતાં બે હજાર પ્રત છપાયાથી સવાયો દોઢો ખર્ચ આવે છે.

ખ–કોઈ એમ પૂછે કે, રામાયણ કરતાં મહાભારતમાં ચિત્રોનું પ્રમાણ ઓછું છે, તે બદલ પણ મૂલ્ય ઓછું આવવું જોઇએ ને ? તો તે વિષે જણાવવાનું કે, મહાભારતનાં ચિત્ર અને ચિત્રોના બ્લોક ઘણાખરા નવાજ કરાવવા પડેલા, તેનું તેટલું પ્રમાણ રામાયણની બાબતમાં ન હતું. વળી રામાયણની બાબતમાં ચિત્ર ખાતે જે ખાસ ખર્ચ થયેલો તે ( બન્ને રામાયણો મળીને ) આઠ હજાર પ્રત ઉપર ફાળવી શકાયલો, ત્યારે મહાભારતમાં તો તે બે હજારજ પ્રત ઉપર ફળવાયો છે.

ગ–કેટલાક સજ્જનોને ઉપલક દૃષ્ટિથી એમ પણ લાગે કે, મહાભારતનું મૂલ્ય અગાઉ બારેક વર્ષપર કાઢેલી યોજનામાં રૂ. ૧૬) રખાયલું, અને આ વખતે રૂ. ૩૬) રખાયું તે વધારે ગણાય. એકવાર એક જાણીતા ન્યાયાધીશ મહોદયે સામાન્ય સૂચનારૂપે એને મળતો ભાવ દર્શાવેલો; તે ઉપરથી ઉપલી કલ્પના ઉપજતાં જણાવવાનું કે, બીજી અનેક ચીજો પેઠે કાગળ, છપાઇ, બંધાઇ વગેરે પણ અમુક અંશે મોંઘાંજ હજીસુધી રહ્યાં છે. જેમકે:-

૧–કાગળોનું મૂલ્ય આગળ કરતાં ચારપાંચગણું થઈ ગયેલું તેમાંનું બેવડું તો હજી પણ છે.

૨–વહીવટી માણસોના મોંઘારતને લીધે વધેલા પગાર ઘટાડી શકાયા નથી.

૩–મહાભારતની આગલી યોજના વખતે આ સંસ્થાનું સ્થળ અમદાવાદમાં રૂ. ૧૫)ના માસિક ભાડાવાળું હતું, તેને બદલે પછી રૂ. ૨૫) વાળું લેવાયું હતું; પરંતુ એ પછી લડાઇની મોંઘારત વધી જતાં એજ મકાનનું ભાડું રૂ.૧૦૦)ની હદે પહોંચી ચૂક્યું છે, અને હજી તે ઘટતું નથી.

૪–એજ પ્રમાણે ભાષાંતર અને પૂંઠાં વગેરેમાં પણ આગળ કરતાં બેવડાથી તેવડો ખર્ચ આવે છે.

૫–આગલી યોજના વખતે હાલના જેવાં ચિત્રો મહાભારતમાં આપવાનો, અને તે ઉપરાંત ચિત્રાવલિની જુદી ચોપડી વિનામૂલ્યે આપવાનો હાલના જેવો વિચાર ન હતો; તથા બંધાઈ, કવર, અસ્તર, એ વગેરે પણ હાલના જેવાં વાપરવાના વિચાર અને સંયોગ એ સમયે ન હતા. આથી એ બાબતોમાં પણ આ વખતે ખર્ચ વધારે આવ્યો છે તથા કેટલોક નવેનામે પણ ઉમેરાયો છે.

૬–છપાઇખર્ચ પણ વચમાં આગળ કરતાં ચારગણો વધી ગયેલો, તે ઘટીને અન્ય પ્રેસોમાં તો ઘરાકી ઘટી જવાથી હવે માત્ર બેવડોજ હોવાનું સાંભળ્યું છે; પરંતુ આ સંસ્થાના પ્રેસમાં જે પ્રકારનું કામ થવું જોઇએ, તેને લઇને એવો ઘટાડો થઇ શકતો નથી. એકમાત્ર કંપોઝની દેખીતી બાબતમાં એ હજી ૨૫ ટકા પણ નથી ઘટાડી શકાયા.

ઘ–પણ ત્યારે મૂલ્ય ૩૬) છતાં આ મહાભારતને સસ્તું કેવી રીતે કહેવાય? એનું સાદુંસીધું પ્રમાણ તો એટલુંજ બસ થશે કે અમદાવાદવાળું આગલું મહાભારત ૨૦) ને બદલે ૫૦) થી વેચાવા લાગ્યું હતું; અને ગુજરાતી પ્રેસવાળું ૨૯) ને બદલે ૭૫) થી વેચાવા લાગ્યું હતું.*

આટલી હકીકતથી મૂલ્યાદિવિષે યથાવત્ ખ્યાલ હરકોઇને આવી રહેશે. બાકી રેટલાના બળ્યા બારોટને તો સાક્ષાત્ પ્રભુ પણ સમજાવી શકે નહિ; અને બીજી તરફ તેમનું વિરોધી વર્તન આ સેવકે તો હિતાવહજ માન્યું છે; તેથી પણ એ ખાતે કંઇ કહેવાપણું નથી.

ચ–આ મહાભારત જેવા શ્રેષ્ઠ ગ્રંથને સોનેરી નામવાળાં પૂંઠાં કેમ નથી કરાવ્યાં? વાત એવી છે કે, એ બદલ ખર્ચ કાંઇ ભારે આવી જતો નથી; પણ એમાં વિલાયતી કાપડ તથા સોનાના વિલાયતી વરખ ઉપરાંત ઇંડાં પણ બાઇંડરને વાપરવાં પડે છે. સોનેરીને બદલે સાદા નામવાળાં હોય તોપણ ખાદી કરતાં તો વિલાયતી કપડાનાંજ પૂંઠાં સુંદર લાગે છે; પરંતુ એવા બહારનાજ ભપકા તરફ જોવા કરતાં ભારતવાસી ભાઇબહેનોની ગરીબાઇ તરફ જોવું એ વળી વધારે સુંદર લાગે છે.

છ–કિંમતના ધોરણવિષે આગળ ૧૯૭૨ સુધીના રિપોર્ટમાં જે વિચાર અને ધોરણ દર્શાવાયલાં તે હજીપણ કાયમ હોવાથી આ સ્થળે પણ એ વિષે જણાવવાનું કે, ધર્મનીતિનાં પુસ્તકો તો ખરૂં જોતાં તેના વાંચનની જિજ્ઞાસાનેજ મૂલ્યરૂપે ગણીને અપાવાં જોઇએ; અને જેઓ ઉત્તમ વાંચનના લાભ ન સમજતા હોય તેમને આકર્ષક ઉપાયોથી પણ તે રસ્તે વાળવા જોઇએ. આવા પ્રકારો અમેરિકા જેવા સમૃદ્ધ અને શિક્ષિત દેશમાટે આવશ્યક હોય, તો પછી હિંદ જેવા અતિ અજ્ઞાન અને યૂરોપ–અમેરિકા કરતાં રૂપિયે એક આની જેટલી પણ આવક વગરના દેશ માટે તો તે અત્યંત આવશ્યક કહી શકાય. પરંતુ અમેરિકાવાસી શ્રીમાનોના જેટલી દેશ, કાળ, ઉપાય અને પાત્રાદિને લગતી સાચી સમજણ અને ઉદારતા આ દેશના શ્રીમાનો તથા ધીમાનોમાં પ્રવર્તે નહિ, અથવા તો પરમાત્મા કૃપા કરીને બીજો કોઇ રસ્તો કહાડે નહિ, ત્યાંસુધી વિનામૂલ્યની વાત તો રહી; પરંતુ કાગળ–છપાઈ જોગા મૂલ્યે પણ સારાં પુસ્તકો કહાડી શકાવાં અશક્ય હતાં. આવા સંયોગો-માં કાંઇજ ન થાય તેના કરતાં કાંઇ પણ થાય તે ઠીક; એમ સમજીને નોકર, જાહેરખબર, બુકસેલરકમીશન, મકાનભાડું, લેખનસત્કાર વગેરે દરેક પ્રકારનો ખર્ચ પુસ્તકોની લાગતમાંજ ગણી લઇને કામ ચલવવું પડયું છે.

દશેક વર્ષપર એ વિષે જે થોડુંક લખેલું તેજ આ સ્થળે પણ લખીશું કેઃ–"સમય આવ્યે એવા પણ વિદ્વાનો, સમાજસેવકો અને સંસ્થાઓ નીકળી આવશે કે જેઓ જૂદા જૂદા ઉપકારક વિષયના અનેક ઉત્તમોત્તમ ગ્રંથ રચી–રચાવીને, તથા ખોટ ખમીને પણ આ ખાતા કરતાં અર્ધી અને પા કિંમતે અથવા વિનામૂલ્યે પણ ફેલાવશે; અને એ તેમજ અન્ય વિવિધ પ્રકારોદ્વારા મનુષ્યોમાં એવા એવા ઉચ્ચતમ સંસ્કારો ફેલાવાશે, કે જેના આગળ આ સંસ્થાનું કાર્ય કશી વિસાતમાં રહેશે નહિ. કૃપાળુ પ્રભુ એવો સમય સત્વર આપે!"



* આ વિષે એક ખુશ ખબર પણ આપી દેવી જોઈએ કે, અત્ર તરફનું મહાભારત હાલના મૂલ્યે સત્વર નીકળવાનું જાહેર થયા પછી એ મહાભારતો પણ અનુક્રમે ૩૫) ને ૫૦) થી વેચાય છે.

# तुलसीकृत रामायणनी ४०० आवृत्तिओ!

( સસ્તા સાહિત્યની તુલસીકૃત રામાયણના નિવેદન ઉપરથી )

અન્ય સર્વ રામાયણો કરતાં વાલ્મીકિ રામાયણ પ્રાચીન છે, સર્વ રામાયણોની માતા છે તથા સર્વ કોઇ માટે ઉપકારક પણ ઓછી નથી; છતાં પણ આજથી સાડાત્રણસો વર્ષ પર રચાયેલી તુલસીકૃત રામાયણનો પ્રચાર હિંદી ભાષામાં આટલો બધો—લગભગ ચારસો આવૃત્તિ જેટલો—શાથી થયો? અને તે ઘેરેઘેર ઘરગતુ વસ્તુ શાથી બની રહી?

કારણકે—મહાત્મા તુલસીદાસજી પણ વાલ્મીકિ જેવા મહર્ષિ અને પરોપકારી હતા.

કારણકે—તે પણ વાલ્મીકિ પેરે પરમાત્માનો સાક્ષાત્કાર પામેલા ગોસ્વામીજીએ રચેલી છે.

કારણકે—તેમણે પણ તે અનેક જમાના જોયા પછી એંશી વર્ષની પાકટ વયે રચી છે.

કારણકે—તેમણે પણ તે શ્રીહરિ સાથે ગાઢા સંબંધમાં રહીને રચી છે.

કારણકે—તેમણે પણ તે પૂર્ણપ્રેમે, ઉભરાતા હૃદયે અને વહેતાં ચક્ષુએ રચી છે.

કારણકે—તેથી તે પણ જાણે વેદની પેઠે શ્રીહરિએ પોતેજ રચી હોય એવી બની છે.

કારણકે—તુલસીદાસજીનાં નિરભિમાન અને લઘુતા પણ એવુંજ દર્શાવી રહ્યાં છે.

કારણકે—તે હિંદીભાષામાં રચાવાથી કોટયવધિ માનવો માટે સમજવી સુગમ થઈ છે.

કારણકે—તે આબાદ ઔષધિરૂપે અને દિવ્ય કાવ્યમાં રચાવાથી તળસ્પર્શી પિચકારી બની છે.

કારણકે—એમાં હિંદુજાતિના પિતામહ અને કુશળ મહાવૈદ્ય એવા ગોસ્વામીજીએ અવદશાનાં મૂળકારણ, આબાદ ઉપાય અને પથ્યાપથ્યની સમજણ સમાવેલાં છે.

કારણકે—એ પિચકારી વાપરી જાણવાથી, તેમાં કહેલા—સર્વ દુઃખના ઔષધરૂપ સાત્વિક આચારવિચાર—સીધે સીધા હૃદયમાં પ્રવેશી રોમેરોમ વ્યાપી જાય તેવા છે.

કારણકે—તેના બનાવનારે તેને કુશળતાથી, એકાગ્ર ચિત્તથી, અનન્ય નિષ્ઠાથી, સર્વભાવથી તથા એકાન્ત અને મૌન સેવીને તૈયાર કરવાથી એવી ઉત્તમ, લોકપ્રિય અને સર્વોપયોગી થઇ પડી, કે જેથી સ્વાર્થભ્રષ્ટ ઈર્ષાળુ માનવો તરફથી ગોસ્વામીજીને ખરાબ નિંદાઓ તથા જીવ લેવાનાં કાવત્રાંરૂપે પણ પુષ્કળ ઇનામ મળ્યું હતું.

કારણકે—તે એવી થવાથી સીયારામજીનાં સ્મરણ અને હિંદુજાતિની હયાતિ રહી શક્યાં.

કારણકે—તે એવી હોવાથીજ ધર્મનીતિનાં સેંકડો ઉત્તમોત્તમ વચન કરોડો હિંદી સ્ત્રીપુરુષોની જીભે વસી જઇને સેંકડો વર્ષથી વદાતાં અને ગવાતાં આવ્યાં છે.

કારણકે—ગુરુઓના ગુરુ, વૈદ્યોના વૈદ્ય અને સકળ જ્ઞાનશકિતના સાગર એવા શ્રીહરિએ વિદેશીઓ અને વિધર્મીઓના ડાચામાં જઈ પડેલાં હિંદુસંતાનોનો સમૂળો નાશ થતો અટકાવવા સારૂજ ગોસ્વામીજીને સવાસો વર્ષની વયસુધી વાપર્યા.

કારણકે—શ્રી ગોસ્વામીજીની વાણી આજે પણ પામર વિષયી પ્રાણીઓની અને સર્વ કોઇની હલકાઇ તથા તોછડાઇને કતલ કરવામાં સોંસરી ઉતરી જાય એવી તીણી તલવારનું અને પાણીદાર બરછીનું કામ બજાવવા સમર્થ છે.

કારણકે—સ્વાર્થસાધક ઈર્ષાળુ માનવો તરફથી છોડાતાં કટાક્ષ, નિંદા વગેરેનાં તીવ્ર બાણોવડે માનવોનાં હૃદય ભેદાઇ જાય, ત્યારે તેના ઉપર શાન્તિ અને આશ્વાસનનું સુંદર ઔષધ આપવામાં રામાયણમૈયાના જેવું હૃદય અન્યત્ર દુર્લભ છે.

કારણકે—ગોસ્વામીજીએ માનવબંધુઓના સમર્થ વૈદ્યતરીકે ઉંડામાં ઉંડાં નિદાન સમજવામાં તથા ઉંચામાં ઉંચા અને સાદાસીધા ઉપાય દર્શાવવામાં હદ વાળી છે.

કારણકે—તેઓ બાહ્યભાવે માનવસમાજથી અલગ–એકાન્તવાસી–રહી શકયા, મૂર્ખ માનવો અને ચેલાચેલી તરફની ખુશામતરૂપી મદિરાથી, તથા સ્તુતિ–પ્રતિષ્ઠારૂપી શ્વાનવિષ્ઠાથી બચી શકયા; તેથીજ શ્રીહરિનું સામીપ્ય અધિક સેવી શકયા; અને તેથીજ હિંદુજાતિની ઉંચામાં ઉંચી અને વધુમાં વધુ સેવા બજાવવાની સુગમતા, સબળતા, સદ્‌વૃત્તિ અને અવકાશ મેળવી શકયા.

આવાં આવાં કારણોને લીધે તેમજ હિંદીભાષાભાષી માનવો ગુજરાતીભાષાભાષી માનવો કરતાં ધનધામના લોભપ્રપંચાદિમાં ઉતરતા હોઇને માનવસંખ્યામાં, હૃદયશુદ્ધિમાં તથા પ્રભુપ્રેમમાં ચઢિયાતા હોવાથી પણ તેઓમાં તુલસીકૃત રામાયણ લગભગ ચારસો આવૃત્તિ જેટલાં પ્રચલિત થઇ શકયાં; તથા રંકથી રાજાસુધીના સર્વ માનવોનો અપાર આદર અને પ્રેમભર્યાં પૂજન–વંદન પામી શકયાં; એ સ્વાભાવિકજ છે.

હિંદીભાષાના પ્રેમી અને રામાયણના ભક્ત એવા વિદેશી વિદ્વાન ડૉ૦ ગ્રિયર્સન તો એટલે સુધી લખે છે કે:–"ગંગાયમુનાના પ્રદેશમાં આ મહાન ગ્રંથ–તુલસીકૃત રામાયણનો જેટલો પ્રચાર છે, તેટલો પ્રચાર ઇંગ્લૅંડમાં બાઈબલનો પણ નથી."

વાંચનાર બંધુ! આ સર્વ ઉપરથી તને આ તુલસીકૃત રામાયણ તરફ પણ સદ્‌ભાવ અને આકર્ષણ જાગે, તો ગમે તેમ કરીને પણ ખરીદજેજ. હા, તારી પાસે ખરીદવા જેટલી સગવડ ન હોય તો શ્રીમાનો પાસે માગી ભીખીને પણ મેળવજે. અમુક કોટીવાળાથી તેમ પણ ન બને તો ભગવાન પાસે પણ ઉંડા હૃદયથી માગવાનો માર્ગ કયાં નથી! હા, જેની પાસે ખરેખર સૂકા રોટલા જેટલી પણ સગવડ કે માલીકિ ન હોય, તેને માટેજ આ રસ્તો છે. કારણકે સર્વજ્ઞ પ્રભુ કાંઇ છેતરાઇ જાય તેવો નથી. કેમકે રોટલાની સગવડવાળો તો આખા રોટલાને બદલે અર્ધો ખાઇને પણ ગ્રંથ ખરીદવાની સગવડ ઉભી કરી શકે છે. આ સસ્તા સાહિત્યની સંસ્થામાં તો ભેખધારીએ પણ મુફત માગવા, અને 'ના' કહેવરાવવા માટે આવવાની મહેરબાની જરાય કરવી નહિ. અત્ર તરફથી કોઈ કોઇને વિનામૂલ્યે પણ મોકલાય છે, પણ તે સામાના માગવાથી નહિ, પરંતુ અંતર્યામીની પ્રેરણાથી મોકલાય છે. પછી તે નિર્ધન પણ હોય, ભેખધારી પણ હોય અને ધનવાન પણ હોય. જે કોઈ રૂબરૂમાં કે પત્રથી મફત કે ઓછા મૂલ્યે માગશે તેણે નકારજ સાંભળવો પડશે. માટે આતુર બંધુએ શ્રીહરિ પાસેજ પ્રાર્થના કરવી. કેમકે તે જો યોગ્યતા જોશે તો તો હરકોઇને પ્રેરી–મેળવીને અપાવશેજ અપાવશે. ૐ तत् सत् ।

---

# ઉત્તમ ગ્રંથોના સેવનનો મહિમા

## ( અનેક ઉત્તમ પુરુષોના ઉદ્ગાર )

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (લક્ષ્મીના–સ્ત્રીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." **"સ્વામી વિવેકાનંદ"**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતર્વિચાર પણ કરી શકશો." **"મહાત્મા ગાંધીજી"**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો." × × × "માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી." × × × "બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિસિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય." × × × "સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્યસિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." **"બંકિમચંદ્ર"**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શકિત છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." **"મારડન"**

"જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો એ આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાંથી તૈયાર થયેલા રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન એ સર્વશક્તિમાન પરમાત્મા છે તથા પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે." **"સ્વર્ગનાં રત્નો"**

"પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા

અને જે જે હોંશિયાર માણસો જાય છે તેમનું સ્થાન ખાલી જરહે છે. અનેક પ્રયત્નોવડે જામેલી અને સેંકડો-હજારો વર્ષસુધી ઉપકારક થતી આવીને હિંદુજાતિને જડમૂળથી ઉખડી જતી અટકાવી શકનારી હિંદુસંસ્કૃતિનાં આ સાધન અત્યારે તો મોટે ભાગે દીનહીન સ્થિતિમાં અને જડમૂળથી ઉખડી જવાની તૈયારીમાંજ છે; પણ આગલા સમયમાં જ્યારે તે પોતાના ઉન્નત સ્વરૂપમાં હશે ત્યારે તો કેવી અદ્‌ભુત અસર અને જાગૃતિ રાખનારાં હશે, તથા લડાઇ વખતે કેટલું બધું જોસ જગાડી જાણનારાં હશે; તેની તો વાતજ શી કરવી? આજે તો એમાં દશાંશ જેટલી પણ યોગ્યતા અને ઉપકારકતા રહેલી ન ગણાય. પરંતુ એવાં એવાં પણ એ સાધનોમાંથી સારી સારી વ્યક્તિઓને શોધી, ઉત્તેજીને તથા સૂચવી કેળવીને ઉન્નતિપ્રદ દિવ્ય સંસ્કારોથી તરબોળ બનાવવામાં આવે; અને જો તેમનો યોગ્ય લાભ લેવામાં આવે; તથા તેમની સંખ્યા વધે તેમ કરીને જનસમૂહને છૂટથી તેમનો લાભ આપવામાં આવે; તો તો દેશની નષ્ટ થવા બેઠેલી એ શુભ સંસ્કૃતિમાં કાંઈ ને કાંઇ ચેતન પૂરાતુંજ રહે અને ખાદી ઉપરાન્ત ઉચ્ચ મુરાદી વગેરે પણ જે જે પ્રચલિત કરવું હોય તેમાં એવા માનવો કેટલા બધા ઉપયોગી થાય; અને તેની સાથે એ લોકો પોતે પણ પોતાને બરનાં જ્ઞાન, ચારિત્ર્ય, કળા અને ઉપકારકતામાં ક્રમે ક્રમે કેટલાં બધાં ખીલતાં-ખુલતાં ચાલે એ શું દેશહિત માટે ઓછી અગત્યનો, ઓછો વિચારણીય અને ઓછો આચરણીય પ્રશ્ન છે? હવે આગળ કરતાં તો ઉંચીજ કક્ષાના સમાજસેવકો દેખાય છે; પરંતુ જ્યાં પહોંચવું છે, અને તેમાં જેટલું બાકી છે; તે જોતાં તો તેમના આચારવિચારો હજી પણ આગળ વધવાની ખાસ જરૂર છે; તે દર્શાવવાજ આટલું અહીં લખ્યું છે.

લોકરુચિને વશ બની રાષ્ટ્રીયતાના નામ નીચે પણ ગોટપીટીઆ ગોખણપટ્ટીવાળી શાળાઓ ચલવીને લાખોની બરબાદી કરવી અને દેશમાંના ગરીબોનાં લોહી અનેક પ્રકારે પીવાવાળા લોકોની સંખ્યા તથા આવડતને વધાર્યા જવી; એના કરતાં તો ઉપર જણાવ્યા જેવી વ્યક્તિઓ અને સંસ્થાઓને ખીલવીને દેશના ખરા આધારરૂપ સ્ત્રીવર્ગ, ખેડુતો, અંત્યજો તેમજ બીજા નિરાધાર, ગરીબ અને અજ્ઞાન લોકોનીજ સંગીન સેવા બજાવવામાં રાષ્ટ્રનું સાચું અને સંગીન હિત રહેલું છે. સમજુઓએ હવે તો એવાંજ કાર્યોની પાછળ ધનના ઢગ અને સુયોગ્ય સેવાભાવી જીવનો અર્પણ કરવાં-કરાવવાં ઘટે છે.

ભારતમાતાનો સાચો સપૂત બંકિમબાબુ કે જે આર્યસંસ્કૃતિનો મહાન અભ્યાસી અને હિમાયતી હતો; વર્તમાનયુગનો જ્ઞાનચારિત્ર્યસંપન્ન મહાવિદ્વાન હતો; જેનું રોમેરોમ દેશદાઝથી ફફડી રહેલું હતું અને જેના પછી દેશમાં તેનો જોટો પાકયો નથી એવો એ અસામાન્ય સાહિત્યસેવક હતો. આનંદમઠ તથા કૃષ્ણચરિત્રાદિ જેવા અનેકાનેક પ્રેરક ગ્રંથોનો તથા 'વંદેમાતરમ્' જેવા રાષ્ટ્રીય ગીતનો જે પ્રણેતા હતો; એવો સમર્થ સાહિત્યસમ્રાટ્ પણ એવા શિક્ષણ અને શિક્ષિતોવિષે કહે છે કે:-"લખતાં-વાંચતાં આવડે તેજ શિક્ષિત અને ન આવડે તે અશિક્ષિત; એવું જરા પણ સમજતા નહિ. પાઠશાળાઓ અને નિશાળોમાં ભણ્યાવિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. આપણા દેશમાં પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા; તે આજે લુપ્તપ્રાય થઇ ગયા છે. 'કથા' અને 'હરિકીર્તન' એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો. પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને તેથી કરીને પુરાણ-ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયેલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો. અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં પણ અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી. ભોગવિલાસમાંજ જીવનની સાર્થકતા સમજાવનારી, કાળા મોંવાળી આ વીસમી સદીએ તો એક હાથમાં તોપ-બંદુક અને બીજા હાથમાં કળ-કારખાનાંઓને ધારણ કરીને સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટજ કર્યા છે."

પોતાનું નામ પણ ન લખી જાણનારા પ્રાતઃસ્મરણીય ભગવાન રામકૃષ્ણ પરમહંસ, છત્રપતિ શિવાજી અને મહાન અકબર જેવાઓ જે અસામાન્ય જ્ઞાનચારિત્ર્ય અને શરીરબળ ધરાવતા હતા; તે સર્વ કયાંથી આવેલું? આર્યસંસ્કૃતિનાં એ સમયના અક્ષરજ્ઞાનની બહારનાં ઉત્તમ સાધનોનોજ એ સર્વ પ્રતાપ હતો.

વળી એ સાધનોનો લાભ માત્ર રાજાઓનાંજ છોકરાંને મળે એવું ન હતું. એ લાભ તો સર્વ

કોઇને મળી શકતો. પ્રથમ તો એ લાભ, પરમ આસ્તિક, બળવાન અને સદ્‌ગુણી માતાપિતાના આચાર, વિચાર, ઉછેર અને ગૃહશિક્ષણમાંથીજ મળી રહેતો. અને તે પછી એ લાભ ગામમાંના જ્ઞાન-ચારિત્ર્યસંપન્ન કુળપુરોહિત, ભાટ, ચારણ, શાસ્ત્રી, પુરાણી, ધર્માચાર્ય, મહંત, યાત્રાળુ, પંડિતો, મંડળેશ્વરો, સંતસાધુઓ, પરમહંસો તેમજ અતિથિઅભ્યાગતો પાસેથી પણ સહજે સહજે મળ્યા કરતો હતો. વારતહેવારોની ઉજવણીઓ, મેળાઓ અને યાત્રાએ નીકળતા સંઘો પણ એ બાબતમાં બહુજ મદદગાર થતા હતા.

એવે એવે પ્રકારે જનસમાજમાં સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, યુવકો, ખેડુતો તેમજ ગરીબગુરબાં વગેરે તમામ વર્ગો જ્યારે જ્ઞાનચારિત્ર્યવર્ધક આર્યસંસ્કૃતિથી પોષાયા કરતા; ત્યારે મનુષ્યો કેવાં સુખી, સદ્‌ગુણી અને બળવાન રહેતાં ! તેઓ આખું આયુષ્ય ધર્મનીતિથી તથા સુખસંપત્તિપૂર્વક ગુજારતાં; અને ગરાસીઆઓમાં તો શું પણ ગામના ભંગી સુદ્ધાંમાં એવું બળ અને આરોગ્ય રહેતું કે અત્યારના આપણા ભણીગણીને કુરકુરીઆં પેદા કરી જાણનારા પાંચ–દશ યુવકો પણ તેવા એકને પહોંચી શકે નહિ !

આ વાત તો આજે પણ પુષ્કળ માણસો જાણે છે કે, આજથી પચાસ અને સો વર્ષ પહેલાં દેશમાં આજના જેટલું દારિદ્ર, દુષ્કાળ, મોંઘારત, તનમનની દુર્બળતા, કુસંપ, ઝેરવેર, સ્વાર્થ-પરાયણતા, વિલાસિતા, છળપ્રપંચ અને લોભલાલચ વગેરે ન હતાં; અને એના સામા છેડાની સંપત્તિ, સુખશાન્તિ, સુકાળ, સંપ, હેતપ્રીત, ઉદારતા, સાદાઇ, પરોપકાર, સરળતા, સહાનુભૂતિ, આસ્તિકતા વગેરે હાલના કરતાં ઘણાં વધારે હતાં. એ સમયે એવી સ્થિતિ હોવાનું મુખ્ય કારણ એજ હતું કે ઉપર જણાવેલા પ્રકારોદ્વારા લોકોને જ્ઞાનચારિત્ર્યનું શિક્ષણ ખૂબ છૂટથી તથા સ્વાભાવિક રીતે મળ્યા કરતું હતું. આજે આપણે નાના કે મોટા પ્રત્યેક ગામમાં બ્રાહ્મણોને, ભટ્ટ ચારણોને તેમજ મઠમંદિરવાળાઓને જે ગામગરાસો પળતા જોઇએ છીએ; તે સર્વ એવા ઉચ્ચકક્ષ અને નિઃસ્પૃહ લોકશિક્ષકોના ચરણમાં કદરદાન રાજકર્તાઓ, ધનિકો તથા ગામલોકોદ્વારા તેમના ગુણચારિત્ર્ય અને ઉપકારકતા ઉપર ઓવારી નંખાયેલાં હતાં. આજે તેમના ઉત્તરાધિકારીઓ તો એ જ્ઞાનચારિત્ર્ય પણ ખોઇ બેઠા છે અને તેની પાછળ પાછળ તેમની જમીનજાગીરો પણ ખોવાતી ચાલી છે !!

પરંતુ આ સર્વ છતાં પણ ઉપર જણાવ્યું તેમ હજી પણ એ વર્ગોને સચેત અને સુસંસ્કૃત કરીને સમાજસેવામાટે ઉપયોગી બનાવી શકાય તેમ છે; અને માનવસમાજ પોતે તંગી વેઠીને પણ પોતાના એવા સુયોગ્ય સહાયકોને રોટલો આપી શકે તેમ છે. એમાં પણ જો અનેક બાળકો, માતપિતા કે પાલકપોષકવિનાનાં હોઇને જે તે પ્રકારે જીવન ગાળતાં હોય તેમનીજ સેવા અને સુશિક્ષણનું કાર્ય તેમનાજ જેવી નિર્ધનતા વગેરે સ્વીકારીને સર્વભાવથી આચરવામાં આવે તો 'કારીગરનો છોકરો સહેજે કારીગર બને છે' તેમ જ્ઞાનચારિત્ર્યસંપન્ન શિક્ષક–રક્ષકના પોતાના શિક્ષણ અને આચરણ ઉપરથી ધારણા મુજબના જ્ઞાનચારિત્ર્યસંપન્ન, મજબૂત અને સેવાવૃત્તિવાળા સમાજસેવકો તેમનામાંથી અવશ્ય સારા પ્રમાણમાં ઉપજી આવે, એમાં નવાઇ નથી. રાષ્ટ્રસેવાની સાચી દાનતવાળા અને પંડનું ભાન ભૂલી તેની પાછળ મચી પડનારા સજ્જનોમાટે શું આ ઓછી આકર્ષક તક છે ! જે નબાપાં નિરાધારો મોટે ભાગે તો દેશને માટે કષ્ટકારક, ચોર, ભામટા, જુઠ્ઠા, ભીખારી, વ્યભિચારી, પાખંડી, ઠગ અને હરામી ભેખધારીજ બની જવાનાં; તેમનામાંથી ઉત્તમ સમાજસેવકો બનાવવાનું કામ કેટલું બધું શકય અને મહત્ત્વનું છે ?

લૌકિક સ્વાર્થ અને સંગ્રહવૃત્તિને દૂર કરી પ્રભુનેજ સર્વસ્વ માની શકનારા જ્ઞાન-ચારિત્ર્યસંપન્ન થોડાક સજ્જનો પણ જો સર્વભાવે એકનિષ્ઠાથી અને સતતપણે ઉપર જણાવ્યા જેવી એકાદ સંસ્થા જમાવવા ઇચ્છે; તો હાલની શ્રીમંતસેવી તથા લૂંટારાવર્ધક અનેક શાળા-પાઠશાળાઓ અને બોર્ડિંગો જે વિઘાતક કાર્ય બજાવી રહી છે; તેને બદલે સમાજના સત્ય હિતની દિશામાં અસાધારણ પરિણામ આવ્યાવિના રહેજ નહિ. આવા કૃષિપ્રાધાન્ય દેશમાં એવા કામમાટે લૂંટારા ધનિકોની પાસે ભીખ માગી તેમને મોટા ભા બનાવવાનું કામ પણ જ્યાંસુધી કુશળ કૃષિકાર બનવામાં આવે નહિ, ત્યાંસુધી બજાવવુંજ પડે. ઉચ્ચ ભાવનાવાળા, આસ્તિક અને પરિશ્રમી સમાજસેવકને પ્રભુ આવી બાબતો માટે પણ કોઇ ને કોઇ માર્ગ ખોલી આપેજ. દેશનો ઉદય હવે કોઇ પણ પ્રકારે થવો અનિવાર્ય હોવાથી સાચી લાગણીવાળા અને સંયમી નરદેવતાઓને

માટે કાંઇ ને કાંઇ ઉકેલ પોતાની ઉચ્ચ ભાવનાઓ પાર પડે એવા મળીજ આવે. હા, ઉચ્ચ સિદ્ધાંતોને ખાતર પડે અકિંચનતામાં અને જરૂર પડે તો ભૂખમાં પણ સુખ માનવા જેટલું જ્ઞાન-ચારિત્ર્ય તેમનામાં હોવુંજ જોઇએ.

જગતકર્તાને જે કાંઇ કરવું છે, તે તો થવાનુંજ છે. માત્ર જેમનું પરમ ભાગ્ય હશે, તેઓજ તેમાં હથિયારરૂપે બની શકશે; અને આત્મોન્નતિ કે પરમ યશ બેમાંનું જે પણ જોઇતું હશે; તેના ભાગી થશે.

હે સર્વત્ર રમી રહેલા પરમ પ્રભો! સર્વપર આપની અધિકાધિક કૃપા ઉતારજો અને આપનાં પડદે રાખેલાં દિવ્ય રત્નોને પણ હવે લોકસેવામાં વાપરજો; કે જેમના જ્ઞાનચારિત્રનો પ્રતાપ જોઇને સર્વ કોઇ પોતાના અંતઃકરણમાં રહેલા મૂળ શત્રુઓની સામે તથા અયોગ્ય રૂઢિરિવાજ, માંહોમાંહેના કલેશ-કુસંપ ઇ૦ બાહ્યશત્રુઓ સામે પણ લડવા માંડે; જગતના સર્વ ધર્મો અને માનવોમાં ઐક્યપ્રદાયક રહસ્યો પ્રવર્તે, રાગદ્વેષ, મિથ્યાભિમાન અને અક્કલનાં બારદાનોની દોરવણીમાંથી જનસમાજ સત્વર છૂટે, અને પરમ ધ્યેયને પામી ચૂકેલા એવા સાચા ચિકિત્સક પુરુષોત્તમોનીજ દોરવણી તેમને સત્વર પ્રાપ્ત થાય. વાંચનાર! તમે પણ રોજ આવી પ્રાર્થના કરશો તો તમારૂં અને તમારા વંશવારસોનું પણ એથી વધારે વહેલું અને વધારે પ્રમાણમાં ભલું થશે.

આ પછીનાં પૃષ્ઠોમાં જે જે લેખો તેમજ ઉતારા જેમના અને જેમાંથી લીધા છે, તે પ્રત્યેકનાં નામ બનતાંસુધી તે તે સ્થળે આપેલાંજ છે. અહીં એ તમામ લેખકો તથા તેના પ્રકાશકોનો અંતઃકરણપૂર્વક આભાર માની આ લેખ સમાપ્ત કરીએ છીએ. **हरिः ॐ तत्सत्**

સંવત ૧૯૮૩-શ્રાવણ માસ　　　　　　　　ભિક્ષુ-અખંડાનંદ



ब्रह्मर्षि गुरु वसिष्ठ तथा महाभक्त हनुमान सहित

# श्रीरामपंचायतन

" श्रीरामनामकी लूट है, लूटी जाय सो लूट; अंतकाल पछतायगो, प्रान जायगो छूट !"



" श्रीराम लछमन जानकी, जय बोलो हनुमान की !" —मुद्रक और प्रकाशक: सस्तुं साहित्य मुद्रणालय-अहमदाबाद

श्रीरामचंद्र कृपालु भज मन, हरन भवभयदारुणं; नवकंजलोचन कंजमुख, करकंज पदकंजारुणं ॥
कंदर्प अगणित अमित छवि, नवनील नीरदसुंदरं; पटपीत मानहु तडित रुचिशुचि, नौमि जनकसुतावरं ॥
शिर मुकुट कुंडल तिलक चारु, उदार अंग विभूषणं; आजानभुज शरचापधर, संग्रामजीत खरदूषणं ॥
भज दीनबन्धु दिनेश, दानव दलन दुष्ट निकंदनं; रघुनंद आनंदकंद, कोशलचंद दशरथनंदनं ॥
इति वदति तुलसीदास, शंकर शेष मुनिमनरंजनं; मम हृदयकंज निवास करु, कामादि खलदल गंजनं ॥



# गो वामी तुलसी ासजी ं संक्षिप्त ृत्त न्त

त्रेता काव्य निबंध करिव सतकोटि रमायन ।
इक अक्षर उद्धरैं ब्रह्महत्यादि परायन ॥
अब भक्तनि सुखदैन बहुरि लीला बिस्ता ी ।
रामचरन रस मत्त रटत अहनिसि व्रतधारी ॥
संसार अपार के पा को सुगम रूप नवका लयौ।
कलिकुटिल जीव-निस्तारहित वाल्मीकि तुलसी भयौ ॥

## ઉપોદ્ઘાત

ભક્તમાળવાળા પરમ સંત નાભાસ્વામીના ઉપલા ઉદ્‌ગાર કેવા સુંદર અને ભાવપૂર્ણ છે !

કાશીની સુપ્રતિષ્ઠિત નાગરી પ્રચારિણી સભાએ ગોસ્વામી તુલસીદાસજીની ત્રણસો વર્ષની જયંતિના અવસરનિમિત્તે સં. ૧૯૮૦ ના વર્ષમાં 'તુલસી-ગ્રંથાવલી' ત્રણ ખંડોમાં પ્રસિદ્ધ કરી હતી. એ ગ્રંથાવલીમાં ગોસ્વામીજીના જીવનવૃત્તાંત તથા રામાયણાદિ ગ્રંથોના સંબંધમાં યથાશક્ય વિસ્તાર તથા વિવેચનપૂર્વક જે જે હકીકતો, નિબંધો વગેરે સમાવવામાં આવ્યું છે, તે એવું સમયોચિત કાર્ય થયું છે કે તેનાં વખાણ કરીએ એટલાં ઓછાં.

ઉપરોક્ત તુલસી-ગ્રંથાવલીના ત્રીજા ખંડમાં તેની વિસ્તૃત પ્રસ્તાવનારૂપે ગોસ્વામી તુલસીદાસજીને લગતી હકીકત તથા સમાલોચના અઢીસોક પૃષ્ઠની સમાયલી છે, તે વાંચવાથી તેના વિદ્વાન લેખક પંડિત રામચંદ્ર શુકલ, ગોસ્વામીજીના સંબંધમાં કેવા ઉંડા અભ્યાસી અને પરિશ્રમી હોવા જોઇએ તે જણાઇ આવે છે.

એ ત્રીજા ખંડમાં બીજાં ત્રણસોથી વધુ પૃષ્ઠ નિબંધોના રૂપમાં સમાયલાં છે; તે પણ ગોસ્વામીજીના જીવન તેમજ કાવ્યગ્રંથો ઉપર હોઇને ઉંડા વિચાર તથા અભ્યાસપૂર્વક સારા સારા વિદ્વાનોને હાથે લખાયલાં જણાય છે અને તે તે લેખકોના શ્રમ તથા ધર્મપ્રેમમાટે માન ઉપજાવે છે.

ગોસ્વામીજી રચિત 'રામચરિતમાનસ' ગ્રંથ પોતેજ એક એવી અદ્‌ભુત-અનુપમ-વસ્તુ છે કે તેમના અમર દેહની ઉપમા પણ તેને આપી શકાય અને તેમનું સર્વોપરી સ્મારક પણ તે ગ્રંથ પોતેજ બની રહેલો છે. કેમકે ખ્રિસ્તીઓના હૃદયમાં ખ્રિસ્ત અને તેનું બાઈબલ જેટલું વસ્યું છે; તેના કરતાં પણ હિન્દીભાષા બોલનાર બંધુઓના હૃદયમાં તુલસીકૃત રામાયણે ઘણોજ વધારે વાસ કર્યો છે.

ઉપરોક્ત નાગરી પ્રચારિણી સભાએ અને અનેક વિદ્વાનોએ મળીને ઉપરોક્ત ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં ગોસ્વામીજીનું અને તેમના ઉપરોક્ત અમર દેહરૂપ અને સ્વયંભૂ સ્મારકનું જે ભાવભર્યું પૂજન કર્યું છે; તેનાં જેટલાં પણ વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

પરંતુ ગોસ્વામીજીનું અને તેમના રામાયણરૂપી અમર દેહનું સર્વોપરી પૂજન કરનાર તો વળી તેમને લગતો એક બીજોજ ચરિત્રગ્રંથ કહી શકાય તેમ છે. ગોસ્વામીજીના સહવાસી,

વિદ્વાન શિષ્ય અને પરમ સંત એવા 'વેણીમાધવદાસજી'ના હાથથી તેમનું તે એક અતિ સુંદર અને બૃહદ્ ચરિત્ર કાવ્યગ્રંથના રૂપમાં રચાયલું હોઇને તેનું કદ આપણા હાલના બૃહદ્ મહાભારત કરતાં પણ મોટું–એટલે કે એક લાખ અને ચોત્રીસ હજાર દોહરાનું છે.

એ ગ્રંથનો છેલ્લો અધ્યાય ઈશ્વરકૃપાથી અયોધ્યાનિવાસી શ્રીયુત બાલકરામ વિનાયકને પ્રાપ્ત થયો, કે જેમાં ગોસ્વામીજીનું ચરિત્ર તેમના ભક્તોને નિત્યપાઠતરીકે કામ આવવા સારૂ સંક્ષેપરૂપે અપાયલું હતું. હિંદી ભાષાના એ અદ્વિતીય કાવ્યસમ્રાટ્ અને મહર્ષિ તથા સમર્થ આચાર્ય એવા ગોસ્વામી શ્રીતુલસીદાસજીના પ્રાપ્ત થયેલા એ સંક્ષિપ્ત ચરિત્ર ઉપરથી એજ વિદ્વાનને હાથે હિંદી ગદ્યમાં તૈયાર થયેલું જીવનવૃત્તાન્ત ચાલુ સં. ૧૯૮૨ ના વર્ષમાં લખનૌના નવલકિશોર પ્રેસે ગોસ્વામીજીકૃત મૂળ તથા શુદ્ધ સ્વરૂપે પ્રસિદ્ધ કરેલા 'રામચરિતમાનસ'ની શરૂઆતમાં ઉપરોક્ત છેલ્લા અધ્યાયસહિત પ્રસિદ્ધ થયેલું જણાયું.

અત્યારસુધીમાં હિંદીમાં પ્રકાશિત થયેલાં ગોસ્વામીજીનાં ચરિત્રો કરતાં નાગરી પ્રચારિણી સભા તેમજ નવલકિશોર પ્રેસદ્વારા પ્રસિદ્ધ થયેલાં ઉપરોક્ત ચરિત્ર વિશેષ પ્રમાણભૂત હોવાથી મોટે ભાગે તેના અનુવાદરૂપે અને તેનાજ આધારે, પરંતુ જ્યાં જ્યાં સંક્ષેપ, વિસ્તાર, ટિપ્પણ* ઇ૦ કરવાની જરૂર જણાઇ ત્યાં ત્યાં સંપૂર્ણ છૂટ લઇને યથામતિ આ સંક્ષિપ્ત ચરિત્ર યોજ્યું છે. ગોસ્વામીજીના ચરિત્રવિષે કેટલીક બાબતોમાટે જૂદા જૂદા લેખકો વચ્ચે હજી મતભેદ પણ છે; પરંતુ તેમાં ઉતરવા જેટલો સમય, સ્થાન અને બીજા સંયોગ હતા નહિ.

ઉપરોક્ત બંને ગ્રંથો આ ચરિત્ર યોજવામાં અત્યંત ઉપયોગી થવા બદલ તેના સુયોગ્ય યોજકો, શોધકો, લેખકો, અનુવાદકો અને પ્રકાશક મહાશયોનો આ સ્થળે અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

## ગોસ્વામીજીનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત

પ્રસિદ્ધ રાજાપુર શહેરની નજીક યમુનાકિનારે 'દૂબેપુરવા' નામના ગામમાં સર્વ જ્ઞાતિના લોકો ઉપરાંત રાજાપુર રાજ્યના રાજ્યગુરુ પણ રહેતા હતા. તેઓ પરાશરગોત્રી સરયૂપારી બ્રાહ્મણ હતા. તેઓ બહુ વિદ્વાન, ધનધાન્યસંપન્ન અને પ્રતિષ્ઠિત હતા તેમનું નામ રુદ્રનાથ મિશ્ર અને તેમનાં ધર્મપત્નીનું નામ હુલસી હતું.માતાના ગર્ભમાં બાર–તેર માસ રહ્યા પછીજ સંવત ૧૫૫૪ ના શ્રાવણ સુદિ સાતમે સંધ્યાસમયે તુલસીદાસજીનો જન્મ થયો હતો.

પુત્રોત્પત્તિના શુભ સમાચાર મળતાં રાજ્યગુરુ તરફથી સૌ કોઇનો ઉચિત સત્કાર થયો. એ સમયે તેમની પાસે ગામના પણ બે–ચાર માણસો બેઠા હતા અને યાચકોને દાનથી સંતુષ્ટ કરવામાં આવતા હતા; પરંતુ એટલામાંજ ઘરમાંથી એક દાસી દોડી આવી અને કહેવા લાગી કેઃ–"મહારાજ ! ઘરમાં આવો. આપના પુત્રે બીજાં બાળકોની પેઠે જન્મતાંની સાથે રડવાને બદલે "રામ" એવો ઉચ્ચાર કર્યો છે. વળી દાંત પણ તેના મુખમાં બત્રીસે આવી ગયેલા જણાય છે અને જાણે પાંચ વર્ષનો હોય તેવો જણાય છે. ત્યાં બેઠેલી સ્ત્રીઓ કહે છે કે, આ તો કોઇ રાક્ષસેજ જન્મ લીધેલો લાગે છે. હુલસીમાતાને એવું સાંભળીને બહુજ દુઃખ થાય છે; માટે આપ જલદી ઘરમાં આવો અને તેમને આશ્વાસન આપી શાંત કરો."

રાજ્યગુરુ પણ પ્રસૂતિગૃહના બારણા આગળ જતાં તેવુંજ સાંભળીને દુઃખી થતા પાછા ચાલ્યા ગયા; અને ત્યાં એકઠાં થયેલાં સગાંવહાલાં, મિત્રો, જોષી વગેરે સાથે બહુ વાદવિવાદ થયા પછી સૌ એવા નિશ્ચયપર આવ્યા કે, ત્રણ દિવસ પછી જો આ પુત્ર જીવતો રહે તો આ પ્રશ્નને માટે ફરી વિચાર કરી યોગ્ય લાગે તે કરવું.

એ પછી શ્રાવણ સુદિ ૧૧ ની આઠ ઘડી રાત જતાં માતા હુલસીએ તેમની પ્રિય દાસીને

* જ્યાં જ્યાં એ મૂળ પુસ્તકોમાંનાં ટિપ્પણ આમાં લીધાં છે, ત્યાં ત્યાં તેમ પણ લખ્યું છે.



राम चरितमानस सुकवि, मूर्तिमान् विश्वास ।
ज्ञान शिरोमणि भक्तवर, ये है तुलसीदास ॥

કહ્યું કેઃ-"હે સખિ! હવે આ પ્રાણપક્ષી ઉડવા ઈચ્છે છે. તું આ મારાં ઘરેણાં તથા મારા વહાલા પુત્રને લઇને હમણાંજ 'હરિપુર' તારી સાસુને ત્યાં ચાલી જા; અને ત્યાં સર્વ પ્રકારે તેનું પાલન-પોષણ કરજે. જો તું નહિ લઈ જાય તો મારા મરણ પછી મારા આ પંડિતમૂર્ખ જેવા પતિ તો જરૂર આ બાળકને ફેંકીજ દેશે; માટે અત્યારે રાતોરાતજ તું કોઈ જાણે નહિ તેમ નીકળી પડીને ત્યાં પહોંચી જાય તો સારૂં."

આ પ્રમાણે માતા હુલસીએ દાસીને વિનતિ કરી; અને પોતાનાં સર્વ ઘરેણાં તથા પુત્ર તેના ખોળામાં સોંપી દઇને તેને વિદાય કરી દીધી. પછી હુલસીમાતાની તબિયત બહુજ બગડી આવી. તેમણે બ્રહ્મા-વિષ્ણુ-મહેશનું સ્મરણ કરી પ્રાર્થના કરી કેઃ-"હે ભગવન્! આપ મારા સર્વસ્વનું-પ્રિય પુત્રનું રક્ષણ કરજો." પછી બ્રાહ્મમુહૂર્તમાં તેમણે દેહ મૂકયો.

પાંચ ઘડી દિવસ ચઢતાંજ ચુનિયા દાસી 'હરિપુર'માં પોતાની સાસુ પાસે પહોંચી ગઈ; તથા તેમને નમન કરીને સર્વ હકિકત કહેતાં તેણે રાજી થઇને કહ્યું કે, 'તેં બહુજ ઉત્તમ કામ કર્યું છે. તારે ઘેર પહેલું વેતર વીયાયેલી ગાય છે, તેનું દૂધ પાઈને આ માતાવિનાના બાળકને જીવાડ.' પછી તે પ્રેમપૂર્વક બાળકનું પાલન કરવા લાગી. આ રીતે પાંચ વર્ષ અને પાંચ મહિના વીતી ગયા અને બાળક બોલવા તથા હરવાફરવા લાગ્યો; પરંતુ એ અરસામાં એ દાસીને સાપ કરડવાથી તેનો દેહ પડયો અને એ બાળક અનાથ બની રહ્યો! હરિપુરના લોકોએ દાસીના મૃત્યુના સમાચાર રાજ્યગુરુને મોકલી આપ્યા અને તેમના પુત્રને બોલાવી લેવાની પ્રાર્થના કરી; પરંતુ રાજ્યગુરુએ જવાબ આપી દીધો કેઃ-"જે બાળક પોતાના પાલકપોષકનોજ નાશ કરી દે, તેને લઇને હું શું કરૂં?" હરિપુરવાસીઓમાં પણ આ ઉત્તરથી એવોજ વહેમ પેસી ગયો કે, તે બાળકને જે કોઈ રાખશે તેને નુકસાન થશે. આથી હવે તેને કોઈ પણ રાખતું નહોતું.

આ પ્રમાણે વહેમી વિચારને લીધે આ ભાવી મહાન સંતને રોટલાનો કે ઓટલાનો કાંઈપણ આશ્રય નહિ મળવાથી તે બિચારો અનાથ બાળક ક્યારેક આ દ્વારપર તો ક્યારેક પેલા દ્વારપર ભટકતો ફરતો અને ક્યારેક કોઇ કાંઇ આપતું, તે ખાઈ લેતો.×

બાળકની દીનહીન દશા જોઇને જાણે શ્રીજગન્માતાનેજ દયા આવી હોયને! તેમ એક બ્રાહ્મણબાઈ આવીને તેમને ખવડાવી જતાં હતાં. આ રીતે બીજાં બે વર્ષો વીતી ગયાં. ÷

એ સમયે ચિત્રકૂટમાં સ્વામી અનંતાનંદજીના પ્રિય શિષ્ય સ્વામી નરહરાનંદજી* કુટી બાંધીને રહેતા હતા. તેઓ ભગવાનના અનન્ય ભક્ત હોઈ તલ્લીન દશામાં રહેતા હતા;

× ગોસ્વામીજીએ પોતાની એ સમયની દીનહીન દશા દર્શાવતાં સ્વમુખેજ કહ્યું છે કેઃ—

"બારે તે લલાત બિલલાત દ્વાર દ્વાર દીન, જાનત હૌં ચારિ ફલ ચારિ હિ ચનકકો."

અર્થાત્ તે સમયે દીન-અનાથ એવો હું ઘેરે ઘેર તિરસ્કાર પામતો ભટકતો હતો અને જે દિવસ ચાર ચાનકી-કે ચણા પણ મળી જતા, તે દિવસ જાણે ચારે પુરુષાર્થ (ધર્મ-અર્થ-કામ-મોક્ષ) મળ્યા હોય એમ માનતો હતો!

÷ આખું ગામ વહેમી વિચારનું ત્યાં આ બ્રાહ્મણ બાઇને ક્યાંથી આ બાળકમાટે દયા આવી હશે! મૂળ ગ્રંથમાં તો સાક્ષાત્ પાર્વતીજ જમાડીને અલોપ થઇ જતાં એમ કહ્યું છે; પરંતુ તે લોકવાયકા ઉપરથીજ લખેલું સમજીને ઉપરમુજબજ લખ્યું છે. એ બાઇ કોઇ પૂર્ણ જ્ઞાની કે વહેમરહિત જિજ્ઞાસુ હશે, કે પછી તેવા પુરુષનાં આજ્ઞાંકિત કે વિધવા હશે; અને તેથી એમજ માનતાં હશે કેઃ-"આવા નિરાધાર બાળકને અન્નપાણી આપવાથી તે કાંઇ મરી જવાતું હશે? પુણ્યે તો પાપજ ઠેલાય." વાંચનાર ભાઇબહેન! આવા વખતમાં તમને તો આવીતેવી જોઇએ તેટલી તકો મળી આવે તેમ હોવાથી તે જરૂર શોધતાં-સાધતાં રહેજો.

* શ્રી નરહરાનંદજી શ્રી અનંતાનંદજીના પ્રિય શિષ્ય હતા; અને શ્રી અનંતાનંદજી યતીંદ્ર શ્રીરામાનંદ સ્વામીના બાર શિષ્યોમાં મુખ્ય હતા.

અને શ્રીહરિનો સાક્ષાત્કાર પામીને કૃતાર્થ થયેલા હતા. આ અનાથ બાળકની નિરાધાર દશા તેમના સાંભળવામાં આવતાંજ તેમને બહુજ લાગણી થઈ આવી.

એ સમય આજથી ચારસો વર્ષ અગાઉનો છે, કે જ્યારે ભારતવર્ષમાં અનાજ, ઘી, દૂધ વગેરે હાલના કરતાં દશવીસગણાં સસ્તાં હોઈ માણસો પણ બહુજ ઉદાર હતાં; એટલે પછી અન્નવિના તો ભાગ્યેજ કોઇ ભૂખે મરતું હશે. આથી માત્ર વહેમનેજ લીધે એક બાળકને અતિ દુઃખી અવસ્થામાં આવી પડેલો સાંભળતાંજ નરહરાનંદ જેવા પ્રભુનો સાક્ષાત્કાર પામેલા સંતને ઉંડી લાગણી થઈ આવે, એમાં આશ્ચર્ય નથી.

હાલ આપણા દેશમાં તો એવા નિરાધાર, દુઃખી અને જ્ઞાન–ધાન–પાન–વસ્ત્ર–ઔષધ–ઈ૦ વિના દુઃખી થનારા તો શું પણ મરી સુદ્ધાં જનારા માનવ તથા બાળકોની સંખ્યા લાખ્ખોની હોય છે; એટલે પછી દરવર્ષે લાખ્ખો લોક સદાને માટે ભીખારી, ભેખધારી અને ચોરીજારી કરનારા પણ એવી સ્થિતિવાળામાંનાજ મોટે ભાગે બન્યા કરે તેમાં પણ નવાઈ શી ! પણ પડી છે કોને? મોટમોટા દેશસેવકો પણ રજસપ્રકૃતિગત કીર્તિલોભ ધરાવતા હોય; એટલે પછી માબાપવાળાજ હજારો લાખો વિદ્યાર્થીઓને ભણાવવા–ખવરાવવાનું અને ઝટ મોટા ભામાં ખપી શકાય, ઇલકાબ મેળવી શકાય, એવું તેવું કરવાનું મૂકીને દીનદુઃખીઓની અને નિરાધારોની તેમને શી પડી હોય! 'જિસકે તડમેં લડ્ડૂ, ઉસકે તડમેં હમ!'

ઉપરોક્ત નરહરાનંદજી પણ હાલના જેવા અનેક મોઢેથી બોલી જાણનારા વાણીકુશળો, ધનવાનો, લઠધારી, મઠધારી, ભેખધારી ઇ૦ ની પેઠે ઉપર ઉપરના ડોળડિમાકથી બડેખાંમાં નહિ ખપવા ઇચ્છિતા હોય; અને હાલના કરતાં અનેક બાબતે સારા એવા તે જમાનામાં હાલની પેઠે લાખ્ખો તો શું પણ થોડા પણ અનાથ,છેક રખડી પડેલા અને ભૂખે મરી જવાવાળા નહિ હોય; એટલે પછી લોકવહેમનાજ પ્રતાપે થયેલી બાળકની અવદશા સાંભળીને વંદનીય નરહરાનંદજી તો અંતર્યામી પ્રભુની પ્રેરણાને અનુસરીને તરતજ હરિપુર પહોંચી ગયા ! એક ઘર આગળ એક અનાથ છોકરારૂપે તે ભાવી મહાન પુરુષ નિરાધાર ભિખારીની હાલતમાં ઉભેલો હતો, એક વહેમી ઘરધણી તેના તરફ લાકડી બતાવીને 'ચાલ્યો જા અહીંથી' એમ બરાડી રહ્યો હતો અને એવામાંજ નરહરાનંદજી પહોંચી ગયા ! તરતજ તેમણે તેને પોતા તરફ ખેંચી લઇને તથા બીજે હાથ લાકડી સામે આડો ધરીને તે દીન–અનાથને સનાથબનાવી દીધો અને કહ્યું કે:–"રામબોલા ! તું શોક ન કર. પરમ કૃપાળુ પિતા સર્વ પ્રકારે તારી સંભાળ લેશે." પછી ગામનાં મનુષ્યોની સંમતિ લઇને બાળકસહિત તે અયોધ્યામાં આવી પહોંચ્યા.

પછી સંવત ૧૫૬૧ ના માઘસુદિ પંચમી (વસંતપંચમી)ને દિવસે સરયૂતટપર યજ્ઞોપવીત યજ્ઞ કરાવીને તે વિપ્રબાળકને તેમણે યજ્ઞોપવીત તથા ગાયત્રીમંત્ર આપ્યો અને શ્રીરામ નામનો પણ ઉપદેશ કર્યો.

પછી ત્યાં સ્વામીજી હનુમાનટીલાપર દશમહિનાપર્યંત રહ્યા. તેઓ પોતાના શિષ્યને વિદ્યાધ્યયન અને અષ્ટાધ્યાયી સૂત્રો કંઠે કરાવવા લાગ્યા. હવે આ નાના બાળકમાં ગ્રહણ–ધારણશક્તિ, સેવાબુદ્ધિ તથા ભક્તિભાવનો વિકાસ થતો જોઈને સ્વામીજી બહુજ પ્રસન્ન રહેતા અને તેમનું કલ્યાણ ઇચ્છતા. બાળકે પણ તેમના આગળ હૃદય ખોલીને પોતાની સર્વ કરુણકથા કહી. આચાર્ય એ સાંભળીને બહુજ આશ્ચર્યચકિત થયા; નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં; અને તે શિષ્યને હૃદયસાથે ચાંપીને ઉત્તમ ઉપદેશ કર્યો.

ત્યારપછી હેમંતઋતુનો આરંભ થતાંજ સ્વામીજી ત્યાંથી શિષ્યસહિત નીકળ્યા અને માર્ગમાં કથાપુરાણ કહેતા કહેતા સરયૂ–ઘોઘરાના સંગમપર શૂકરખેત (વારાહક્ષેત્ર)માં પહોંચ્યા. ત્યાં આખો પોષમાસ નિવાસ કરવો પડે છે અને પૂર્ણિમાના સ્નાનનો મહિમા છે. ત્યાં



બાળક તુલસીદાસને વહેમને લીધે ટુકડો ન આપતાં સર્વ કોઈ ધૂતકારી રહ્યાં. આથી તે બહુ દુઃખી રહે. પ્રભુપ્રેમી નરહરાનંદ સ્વામી એ વાત સાંભળતાંજ હરિપુર પહોંચ્યા. ત્યાં એક માનવને તેની પાછળ પડેલા જોઈ તેમણે રોક્યા અને બાળકને આશ્રયમાં લઈ નિરાધારનો આધાર બન્યા; તથા કહ્યું કેઃ-"રામબોલા! ફિકર કરતો નહિ, કૃપાળુ પ્રભુ સર્વ પ્રકારે તારી સંભાળ લેશે." પછી ગામલોકની સંમતિપૂર્વક તેને તેઓ સાથે લઈ ગયા

પોતે પાંચ વર્ષપર્યંત જપ–તપપરાયણ રહ્યા અને શિષ્યને શિક્ષણ પણ આપતા રહ્યા. એ પછી જ્યારે તે બાળકની બુદ્ધિ રૂડે પ્રકારે પ્રવીણ થતી જણાઇ, ત્યારે સ્વામીજીએ રામાયણનો પણ આરંભ કરી દીધો. બાળકને પણ તેના શ્રવણથી બહુજ આનંદ અને બોધ મળવા લાગ્યો.

આવી રીતે શિષ્ય સુશિક્ષિત થયા પછી પર્વ આવતાં પોતે શિષ્યસહિત કાશીજી તરફ જવા નીકળ્યા. માર્ગમાં પ્રારબ્ધાનુસાર તેઓ અનેક સ્થળે રોકાતા, અધિકારી જનોને ઉપદેશ કરતા તથા દીન જનોનાં દુઃખ દૂર કરતા વિચરતા વિચરતા કાશીજી પહોંચી ગયા. ત્યાં તેમણે પરમ ગુરુ સ્વામી રામાનંદજીના સ્થાનપર ઉતારો કર્યો.

કાશીપુરીમાં મનોહર પંચગંગા ઘાટપર યતીંદ્ર રામાનંદજી પુષ્કળ વખત રહ્યા હતા. એ સુંદર ઘાટપર 'શેષ સનાતનજી' નામના મહાત્મા એ સમયે રહેતા હતા. તેમનું શરીર તો વૃદ્ધ હતું; પણ મનોબળ યુવાનના જેવું હતું. તેઓ વેદો અને શાસ્ત્રોના અદ્વિતીય જ્ઞાતા હતા. તેમના તેજસ્વી મુખચંદ્રમાંથી જાણે પ્રકાશનાંજ કિરણો વહ્યા કરતાં હોય એમ લાગતું હતું. સિદ્ધદશા અને તપશ્ચર્યાને માટે તેઓ સર્વત્ર પ્રસિદ્ધ હતા. તેમણે આપણા ચરિત્ર-નાયક બાળબ્રહ્મચારી તુલસીદાસજીમાં સુંદર સરળ સ્વભાવ વગેરે લક્ષણો જોઇને તેમને પોતાની સકળ વિદ્યાઓના સર્વોત્તમ–સુયોગ્ય પાત્ર માન્યા; અને સ્વામી નરહરાનંદજીને કહ્યું કેઃ–"હે મુનિરાજ ! આપ કૃપા કરીને આપના શિષ્યને અહીંજ રાખો. તેની વૃત્તિ સાંસારિક નથી; પરંતુ મંત્રના ધ્વનિ અને ઇષ્ટધ્યાનમાં મગ્ન રહેનારી છે. હું તેને ચાર વેદ, છ શાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ, કાવ્ય વગેરે શીખવીને એવો ધુરંધર વિદ્વાન બનાવી દઇશ કે આપ પણ તેનાં યશોગાન સાંભળીને પ્રસન્ન થશો."

તે મહાત્માનાં હિતપૂર્ણ વચનો સાંભળીને સ્વામી નરહરાનંદે તેજ વેળા પવિત્ર ગંગાતટ-પર તે બાળબ્રહ્મચારીને બોલાવીને બહુજ પ્રસન્નતાપૂર્વક તેઓને સોંપી દીધા; અને પોતે કેટ-લોક સમય ત્યાં રહ્યા પછી જ્યારે સૂત્રભાષ્યના અધ્યયનમાં તેમનું ચિત્ત ખૂબ લાગેલું જણાયું તથા તેમને માટે કાંઇપણ ચિંતા જેવું ન જણાયું, ત્યારે તેઓ ચિત્રકૂટ ગયા.

આ રીતે ગોસ્વામીજીએ ત્યાં પંદર વર્ષ અધ્યયન કરી સમગ્ર શાસ્ત્રોના સિદ્ધાંતો સમજી લીધા. વિદ્યાગુરુની પણ તેમણે તનમનથી સેવા કરી અને ગુરુનું શરીર પંચત્વ પામ્યું ત્યારે તેમની અંત્યેષ્ટિક્રિયા પણ કરીને આચાર્યઋણથી તેઓ નિવૃત્ત થયા. ગુરુનું શરીર પંચત્વ પામતાં એ સ્થાનમાંથી તેમનું મન ઉંચું થયું અને પર્યટન કરતા કરતા પોતાની જન્મભૂમિ તરફ ચાલી નીકળ્યા. ફરતા ફરતા પોતાની જન્મભૂમિ રાજાપુર પહોંચી જઇ તેમણે પોતાનું ઘર જોયું, તો માત્ર તેનું ખંડિયેરજ ઉભું હતું અને ઘરમાંનું કોઇ પણ હયાત ન હતું. પછી તેમણે વિધિપૂર્વક શ્રાદ્ધ અને પિંડદાન કર્યું. ગામલોકોના આગ્રહથી મકાન પણ તેમણે સુધારી લીધું અને તેમાં નિવાસ કરી શ્રીરામાયણની કથા વાંચવા લાગ્યા.

યમુનાજીના સામા કિનારાપર 'તારિપતો' નામના ગામમાં ભરદ્વાજગોત્રના એક સરયૂ-પારી બ્રાહ્મણ રહેતા હતા. તેઓ યમદ્વિતીયા(કાર્તિક સુદિ બીજ)ના પર્વપર સહકુટુંબ યમુના-સ્નાન કરવા આવ્યા હતા. સ્નાનદાનથી નિવૃત્ત થઇને તેઓ જ્યાં પંડિત તુલસીદાસજી કથા કરતા હતા ત્યાં આવ્યા. તેઓ ગોસ્વામીજીને જોઇને બહુજ પ્રસન્ન થયા અને તેમના સંબંધે ગામ-લોકોને કેટલીક પૂછપરછ કરીને પાછા પોતાને ઘેર ચાલ્યા ગયા. પછી તેઓ વૈશાખ માસમાં ફરીને ગોસ્વામીજી પાસે આવ્યા અને હાથ જોડીને કહ્યું કેઃ–"અહીં આપની કથા શ્રવણ કરી-ને મારે ગામ ગયા પછી તો સ્વપ્નમાં પણ આપજ મને દેખાવા લાગ્યા અને જાણે જગદંબાજ આજ્ઞા કરતાં હોય તેમ લાગ્યું કે, મારે મારી કન્યાનો વિવાહ આપ સાથેજ કરવો. આથી હવે આપની પાસે હું એજ કાર્યમાટે આવ્યો છું; માટે આપ મારી પુત્રીસાથે વિવાહ કરો."

ગોસ્વામીજી વિચારમાં પડી ગયા અને પછી બહુજ સંકોચસાથે તેમણે પરણવાની ના પાડી. પછી તે બ્રાહ્મણ તો "કાર્યં સાધયામિ કે દેહં પાતયામિ" ની પેઠે અન્નપાણીનો ત્યાગ કરીને ત્યાં લાંઘવા બેઠા. છેવટે "પ્રભુ ઇચ્છા" સમજીને ગોસ્વામીજીને તેમની વાતનો સ્વીકાર કરવોજ પડયો અને જ્યારે તેમણે હા પાડી ત્યારેજ–બીજે દિવસેજ તે બ્રાહ્મણે અન્નપાણી ગ્રહણ કર્યું.

ત્યાર પછી તે બ્રાહ્મણે ઘેર જઈ જોષીને બોલાવી લગ્ન નક્કી કરીને લગ્નપત્રિકા મોકલી આપી. અહીં રાજાપુરવાસીઓએ જાનની તૈયારી કરી આપી અને સંવત ૧૫૮૩ ના જેઠ સુદી ૧૩ ને ગુરુવારની અર્ધરાત્રીને સમયે હસ્તમેળાપ અને મંગળ વર્તાવવાની શુભ ક્રિયા કરવામાં આવી. પછી ત્રીજે દિવસે તે બ્રાહ્મણે યથાશક્તિ દાયજો આપી પંડિતજીને કન્યાસહિત વિદાય કર્યા.

ગોસ્વામીજી ઘેર પહોંચી ગયા પછી શહેરની સ્ત્રીઓ વહુનું મુખ જોવા આવી અને બહુજ પ્રસન્ન થઇ. ગોસ્વામીજી તો પછી તેના રૂપસૌંદર્યપર એવા મોહિત થઇ ગયા કે રાતદિવસ તેની સાથે ને સાથેજ રહેવા લાગ્યા. આવી રીતે પાંચ વર્ષ ઝડપથી વીતી ગયાં. તેઓ કયાંય બહાર જતા નહિ તેમ પત્નીને પણ નજરથી દૂર થવા દેતા નહિ.

પત્નીને પિયરથી કેટલીએ વાર તેડાં આવી ગયાં; પરંતુ ગોસ્વામીજીએ તેને મોકલીજ નહિ. એક દિવસ તેનો ભાઇ આવ્યો અને બહેનને સમાચાર આપ્યા કે, 'માતા બહુજ બિમાર છે અને તને જોવા ઇચ્છે છે.' આ સમાચારની તેના હૃદયપર એવી અસર થઇ કે એક ઘડી એક વર્ષ જેટલી જણાવા લાગી. ભોગજોગે ગોસ્વામીજી જરૂરી કામપ્રસંગે તેજ દિવસે બહારગામ ગયા હતા. એટલે તેને એમ લાગ્યું હશે કે, તેઓ ઘેર આવેથી પણ આવી બાબતમાં ના તો નહિજ પાડે; પણ તેમના આવતાંસુધી અહીં ખોટી થાઉં ને ત્યાં માતા ગુજરી જાય, તો પછી જવું પણ શા કામનું? આથી પછી તે તો તરતજ દાસીને કહીને પોતાના ભાઇ સાથે પિયર પહોંચી ગયાં. એ પછી સાયંકાળે જ્યારે ગોસ્વામીજીએ આવીને ઘર સૂનું જોયું, ત્યારે તેઓ બહુજ દુઃખી થયા. દાસીના મુખે સર્વ ખબર સાંભળતાંજ તેઓ સાસરી તરફ ચાલી નીકળ્યા; કેમકે તેમનું મન તેનામાં બહુજ આસક્ત હતું. પછી મહામુશ્કેલીથી તેઓ નદી ઉતરી કેટલાક ગાઉ ચાલીને સાસરે પહોંચ્યા. આ વેળા મધ્યરાત્રિનો સમય હતો અને ઘરમાંનાં સર્વ ઉંઘતાં હતાં. કેટલાક સાદ કર્યા પછી તેમનાં પત્નીએ પતિનો સાદ ઓળખીને તરતજ બારણાં ઉઘાડયાં અને સ્મિતપૂર્વક કહ્યું કેઃ–

"લાજ ન લાગત આપુ કો, દૌરે આયેહુ સાથ; ધિક્ ધિક્ ઐસે પ્રેમકો, કહા કહૌં મૈં નાથ;
અસ્થિ–ચરમ–મય દેહ મમ, તામેં જૈસી પ્રીતિ, તૈસી જો શ્રીરામમહઁ હોત ન તૌ ભવભીતિ."

આ વચનોથી ગોસ્વામીજીના અંતઃકરણમાં તરતજ પૂર્વ સંસ્કાર જાગૃત થઈ આવ્યા; અને તેમના હૃદયપર જાદુની પેઠે એવી તો સચોટ અસર થઇ કે તેમને વાસ્તવિક કલ્યાણની આબાદ યાદ કરાવી દીધી ! તેઓ તેજ ક્ષણે ત્યાંથી પાછા વળ્યા; પરંતુ ચાલી નીકળવા અગાઉ તેમનાં પત્નીએ તેમનો અભિપ્રાય જાણી જઇને કહ્યું હતું કેઃ–"પાણિગ્રહણ કરેલી સ્ત્રીનો ત્યાગ કરવો એ ઉચિત નથી." પણ ગોસ્વામીજી જેવા પૂર્વના કોઇએક યોગભ્રષ્ટ, વર્તમાન જન્મમાં પણ વીસ વીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસ તથા સંતસેવા કરી ચૂકેલા અતિ વિચક્ષણ પુરુષમાટે તો પત્નિનું ઉપરોક્ત કથન સૂર્ય આગળ દીવો ધરવા જેવું નિવડે એમાં નવાઇ નથી. ભગવાન બુદ્ધને માટે તો પૂર્વ સંસ્કારના યોગે થોડાક સામાન્ય દેખાવોજ વૈરાગ્ય ઉપજાવવા સમર્થ થયેલા; તેમ આપણા ચરિત્ર નાયકને માટે એકાદ બે વાક્યજ "તેજીને ટકોરો" જેવાં નિવડયાં ! પત્નિએ છેવટે જમતાં સુધી રોકાવાનો આગ્રહ કર્યો; તે પણ ન સ્વીકારતાં ગોસ્વામીજી તો બસ ચાલીજ નીકળ્યા !×

× આગળ જણાવેલા નાગરી પ્રચારિણી સભાવાળા પુસ્તકમાંના એક નિબંધમાં એવું આવે છે



ગોસ્વામીજી ભણ્યા ત્યારે ( ૨૦ વર્ષ સુધી ) ભણ્યા પણ ખૂબ, અને ( ૨૯ વર્ષની ઉંમરે ) પરણ્યા ત્યારે વિષયાસક્ત પણ ખૂબ બન્યા. તેમની ગેરહાજરીમાં એક દિવસ સ્ત્રીનું ભાઇસાથે પિયર જવું થતાં તેઓ પણ તેજ રાત્રે ત્યાં પહોંચી ગયા અને બારણું ખખડાવ્યું ! સ્ત્રીએ અવાજ ઓળખતાંજ બારણું ખોલ્યું; અને આશ્ચર્ય પામીને કહ્યું કેઃ—

" લાજ ન લાગત આપકો, દૌડે આયે હો સાથ; ધિક્ ધિક્ ઐસે પ્રેમકો, કહા કહું મૈં નાથ;
અસ્થિ–ચરમ–મય દેહ મમ, તામેં જૈસી પ્રીતિ; ઐસી જો શ્રીરામમેં હોત ન તૌ ભવભીતિ. "

એ સાંભળતાંજ તુલસીદાસના મનમાં અગાઉ સંતસેવા અને ઋષિવિદ્યાના જે ઉત્તમોત્તમ સંસ્કાર પડેલા, તે તાજા થઇ ગયા; અને જાણે પ્રભુએ પોતેજ ઉપલા શબ્દો કહ્યા હોય તેમ પૂર્વજન્મનો અધુરો યોગ પૂર્ણ કરવા માટે ત્યાંથી તરતજ પરભાર્યા ચાલી નીકળ્યા.

ગોસ્વામીજીના સાળાએ આ વાત સાંભળેલી, તેથી તે પણ ગોસ્વામીજીની પાછળ પાછળ ગયો અને પ્રાતઃકાળ થતાંસુધી બહુ બહુ પ્રાર્થના કરી; પણ તેઓ પાછા ન ફર્યા તે નજ ફર્યા. છેવટે તે નિરાશ થઇને ઘેર પાછો આવ્યો; પરંતુ ઘર આગળ આવીને જોયું તો પોતાની વહાલી બહેન મૂર્છિત દશામાં પડી છે! કેટલાક સમયસુધી ઉપાય કર્યા પછી તેની મૂર્છા નિવૃત્ત થતાં ભાઇએ તેને સ્વસ્થ–શાંત રહેવા આશ્વાસન આપ્યું; પરંતુ તે બાઇએ કહ્યું કેઃ–"**ભાઈ! હું તો આ સંસારમાં માત્ર મારા સ્વામીને પ્રભુનો માર્ગ બતાવવાજ આવી હતી. તેઓ હવે તે રસ્તે ચઢી ચૂકયા; એટલે હું અહીં શું કરવા રહું?**" આટલું કહીને તે તરતજ પોતાનું શરીર છોડી દઇને પતિભક્તિની ધ્વજા ફરકાવતી ચાલી ગઇ! આ પ્રસિદ્ધ ઘટના સંવત ૧૫૮૯ના આષાઢ વદી ૧૧ ને બુધવારે બની. ધન્ય છે તે ઘડી, મુહૂર્ત, દિવસ, તિથિ, માસ અને સંવત્સરને! આ વાતની સર્વત્ર પ્રસિદ્ધિ થઇ ગઇ; સર્વ લોક આ ઘટનાપર વિચાર કરવા લાગ્યા. કોઈ એક પરમાર્થવેત્તા તત્ત્વજ્ઞાની સિદ્ધ પુરુષે આ વાતપર વિચાર કરીને કહ્યું હતું કેઃ–"મને તો એમ લાગે છે કે, જાણે ખુદ સરસ્વતીએજ એ બાઇરૂપે અવતરીને પોતાના અપાર સૌંદર્ય અને દિવ્ય ગુણોથી ગોસ્વામીજીની ચિત્તવૃત્તિને એકવાર પોતા તરફ પૂર્ણ એકાગ્ર અને આસક્ત કરીને સાંસારિક પ્રેમની પરાકાષ્ઠાપર્યંત પહોંચાડી દીધી અને પછી તેમની એ એકનિષ્ઠ અને પૂર્ણ આસક્ત બનેલી ચિત્તવૃત્તિને પોતાના અપૂર્વ ઉપદેશથી એકદમ સંસારમાર્ગથી ઉલટાવી દઇને સચ્ચિદાનંદ પરમાત્મા તરફ વાળી દીધી અને પછી તરતજ તેઓ દિવ્ય લોકમાં ચાલ્યાં ગયાં!"

ગોસ્વામીજી સાસરીમાંથી નીકળીને સૌથી પ્રથમ તીર્થરાજ પ્રયાગમાં ગયા. ત્યાં ત્રિવેણીમાં સ્નાન કરીને તેમણે પોતાને કૃતાર્થ માન્યા અને ગૃહસ્થનો વેષ તજી દઇ વિરક્ત–મુનિવેષ ધારણ કર્યો. એ પછી ત્યાંથી 'ફફ્ફહાગઢ' ગયા અને ત્યાંથી ગોમતી અને તમસાનદી ઉતરીને શ્રીરામચંદ્રજીની પુરી અયોધ્યાજીમાં આવ્યા. તે ચાતુર્માસ તેમણે સંતમહાત્માઓની સેવાસમાગમમાં ગાળ્યો. ત્યાંથી પછી પ્રસિદ્ધ ધામ જગન્નાથપુરી ભણી વિદાય થયા. માર્ગમાં અનેક સ્થળોએ રોકાતા રોકાતા તેઓ પુરીધામમાં પહોંચ્યા. એ મુસાફરીમાં 'દુબૌલી' નામના એક ગામમાં નીચે પ્રમાણે બન્યું હતું.

ગોસ્વામીજીએ દુબૌલી ગામમાં એક કૂવાપર વિશ્રામ કર્યો હતો. ત્યાં તેઓ સ્નાનાદિક કરી મોંપર કપડું ઢાંકીને બેઠા બેઠા પરમાત્માનું ધ્યાન કરી રહ્યા હતા; એટલામાં ગામના કેટલાક છોકરાઓ રમતા રમતા ત્યાં આવી ચઢયા. તેમાં એક હરિરામ નામનો બ્રાહ્મણબાળક બહુ તોફાની હતો. તેનાથી સૌ છોકરાઓ ડરતા હતા. મુનિને બેઠેલા જોઈને સૌ છોકરાઓ તેમનાપર ઢેખાળા ફેંકવા લાગ્યા. આથી મુનિએ પોતાના મોંપરથી કપડું કાઢી નાખ્યું. એ જોઇને બીજા છોકરાઓ ત્યાંથી નાસી ગયા; પણ હરિરામ તેમને હેરાન કરતો અટકયો નહિ. ગોસ્વામીજીને પ્રભુના માર્ગમાં તેને આમ આડો આવતો જોઈને ત્રાસ થવાથી કે પછી 'કાગનું બેસવું અને ડાળનું ભાગવું' એમ કોઈ અન્ય પૂર્વકર્મના યોગથી એજ અરસામાં તે ગુજરી ગયો હોય અને "ભૂતયોનિ"ને પામ્યો હોય, તો એમાં પણ નવાઈ નથી. (આના અનુસંધાનરૂપ વધુ હકીકત આગળ ચાલતાં આવશે.)

ત્યારપછી ગોસ્વામીજીએ 'ચેંફુલ' નામના ગામમાં વિશ્રામ કર્યો. ત્યાં ચારુબાઈ નામની એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. તે ભિક્ષાથી તથા રેંટીઓ કાંતીને નિર્વાહ કરતી હતી, તોપણ જે કાંઈ અલ્પસ્વલ્પ પ્રાપ્ત થાય તેમાંથી સર્વથી પહેલું કાર્ય તો તે સંત ભક્ત-

કે ગોસ્વામીજીને બે કે ત્રણ સ્ત્રીઓ થઇ ચૂકી હતી. એક સ્થળે એવું પણ આવે છે કે એક પુત્ર થયેલો, પણ તે ગુજરી ગયો હતો.

ના સત્કારનુંજ કરતી હતી. એકવાર ગોસ્વામીજીનું પણ તેણે આતિથ્ય કર્યું હતું. આ પ્રસંગે તેનો અત્યંત સાત્વિક તથા ઉદાર સ્વભાવ જોઇને અને તેની છેકજ નિર્ધનતા તથા ભિક્ષા અને રેંટીઓજ નિર્વાહનું સાધન જોઇને ગોસ્વામીજીને એટલી બધી લાગણી થઈ આવી કે તેના પરિણામે "જે વસ્તુ ઉપર તું તારો હાથ મૂકીશ, તે વસ્તુ ગમે તેટલી વાપર્યા છતાં ખૂટશે નહિ" એવા આશીર્વાદવિના પણ તે ભગવદીય બ્રાહ્મણીની ગૃહદશા સુધરી જાય, તો તેમાં આશ્ચર્ય નથી.

ગોસ્વામીજીને વાલ્મીકિ રામાયણ એટલી બધી પ્રિય હતી કે જગન્નાથપુરીમાં નિવાસ કરીને વાલ્મીકિ રામાયણની પ્રત સ્વહસ્તેજ ઉતારીને તૈયાર કરી હતી. ત્યારપછી તેઓ રામેશ્વર ગયા. ત્યાંથી દ્વારકાં અને બદરીનારાયણ ગયા. ત્યાં નારાયણઋષિ અને મહર્ષિ વ્યાસ જેવા ઈશ્વરના અવતારસમા અસામાન્ય મહાત્માઓનાં પણ ગોસ્વામીજીને દર્શન થયાં. તેમના મુખે તેમણે માનસસરોવરની બહુજ પ્રશંસા સાંભળવાથી અત્યંત દુર્ગમ માર્ગ છતાં પણ માનસસરોવરની યાત્રા કરી. તે પરમ પવિત્ર સ્થાનપર કેટલાક દિવસ રોકાઈ દિવ્ય સંતોના સમાગમનો અતિ ઉત્તમ લાભ તેમણે લીધો. ત્યાંથી પછી તેઓ સુમેરુ પર્વતપર જઈને પાછા માનસસરોવર આવી પહોંચ્યા; અને એ રીતે કૈલાસની પ્રદક્ષિણા કરી.

ઉપરોક્ત રીતે ચૌદ વર્ષ, દશ માસ અને સત્તર દિવસસુધી તીર્થયાત્રા કરીને પછી ભવવનમાં આવી ચાતુર્માસ પૂરા થતાંસુધી રહ્યા. અહીં તેઓ બહુજ ઉત્સાહથી રામાયણની કથા કરતા અને તે અનેક વનવાસી સંતો આવીને પ્રેમપૂર્વક શ્રવણ કરતા. તે વનના એક વૃક્ષ ઉપર એક પ્રેત રહેતો હતો. શ્રીગોસ્વામીજી શરીરની ક્રિયા કર્યા પછી પાત્રમાં બચેલું જળ તે વૃક્ષની નીચે ઢોળી નાખતા હતા અને તે જળથી તે પ્રેતની તૃષા શાંત થતી હતી. તે પ્રેતે જાણી લીધું કે, જે મુનિના ધ્યાનમાં પોતે પોતાના જીવનકાળમાં વિઘ્ન કરેલું તેજ મુનિ આ છે. એક દિવસ તે પ્રેતે પ્રકટ થઈને મહાત્માને કહ્યું કે, આપની સેવાનો મને કૃપા કરીને લાભ આપો. આપ જેવાની સેવા અને કૃપા મેળવું તો મારો આવી દશામાંથી ઉદ્ધાર થયા વગર રહે નહિ; માટે આપ જે કાંઈ સેવા ફરમાવશો, તે હું જીવજાનથી બજાવીશ. આ સાંભળી ગોસ્વામીજીએ તેને કહ્યું કેઃ—"મને તો એક શ્રીરામચંદ્રજીના દર્શનની લાલસા છે, હું બીજી કોઈ વસ્તુ ચાહતો નથી." આ સાંભળીને પ્રેતે કહ્યું કેઃ—"શ્રી હનુમાનજી નિત્ય કોઢીઆનું સ્વરૂપ ધારણ કરીને આપની કથા સાંભળવા આવે છે. તેઓ સૌથી પહેલા આવે છે અને સૌથી પાછળ જાય છે; માટે અવસર જોઇને આપ તેમના ચરણ પકડી લઇ તેમને પ્રસન્ન કરજો, એટલે આપનું કામ થઈ જશે." ગોસ્વામીજીએ એજ પ્રમાણે કરીને હનુમાનજીને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરાવવા કહેતાં તેમણે ગદ્ગદ્ કંઠથી કહ્યું કેઃ—"તમે ચિત્રકૂટમાં જઇને **સર્વભાવથી ભગવદ્ભજનમાંજ એકનિષ્ઠ—તલ્લીન બનો, એટલે જરૂર આપને તેમનાં દર્શન થશે."**

પછી ગોસ્વામીજી ચિત્રકૂટ જવામાટે વિદાય થયા. માર્ગમાં જતાં જતાં જ્યારે જ્યારે તેમને પોતાની મંદ જિજ્ઞાસાનું અને પૂર્વસમયની વિષયાસક્તિનું અને અઠીક કર્મોનું સ્મરણ થતું હતું, ત્યારે ત્યારે તેમના પગ પાછા પડતા અને ધૈર્ય છૂટી જતું; પરંતુ જ્યારે પાછું તેમને શ્રીરામચંદ્રજીના સુંદર ઉદાર સ્વભાવનું સ્મરણ થઈઆવતું, ત્યારે તેમનાં દર્શનને માટે તેઓ ખૂબ આતુર થઇ જતા અને જોરથી ચિત્રકૂટ તરફ દોડવા લાગતા. આ પ્રકારે ગોસ્વામીજી ચિત્રકૂટ પહોંચી ગયા અને રામઘાટપર આસન કર્યું. કેટલાક સમયપર્યંત ત્યાં નિવાસ કરીને તેઓ એક દિવસ ચિત્રકૂટની પ્રદક્ષિણા કરવા ગયા. પ્રદક્ષિણા કરતાં કરતાં તેમણે બે અત્યંત સુંદર રાજકુમારને ઘોડેસ્વાર થઈને જતા જોયા. તેમનું અત્યંત સૌંદર્ય જોઇને ગોસ્વામીજીનું મન મુગ્ધ થઇ ગયું; પરંતુ તેઓ સમજી શક્યા નહિ કે આ કોણ છે?

પાછળથી હનુમાનજીએ ભેદ બતાવ્યો કે, તેઓ શ્રીરામલક્ષ્મણ હતા. આ સાંભળીને ગોસ્વામીજી બહુજ પસ્તાયા અને તેમનાં પુનઃ દર્શનમાટે ઘણાજ આતૂર બની ગયા. હનુમાનજીએ પછી "પ્રાતઃકાળમાં પુનઃ દર્શન થશે" એમ કહી તેમને વિશ્વાસ બંધાવ્યો અને ધીરજ આપી.

સંવત ૧૬૦૭ ની મૌની અમાવાસ્યાને દિવસે પ્રાતઃકાળમાં ગોસ્વામીજી રામઘાટપર બેઠા હતા. તે દિવસે પર્વ હોવાથી મેળો ભરાવાને લીધે ત્યાં બહુજ ભીડ હતી. પુષ્કળ સંતમહાત્માઓ એકઠા થયા હતા. ગોસ્વામીજી અત્યંત પ્રેમપૂર્વક ચંદન ઘસી રહ્યા હતા. આ સમયે બે મનોહર રાજકુમારો ગોસ્વામીજી પાસે આવીને બોલ્યાઃ-" બાબાજી ! મને પણ ચંદન લગાવો. " આ વિષે નીચેનો સુંદર દુહો પ્રસિદ્ધજ છે કેઃ—

" ચિત્રકૂટકે ઘાટપર, ભઈ સંતનકી ભીર; તુલસિદાસ ચંદન ઘિસે, તિલક કરે રઘુવીર. "

ગોસ્વામીજી શ્રીરામચંદ્રને જોતાંજ અત્યંત વ્યાકુળ થઈ ગયા અને ચંદન ઘસવું છોડી દઇને શ્રીભગવાનની અપાર શોભાને નિરખતા તલ્લીન થઇ ગયા! શ્રીભગવાને ફરીથી પણ એજ વચન કહ્યું કેઃ-" બાબાજી ! મને પણ ચંદન લગાવો. " આમ કહ્યા છતાં પણ જ્યારે ગોસ્વામીજીએ ઉંચું જોયું નહિ, ત્યારે શ્રીભગવાને પોતાનેજ હાથે ઓરસીઆપરથી ચંદન લઇને તિલક કર્યું અને તુરત અંતર્ધાન થઈ ગયા. પછી જ્યારે ગોસ્વામીજીની વૃત્તિ બહિર્મુખ થઇ અને જોયું કે શ્રીભગવાન નથી, એટલે તેઓ વ્યાકુળ થઈને ત્યાંજ પડી ગયા અને તે દિવ્ય મૂર્તિ નેત્રદ્વારા હૃદયમાં સ્થિર થઈ ચૂકેલી હતી તેમાં એવા નિમગ્ન થઇ ગયા, કે કોઇએ છેક રાત્રે ત્યાં આવીને તેમને જગાડયા ત્યારેજ ગોસ્વામીજી એ દશામાંથી જાગ્યા. પછી તે જાગ્રત કરનાર સંતે તેમનું રૂડે પ્રકારે સમાધાન કરીને તથા શ્રીરામરહસ્યનું વર્ણન કરીને તેમને ખૂબ સંતુષ્ટ કર્યા. આ જગાડનાર ઈત્યાદિતરીકે મૂળગ્રંથમાં તો શ્રીહનુમાનજીનુંજ નામ આપેલું છે.

હવે ગોસ્વામીજીની વિદ્વત્તા સાંભળીને એટલા બધા મનુષ્યો આવવા લાગ્યા, કે ઘણીજ ભીડ થવા લાગી. આ ભીડ પોતાના ભજનમાં વિઘ્નકારક જણાવાથી પછી ગોસ્વામીજી ગુફામાં અલગજ રહેવા લાગ્યા. આથી તેઓનાં દર્શન નહિ મળવાથી પુષ્કળ જનો નિરાશ થઇ પાછા જવા લાગ્યા. એક દિવસ સ્વામી દરિયાનંદજી તેમને મળવા આવ્યા. તેમને પણ ગોસ્વામીજીનાં દર્શન થયાં નહિ; પરંતુ તેઓ બીજા લોકોની પેઠે ત્યાંથી પાછા ન ચાલ્યા જતાં કોઈ વાર અવશ્ય દર્શન થશે એમ વિચારી ત્યાંજ ટકી ગયા. પછી જ્યારે ગોસ્વામીજી લઘુશંકા કરવા માટે બહાર નીકળ્યા, ત્યારે સ્વામી દરિયાનંદજી તેમની સન્મુખ હાથ જોડી નમસ્કાર કરીને ઉભા રહ્યા અને કહ્યુંઃ-" હે નાથ ! આપ ક્ષમા આપજો; પરંતુ આપ લઘુશંકા કરવા બહાર નીકળો અને સાધુસંતોને દર્શન આપવામાટે કેમ બહાર નીકળતા નથી ? દર્શનાર્થે આવી નિરાશ થઇ પાછા ફરતા સજ્જનોને બહુ દુઃખ થાય છે; માટે હું બહાર એક નિવાસસ્થાન બનાવી આપું છું, તેમાં આપ દિવસે નિવાસ કરો કે જેથી દર્શનાર્થે આવનારાં સૌ કોઇને આપના દર્શનથી આનંદ થાય. "

ગોસ્વામીજીએ સ્વામી દરિયાનંદજીની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને નિવાસસ્થાન તૈયાર થતાં તેમાં રહેવા લાગ્યા. ત્યાં તેમને આગલા સ્થાન જેવી ભીડ નહિ નડતાં જેઓ સંસ્કારી હોય, ધર્મપ્રેમી હોય, પ્રભુપ્રેમી હોય; અર્થાત સાધક કે સિદ્ધ કોટીના હોય તેવાજ સજ્જનો મોટેભાગે તેમનાં દર્શનસમાગમમાટે આવવા લાગ્યા. મહાત્મા યાદવપ્રકાશજી, અનન્ય માધવજી, વેણીમાધવદાસજી, ચિત્સુખાચાર્યજી, કરુણેશજી, સદાનંદજી, તપસ્વી મુરારિજી, દિગંબર પરમહંસજી, વિરહી ભગવંતજી, સૌભાગ્યવતી દેવીજી, વિભવાનંદજી, દેવજી, દિનેશજી અને દક્ષિણ નિવાસી પિલ્લે સ્વામી; આ સર્વ એક પછી એક આવતા ગયા અને ગોસ્વામીજીના દર્શનસમાગમથી રંગાઇને અજ્ઞાનનિદ્રાથી તેમજ અભિમાનથી રહિત થયા અને પરમ શાં-

તિના અધિકારી બન્યા.

ગોસ્વામીજી જ્યાં પણ રહેતા ત્યાં સર્વ કોઇ કહેતા કે:-" ગોસ્વામીજી કૃતાર્થ મહાત્મા છે. આ પૃથ્વીપર જન્મ લઇને તેમણે અમને દર્શનસત્સંગનો અપાર લાભ આપી કૃતાર્થ કર્યા છે." ગોસ્વામીજી ત્યાંથી જ્યારે વિદાય થતા, ત્યારે તેઓનાં નેત્રોમાંથી અશ્રુધારા છૂટતી, અને વ્યાકુળતાને લીધે બોલી પણ શકતા નહિ. કેમકે તેઓનાં હૃદય કૃતજ્ઞતાથી અને પ્રેમથી પરિપૂર્ણ થઈ જતાં હતાં. ગોસ્વામીજીને વળાવવા જનારા સર્વ આવી રીતે અલૌકિક અવસ્થા પ્રાપ્ત કરીને પોતપોતાના ઘર તરફ જતા.

આ પ્રમાણે સાધુસમાગમમાં આઠ વર્ષો કેવી રીતે વીતી ગયાં તે જણાયું પણ નહિ. જ્યારે સંવત ૧૬૧૬માં ગોસ્વામીજી કામદગિરિની પાસે રહેતા હતા, ત્યારે તે એકાંતસ્થાનમાં પરમભક્ત સૂરદાસજીએ તેમની પાસે આવીને એક અઠવાડિયું રહી સત્સંગનો ખૂબ આનંદ લીધો હતો.

મહાત્મા સૂરદાસજી ગયા પછી મેવાડથી એક બ્રાહ્મણ મીરાંબાઈનો પત્ર લઈને આવ્યો.

મેવાડના રાજકુમાર ભોજરાજનાં પત્ની મીરાંબાઇ ભગવદ્ભક્તિપરાયણ હતાં. તેઓનો ઘણોખરો સમય સાધુસમાગમમાં જતો હતો. સંસારમાં ઉપહાસપાત્ર થવાના ભયથી રાણાજીને તે વાત ગમતી નહોતી. તેમણે તેમને ઘણું ઘણું સમજાવ્યાં, પણ મીરાંબાઇએ તે તરફ ધ્યાન આપ્યું નહિ; ત્યારે રાણાજીએ તેમને મારી નાખવાને ઘણા ઉપાયો કર્યા; પરંતુ ભગવત્કૃપાથી તે સર્વ વ્યર્થ ગયા, પરંતુ તે છતાં પણ મીરાંબાઈ કુટુંબીઓની પજવણીથી બહુજ દુઃખી રહેવા લાગ્યાં. તેમણે ગોસ્વામી તુલસીદાસજીની નિર્મળ કીર્તિ સાંભળી હતી; તેથી તેમને જ્યારે માલૂમ પડ્યું કે ગોસ્વામીજી વૃંદાવનમાં છે, ત્યારે તેમણે નીચેનો પત્ર મોકલીને તેમને પૂછાવ્યું હતું કે હવે મારે શું કરવું યોગ્ય છે?

" સ્વસ્તિશ્રી તુલસી ગુણ ભૂષણ, દૂષણ હરણ ગુસાંઇ;
બારહિં બાર પ્રણામ કરતહૌં, હરહુ શોક સમુદાઈ. ॥ ૧ ॥
ઘર કે સ્વજન હમારે જેતે, સબન ઉપાધિ બઢાઇ;
સાધુસંગ અરુ ભજન કરત મોહિં, દેત કલેસ મહાઇ. ॥ ૨ ॥
બાલપને તેં મીરાં કીન્હીં, ગિરધરલાલ મિતાઈ;
સો તો અબ છૂટત નહિં કયોં હૂં, લગી લગન બરિયાઈ. ॥ ૩ ॥
મેરે માતપિતા કે સમ હૌ, હરિ-ભક્તન સુખદાઇ;
હમકો કહા ઉચિત કરિબો હૈ, સો લિખિયે સમુઝાઈ. ॥ ૪ ॥

ગોસ્વામીજીએ એનો ઉત્તર નીચે મુજબ લખી મોકલ્યો અને મોઢે પણ કહાવ્યું કે, સર્વ કાંઇ છોડી દઇને શ્રીભગવાનનું ભજન કરવું એમાંજ સાચું કલ્યાણ છે.

### પદ

જિનકે પ્રિય ન રામ બૈદેહી,
તજિયે તાહિ કોટિ બૈરી સમ, જદ્યપિ પરમ સનેહી. ॥ ૧ ॥
તાત માત ભ્રાતા સુતપતિ હિત, ઈન સમાન કોઉ નાહીં;
રઘુપતિ વિમુખ જાનિ લઘુ તૃણઈવ, તજત ન સુકૃતડરાહીં. ॥ ૨ ॥
તજેઉ પિતા પ્રલ્હાદ બિભીષન, બંધુ ભરત મહૅતારી;
બલિ ગુરુ તજેઉ કંત બ્રજવનિતન, ભૈ જગ મંગલકારી. ॥ ૩ ॥
નાતો નેહ રામ કો માનિયત, સુહૃદ સુસેવ્ય જહૅાં લૌં;
અંજન કહા આંખિ જેહી ફૂટઇ, બહુ તક કહઉં કહૅાં લૌં. ॥ ૪ ॥

તુલસી સોઇ સબ ભાંતિ આપકો, પૂજ્ય પ્રાનતેં પ્યારો;
જાતેં હોઇ સનેહ રામ સોં, સોઇ મતો હમારો. ॥ ૫ ॥

### કવિત્ત

સો જનની સો પિતા સો ભ્રાત, સો ભામિનિ સો સુત સો હિત મેરો;
સોઈ સગો સો સખા સોઇ સેવક, સો ગુરુ સો સુર સાહબ ચેરો.
સો તુલસી પ્રિય પ્રાણસમાન, કહાં લૌં બનાય કહૌં બહુતેરો;
જો તજિ દેહકો ગેહકો નેહ, સનેહ સો રામકો હોય સબેરો.

કહેવાય છે કે આ ઉત્તર વાંચીને મીરાંબાઈ મહેલનો ત્યાગ કરીને તીર્થાટનમાટે નીકળી પડયાં અને પોતાનું શેષ જીવન પ્રભુના ગુણગાનમાં તથા ધ્યાનભજનમાંજ ગાળ્યું.

" ભક્તમાળ " ના કર્તા નાભાજી એક પ્રસંગે તેમને મળવા આવ્યા, ત્યારે ગોસાંઈજી ધ્યાનમાં હતા, તેથી નાભાજીસાથે તેમને મેળાપ થઈ શકયો નહિ; એટલે તરત નાભાજી વૃંદાવન ચાલ્યા ગયા. જ્યારે આ વાત ગોસાંઇજીના જાણવામાં આવી, ત્યારે તેમને ઘણો પસ્તાવો થયો. આથી નાભાજીને મળવામાટે તેઓ પોતેજ વૃંદાવન ગયા. નાભાજીને ત્યાં તે દિવસે વૈષ્ણવોનો ભંડારો હતો,છતાં પણ ત્યાં તેઓ વિના આમંત્રણે પહોંચી ગયા; પરંતુ કોઈએ તેમને નહિ ઓળખવાથી કે બીજા કારણથી તેમનો આદરસત્કાર કર્યો નહિ.નાભાજી મને અભિમાની ધારશે, એમ વિચારીને તુલસીદાસજી તો વૈરાગીઓની પંગતને છેક છેડે જઇને બેસી ગયા. કદાચ પડિયોપત્રાળું પણ કોઇયે તેમના આગળ નહિ મૂકયું હોય તો ચાર પુરી હાથમાં પણ તેમણે લઈ લીધી હોય;પરંતુ ખીર શામાં લેવી ? આથી ગોસાંઇજીએ ઝટ એક વૈષ્ણવનું ખાસડું હાથમાં લઇ આવીને પીરસનારપ્રત્યે કહ્યું કે આમાં પીરસો; સંતના ઉપાન કરતાં બીજું કયું ઉત્તમ પાત્ર હોઇ શકે ? તેમનું તેજ અને નિરભિમાનતા જોઇને સર્વને અત્યંત આશ્ચર્ય થયું; પરંતુ તરતજ ગોસ્વામીજી બોલ્યા કેઃ—

"તુલસી જાકે મુખતેં; ધોખેઉ નિકરત રામ; તાકે પગકી પગતરી, મેરે તનકો ચામ."

આ વચન સાંભળતાંજ નાભાજીએ દોડી આવીને તેમને હૃદયસાથે ચાંપ્યા અને બોલ્યા કે, આજે તો મને ભક્તમાળનો સુમેરુજ મળી ગયો !

અનેક પ્રણતિ હો એવા જ્ઞાનભક્તિના અવતારસમાન સંતમહંતોને ! હે નાથ ! હવે તો ભારતીય સંતાનોના સાચા ઉદ્ધારમાટે અત્યંત અનુપમ એવા પરમ પદને ઇચ્છવા–મેળવવા-વાળા સાવ સાચા અને ઉત્તમ જિજ્ઞાસુઓ, નિષ્કામ ભક્તો તથા મુક્તાત્માઓ અધિકાધિક પ્રકટાવજો; અને અવતારમાં ખપવા ખપાવવા મથી રહેલાં પાખંડોથી સર્વ કોઇને બચાવજો.

કેટલાક દિવસો પછી તેમની પાસે નિત્ય પ્રાતઃકાળમાં એક બાળક આવવા માંડયો અને સુંદર કંઠથી ગીતો ગાઈને ગોસ્વામીજીને સંભળાવવા લાગ્યો. તે ગાનથી તેઓ અત્યંત પ્રસન્ન થયા અને ચાર નવીન પદો બનાવીને તેને આપ્યાં. બીજે દિવસે તે બાળક તે પદો કંઠે કરીને આવ્યો અને તે ગોસ્વામીજીને સંભળાવ્યાં. આવી રીતે તે રોજ નવાં પદ કંઠે કરતો અને આવીને ગોસ્વામીજીને ગાઇ સંભળાવતો હતો. આવી રીતે તે રોજ નવીન પદ રચી આપવામાટે ગોસ્વામીજીપ્રત્યે પ્રાર્થના કરતો અને તેમને નિત્ય એક નવીન પદ બનાવી આપવું પડતું.આમ આ બહાને નવીન નવીન પદો રચાતાં ચાલી,ગોસ્વામીજીના હૃદયમાં પરમ સુંદર ભાવો જાગવા–ખીલવાલાગ્યા. પછી સંવત ૧૬૨૮ માં તેમણે તે સર્વ ગીતોની સંકલના કરીને એક ગ્રંથ તૈયાર કર્યો અને તેનું નામ "શ્રીરામગીતાવળી" રાખ્યું. પછી "શ્રીકૃષ્ણગીતાવળી" પણ તેમણે રચી અને પછી તે બંને ગ્રંથોનું સંશોધન કરીને તેને અત્યંત પ્રેમથી લખીને તૈયાર કર્યા.

એ પછી તેમના અંતરમાં અંતર્યામીની પ્રેરણા થતાં તેઓ ત્યાંથી તીર્થરાજ પ્રયાગ તરફ

રવાના થઈ ત્યાં રોકાયા. આ સમયે ત્યાં મકરસ્નાનને માટે યોગી, તપસ્વી, સંન્યાસી તેમજ ચતુર તથા મૂર્ખ–સર્વ પ્રકારના લોકો એકઠા થયા હતા. પર્વની સમાપ્તિ થયા પછી છઠ્ઠે દિવસે તેમણે સુંદર અક્ષયવટની શીતળ છાયાનીચે બે ઉત્તમ મુનિઓને બેઠેલા જોયા. તે બંને પરમ તપસ્વી હોઇ તેમના મુખની કાંતિ એવી ઝળકી રહી હતી કે જાણે પૂર્ણિમાની અમૃતમયી ચંદ્રકાંતિ પ્રકાશી રહી હોય ને! ગોસ્વામીજી તો બંને મુનિઓને જોતાંજ દંડવત્ પ્રણામ કરી હાથ જોડીને ઉભા રહ્યા. તરતજ તેમાંના એક મુનિએ તેમને પોતાની પાસે આસન આપીને બેસવા સૂચવ્યું. ગોસ્વામીજી તે આસનને બાજુપર મૂકી ભૂમિપરજ બેસી ગયા; અને પોતાની ઓળખાણ આપ્યા પછી તે શ્રેષ્ઠ મુનિઓવિષે તેમને પૂછી લઇને માહિતી મેળવી. તે બંને મુનિઓ ત્યાં એકાંતમાં પરસ્પર શ્રીરામકથાની ચર્ચા કરી રહ્યા હતા, કે જે કથા ગોસ્વામીજીએ શ્રીનરહરાનંદજી પાસે શૂકરક્ષેત્રમાં શ્રવણ કરી હતી. ગોસ્વામીજીએ તેમના વચ્ચેની ચર્ચાથી આશ્ચર્યચકિત થઇને રામકથાનું ગુપ્ત રહસ્ય તે મુનિઓને પૂછતાં મહર્ષિ યાજ્ઞવલ્કયે કહ્યું કે, "સાક્ષાત્ મહાદેવજીએ 'રામચરિતમાનસ' રચેલું હોઇ તેમણે પાર્વતીજીને અને પછી કાકભુશુંડજીને ઉપદેશેલું. એ પછી મેં (યાજ્ઞવલ્કયે) તે ભુશુંડજી પાસે જઇને પ્રાપ્ત કર્યું અને પછી તે શ્રીભરદ્વાજઋષિને શ્રવણ કરાવ્યું છે."

આવી રીતે ભગવાન યાજ્ઞવલ્કય મુનિ પાસે રામચરિતમાનસના રહસ્યની પરંપરા સાંભળીને ગોસ્વામીજી તેમના ચરણમાં પડયા અને બંને મુનીશ્વરો પ્રસન્ન થયા. એ પછી તેમણે પ્રસન્નતાપૂર્વક તે બંને મુનિઓ વચ્ચેનો સંવાદ સાંભળ્યો. પછી બીજે દિવસે પણ ગોસ્વામીજી પાછા તે સ્થાને ગયા; પરંતુ નથી બંને મુનિઓ કે નહોતી વડની સુંદર છાયા કે પર્ણકુટી! આ જોઈ તેઓ પરમ આશ્ચર્યચકિત થયા અને બંને મુનિઓના સુંદર સ્વભાવનું સ્મરણ કરતા ત્યાંથી વિદાય થયા.+

પછી ત્યાંથી ગોસ્વામીજીને જવાનું હતું તો અયોધ્યાજી; પણ ભગવદીચ્છાથી કાશીજીના માર્ગે ચઢી ગયા. કેટલેક દૂર ગયા પછીજ તેમને માલૂમ પડયું કે, પોતે માર્ગ ભૂલી ગયા છે. પછી તેમણે વિચાર કર્યો કે, હવે આજ માર્ગે ચાલ્યા જવું કે પાછા ફરવું ? છેવટે તેમણે નિર્ણય કર્યો કે, હવે જે થયું તે થયું. હવે તો આજ માર્ગે કાશીજી જઈ

+ વાચનાર બંધુ! આ જે બનાવ અહીં વર્ણવ્યો છે, તે ભલે લોકવાયકા ઉપરથી લખાયો હશે, પણ એ બનાવને સાવ જૂઠો તો નજ માની લેતા. જે જેવું શોધે તેને તેવું–જો તેનામાં તેટલી યોગ્યતા હોય તો–અવશ્ય મળીજ રહેવાનું. વસિષ્ઠ કે શ્રીકૃષ્ણ પાસેજ કોઇને કાંઇ રહસ્ય જાણવું હોય, તો એક યા બીજી રીતે તેની તે ભાવનામાં રહેલો તેનો હેતુ તો જરૂરજ સફળ થવાનો ને થવાનોજ. કેમકે દુનિયાઇ વસ્તુસ્થિતિઓ છતમાં ઓછી ને ઇચ્છુક ઘણા હોય, એટલે તેમાં તો રાગદ્વેષાદિ અનેક અંતરાય આવે; પણ આ અનુપમ મોક્ષપંથમાં તો માલ ઝાઝો–અખૂટ–અને ઘરાક ઓછા! યાજ્ઞવલ્કય અને પરાશર ઝાઝાં વર્ષપર વિદેહમુક્ત બની ચૂકેલા હોવાથી તે નહિ હોય તો આબેહૂબ તેમના જેવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠો તો જરૂર ગોસ્વામીજીને મળ્યા હશેજ. ભલે તેમનાં નામ લખવા વગેરેમાં અને ઝુંપડી ઉપડી જવામાં લેખક સંત લોકવાયકાનેજ અનુસર્યા હશે; પરંતુ તુલસીદાસજી જેવા ભાવી મહર્ષિને–તીવ્ર જિજ્ઞાસુને–મોક્ષપંથના સહાયક તો એક યા બીજા આકાર–પ્રકારદ્વારા પ્રાપ્ત થાય, થાય ને થાયજ. હા, કોઇ માણસ 'લોકૈષણા' નામક શત્રુનેજ મિત્ર સમજી લે, અને તીવ્ર કીર્તિભૂખને મોક્ષની તીવ્ર ભૂખ કહે, તો તો સો વર્ષ સુધી પણ કોઈ સાચો સહાયક તેનાથી શોધાય–દેખાય કે પરખાય પણ નહિ. પ્રથમ તો લોકૈષ્ણાથી અત્યંત દૂર એવું મોક્ષ વસ્તુનું સ્વરૂપજ યથાર્થરૂપે તેનાથી કેમ કરીને સમજી કે કલ્પી શકાય? હા, પોપટીઆ જ્ઞાનવાળા અહંબ્રહ્માસ્મિ, શિવોહં, ઈ૦ બોલી બતાવીને અંદરથી ધનમાનાદિની લૌકિક તૃષ્ણાવાળા તો આજે કેટલાય મળી રહે.

મહેશ્વરનાં દર્શન કરીને પછીજ અયોધ્યા જઇશું. આમ વિચાર કરી તેઓ આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં ગંગાજીના તટપર પહોંચ્યા. પછી કિનારે કિનારે ચાલવા માંડયું; અને સાયંકાળ થઇ જતો ત્યાં તેઓ રોકાઈ જતા. આ રીતે પ્રવાસ કરતા તેઓ વારિપુર અને દિગપુરની વચ્ચે આવેલ સીતામઢી* નામના સ્થળે પહોંચ્યા. અહીં આસન કરતાંજ અચાનક તેમની ચિત્તવૃત્તિનો પ્રવાહ બદલાઈ ગયો. ન લાગે ભૂખ કે ન લાગે તૃષા કે ન આવે નિદ્રા! વિક્ષિપ્ત—ગાંડા—ના જેવી તેમની દશા થઇ ગઇ! પૂર્વના પુનિત સંસ્કારો જાગૃત થઇ આવ્યા! ત્યાં સીતાવટનીનીચે તેઓ ત્રણ દિવસ રહ્યા અને ત્યાં સુંદર કવિત્તદ્વારા જે ઉદ્ગાર કાઢીને તેઓ આગળ ચાલ્યા, તેની પહેલી અને છેલ્લી પંક્તિઓ નીચે મુજબ હતી—છે.

"જહાં વાલ્મીકિ ભયે વ્યાધતેં મુનીંદ્ર સાધુ, મરા મરા જપે સિખ સુનિ ઋષિ સાતકી;"

× × × ×

"રામ ભગતનકો તો કામતરુ તેં અધિક, સીયવટ સેંયે કરતલ ફલ ચારિ હૈ."

આ આખું કવિત્ત જોતાં જણાય છે કે, શ્રીરામચંદ્રજીએ સીતાજીનો ધોબીનાં વચનોપરથી ત્યાગ કરેલો ત્યારે લક્ષ્મણજી તેમને અહીં મૂકી ગયેલા હોવા જોઇએ;અને વાલ્મીકિમુનિનો આશ્રમ તથા લવકુશનો જન્મ વગેરે આ સ્થળેજ હશે.

વાંચનાર! છેલ્લી લીટીના છેલ્લા ભાગપરથી તો એમજ લાગે છે કે, ભગવાન બુદ્ધ અમુક વૃક્ષ તળે પરમાત્મસાક્ષાત્કાર પામેલા, તેજ અનુભવ ગોસ્વામીજીને આ સ્થળે થયેલો હોવો જોઈએ, કે જેના પેટામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે ફળ રહેલાં હોય છે—હથેલીમાં આવી પડે છે.

"રામ ભગતનકો તો કામતરુ તેં અધિક, સિય વટસેંયે કરતલ ફળ ચારિ હૈ."

માર્ગમાં વિંધ્યાચળ (ચુનારગઢ)ના રાજાને કેદખાનામાંથી છોડાવી ગોસ્વામીજી કાશી ધામ પહોંચ્યા. ત્યાં તેમણે પ્રહ્લાદઘાટપર એક બ્રાહ્મણને ઘેર નિવાસ કર્યો. ત્યાં તેમના હૃદયમાં ઉમંગનો પ્રવાહ ઉછળવા માંડયો અને તેઓ શ્રીરામચરિતમાનસનુંજ વર્ણન કરવા લાગ્યા; પરંતુ દિવસે રચેલી કવિતાનું સાવધાનતાપૂર્વક રક્ષણ કર્યા છતાં રાત્રે તેનો લોપ થઇ જતો હતો. નિત્ય નિત્ય આવી રીતે કવિતાનો લોપ થતો જોઇ ગોસ્વામીજી ચિંતામાં પડયાં અને હવે શું કરવું તે સમજી શકયા નહિ. પ્રભુપરાયણ માનવની આવી સાત્વિક ચિંતા અને મુંઝવણનો પ્રભુ ઉકેલ બતાવીને—પ્રેરણા—સ્ફુર્તિ આપીને દૂર કરવા કૃપા કરેજ કરે. આ પ્રસંગે એક સપ્તાહસુધી ગોસ્વામીજીને એ મુંઝવણ ચાલ્યાપછી આઠમા દિવસે ભૂતપતિ શ્રીમહાદેવજીએ તેમને સ્વપ્નમાં× આજ્ઞા કરી કેઃ—"તમે તમારી માતૃભાષા (હિંદી)માંજ કાવ્યની રચના કરો." ગોસ્વામીજીએ પોતેજ આ વિષે ગાયું છે કેઃ—

"સપનેહુ સોંચેહુ મોહિપર, જો હરગૌરિ—પસાવ; તો ફુર હોઈ જો કહેઉં સબ, ભાષાભનિત પ્રભાવ."

---

* આ સ્થાન બી. એન. ડબ્લ્યૂ. રેલ્વેની બનારસ—અલ્હાબાદ શાખામાં 'મીઠા' સ્ટેશનની પાસે છે. અદ્યાપિપર્યંત વારિપુર અને દિગપુર બંને ગામોનાં તેજ નામ ચાલ્યાં આવે છે. ત્યાં કાશીના રાજાએ બંધાવેલાં બે મંદિરો છે. તેની પાસે એક ખેતર છે,કે જેમાં વાળના જેવું કાળું બારીક ઘાસ ઉગે છે. આ ઘાસને કોઈપણ પશુપક્ષી ખાતાં નથી. લોકો કહે છે કે, એ સીતાજીના કેશ છે, ખરેખર આ સ્થાન જોવા યોગ્ય છે.

આ ટીપણી શ્રીમાન "બાલકરામ વિનાયક"ની ટીપણીનો અનુવાદ છે.

× વાંચનાર! સ્વપ્નમાંહે તો શું પણ જાગ્રત અવસ્થામાટે પણ આવું બની શકે; અને તેમાં પણ આ તો તુર્યા અને તુર્યાતીત અનુભવામૃતનાં ચટકાં—છાંટાજ સમજવા. તારે એ કૃપાને લાયક થવું છે? થવું હોય તો એકવાર બીજું સર્વ ભૂલી જઇને બની જા એનીજ પાછળ ગાંડો! અને ડહાપણ, અનિત્ય ધન—ધામ—સ્તુતિ નિંદા—મિથ્યાભિમાન ઈત્યાદિની પાછળ ડહાપણ ડહોળ્યા કર-

પછી જાગ્રત થતાંજ ગોસ્વામીજી ઉઠીને બિછાનામાં બેઠા થયા. તેમના મનમાં હજી-પણ તે સ્વપ્નનોજ ધ્વનિ ગુંજી રહ્યો હતો. એજ વખતે સર્વાંતર્યામીએ—મહેશ્વરે—તેમની સામે પ્રકટ થઈને કહ્યું કેઃ—"તમે તમારી માતૃભાષામાંજ કાવ્યરચના કરો. દેવવાણી સંસ્કૃતની પાછળ શામાટે પડયા છો? જેમ કરવાથી સર્વનું કલ્યાણ થાય તેજ પ્રકારે કરવું જોઇએ. કેવળ—પ્રાચીન ભાષા, પ્રથા કે રૂઢિ વર્તમાનમાં સર્વોપકારક—સર્વોપયોગી—ન હોય, તોપણ તેનોજ આદર કરવા નિમિત્તે સર્વના કલ્યાણની ઉપેક્ષા કરવી, એ તે કોઇપણ બુદ્ધિમાનને છાજે એવું નથી. હવે તમે અયોધ્યાજી જઇ ત્યાંજ નિવાસ કરો અને ત્યાંજ તમારા કાવ્યની રચના કરો; કેમકે આ સમયમાં માતૃભાષામાં જે ઉચ્ચ ભાવો—દિવ્ય પ્રેરણાઓ—આદર્શો—વર્ણવાશે, તે સામવેદના મંત્રોની પેઠે અવશ્ય સફળ થશે."

આ પ્રમાણે થયાપછી ગોસ્વામીજી પોતાના પરમ ભાગ્યની પ્રશંસા કરતા અયોધ્યાજી ભણી વિદાય થયા; અને જે દિવસે ઉદયસિંહને બાદશાહી દરબારમાં સન્માન મળ્યું, તેજ દિવસે અયોધ્યાપુરી પહોંચ્યા.

પ્રાતઃકાળમાં નિર્મળ સરયૂપ્રવાહમાં સ્નાન કરી ગોસ્વામીજી નદીકિનારે, બાગબગીચા અને શેરીઓમાં વિચરવા લાગ્યા. માર્ગમાં એક સંત મળી આવ્યા. તેમણે કહ્યું કેઃ—"ચાલો, હનુમાનગઢની પાસે આપને એક અતિ રમણીય સ્થાન દેખાડું." તે સંત ગોસ્વામીજીને સાથે લઇ ગયા અને તે સ્થાન બતાવ્યું. તે સ્થળે વડવૃક્ષોની સુંદર ઘટાદાર ઝાડી હતી. તેમાં એક વડ બહુ વિશાળ અને સુંદર હતો. તેની નીચે એક સરસ વેદિકા બનાવેલી હતી અને તેનાપર એક અગ્નિસમાન કાંતિવાળા પરમ સંત સિદ્ધાસન વાળીને બેઠા હતા. તે મનોહર સ્થાન જોઈ ગોસ્વામીજીનું ચિત્ત ત્યાં નિવાસ કરવામાટે લોભાયું. ત્યાં એક બાજુ કુટી બનાવીને રહેવું, એવી તેમને તીવ્ર પ્રેરણા થઇ આવી. તેથી તેઓ ધીમી ચાલથી તે મહાપુરુષ સમીપ ગયા અને નમસ્કાર કર્યા! એટલે તે મહાપુરૂષે આસન છોડી સામા નમસ્કાર કરીને કહ્યું કેઃ—"મારા ગુરુએ મને અહીં રહેવાની આજ્ઞા આપેલી તેથીજ હું અહીં રહેલો છું. તેમણે મને અહીં રહેવાનું રહસ્ય કહ્યું હતું કે,જે પ્રભુ જ્યાં ત્યાં જણાયા કરે છે, તે અંતર્યામીનીજ પ્રેરણાથી હું તને કહું છું કેઃ—**આ સ્થળ બનવામાં અને આ વડનું ઝાડ રોપવામાં જે હેતુ અને જે મર્યાદા રહેલાં છે, તે સર્વદા યાદ રાખીને તું અહીં રહેજે; સ્થાનને સ્વચ્છ રાખજે અને પરમાત્માનું ધ્યાન—ભજન કરજે. પછી જ્યારે કોઈ યોગ્ય અને દિવ્ય પુરુષ અહીં આવે, ત્યારે આ કુટી અને આ વેદિકા તેમને સોંપી તારૂં શરીર છોડી દઇને મારી પાસે આવજે."** ગુરુનો એ ઉપદેશ મને બહુજ ઉપકારક લાગ્યો અને મારાં અનેક જન્મોનાં પુણ્ય ઉદય થયેલાં સમજીને હું અહીં પ્રભુનું ધ્યાન—ભજન અને આનંદકલ્લોલ કર્યા કરી આપ જેવાનાજ આગમનની વાટ જોઈ રહ્યો હતો. માટે હવે આપ કૃપા કરીને અહીં સુખપૂર્વક નિવાસ કરો. હું હવે મારા ગુરુદેવના પરમધામ તરફ જાઉં છું.*

આમ કહીને પછી તે સિદ્ધપુરુષ વેદિકાપરથી નીચે ઉતરી પડયા અને નમસ્કાર કરીને

---

વાનું પડયું મૂકીને તેને વાળી દે જરા તારા હૃદયાંગણનેજ વાળવા ઝૂડવા તરફ! અને પછી જો કે તે કૃપાસાગર બાપલિયો સુદામાને ભેટવા દોડી ગયો તેમ તને પણ—હજી તો તું દરવાજામાંજ પેઠો હઈશ એટલામાં તો—સામો દોડી આવીને ભેટે છે કે નહિ!

* વાંચનાર! આ પ્રસંગ રૂડે પ્રકારે સમજજે, વિચારજે, લાયક બનજે. એવો અનુપમ હોદ્દો—પદવી—કવિતા—સવિતા ઇ૦ સર્વ કાંઈ એકે પગે રાહ જોઈ રહ્યાં છે. એક વાર પણ પરમાત્મ-દર્શન પામ્યો, એટલે સઘળું સિદ્ધ થયું સમજવું. એક સુંદર લીટી કેવું મજેનું કહે છે કેઃ—

"દિલકે આઇને મેં હય તસ્વીરે યારકી, જબ ભી તમન્ના હુઇ ગર્દન ઝુકાઇ દેખ લી!"



तपस्वी गोस्वामी तुलसीदासजी ( अवस्था ३६ वर्ष )

**तनमन तें हरिभक्ति–रत, तरु तर किये निवास ।**
**राम–नाम सादर जपत, कविवर तुलसीदास ॥**

દૂર ચાલ્યા ગયા. પછી ત્યાં તેઓ આસન લગાવી ધ્યાનમગ્ન થઇ ગયા અને પોતાનું શરીર ત્યજી દઇ પરમધામમાં ગયા. તેમની આ અપૂર્વ લીલા જોઇને ગોસ્વામીજીએ કહ્યું કેઃ–"હે ધનુર્ધર શ્રીરામચંદ્રજી ! આપની બલિહારી છે."

તે સ્થાનપર સર્વ પ્રકારની અનુકૂળતા પ્રભુજીએજ રચી રાખેલી અને તેમણેજ આજ્ઞા કરેલી સમજીને ગોસ્વામીજી પણ ત્યાંજ રહી ગયા; અને દૃઢ સંયમપૂર્વક સમય વીતાવવા લાગ્યા. કેવળ એકજ વેળા અને તે પણ માત્ર દૂધપરજ તે રહેતા. આ રીતે પ્રભુભજન કરતાં બે વર્ષ વીતી ગયાં; અને આન્તરશાંતિમાં વિશેષ ને વિશેષ વૃદ્ધિ થવા લાગી.

એ પછી સંવત ૧૬૩૧નો આરંભ થયો. ત્રેતાયુગમાં શ્રીરામચંદ્રજીના જન્મની તિથિને દિવસે જે ગ્રહ, રાશિ, લગ્ન, યોગ વગેરે પડયાં હતાં, તેજ સંવત ૧૬૩૧ની રામનવમી (ચૈત્ર સુદિ નવમી) ને રોજ પણ પડયાં. આ મંગળમય દિવસે મંગળવારના પ્રાતઃકાળમાં જાણે શ્રી-હનુમાનજીએજ પ્રકટ થઇને અભિષેક ન કર્યો હોય ! તેમ સંસારના કલ્યાણને માટે શ્રીગોસ્વા-મીજીને અભિષેક થયો; તથા જાણે શ્રીશંકર, પાર્વતી, ગણપતિ, સરસ્વતી, નારદ, શેષ, સૂર્ય, શુક્રાચાર્ય અને બૃહસ્પતિએ આશીર્વાદ આપ્યા હોય, એમ અનેક ઋષિમુનિ જેવા સંત-મહાત્માઓએ મંગળમય આશીર્વાદ આપ્યા. આ પ્રકારના વિધિપૂર્વક શ્રીરામચરિતમાનસની રચનાનો આરંભ થયો કે જેના શ્રવણથી મદ, દંભ, કામાદિક વિકારો અને સર્વ પ્રકારના સંશયો નિવૃત્ત થઈ જાય છે.

આ પવિત્ર દિવસથી આરંભી બે વર્ષ, સાત મહિના અને છવ્વીસ દિવસે એટલે સંવત ૧૬૩૩ના માર્ગશીર્ષમાસમાં શ્રીરામવિવાહને દિવસે ભવસાગરથી પાર ઉતારવાવાળાં સાત કાંડ-રૂપી સાત વહાણો બનીને તૈયાર થઈ ગયાં–અર્થાત્ પાખંડ–પ્રપંચને દૂર કરવા, પવિત્ર સાત્વિક ધર્મની વૃદ્ધિ કરવા, કલિયુગનાં પાપો નાશ કરવા, હરિભક્તિની છટા દેખાડવા, મતમતાંતરના વાદવિવાદો મટાડવા, પ્રેમના પાઠ ભણાવવા, પ્રભુભજનની લગની લગાડવા, સજ્જનોમાં આનંદ વધારવા અને વૈદિક ભક્તિમાર્ગ સૂઝાડવામાટે સાત સોપાન–પગથીઆં–રૂપી સાતે કાંડયુક્ત રામાયણગ્રંથ તૈયાર થયો. મંગળવારને દિવસે મધ્યાહ્નસમયે **"શુભમિતિ" "હરિઃ ૐતત્સત્"** એમ લખી પુસ્તકની સમાપ્તિ કરવામાં આવી અને દેવગણોની પેઠે સર્વ કોઇએ જયજયકાર અને પુષ્પવૃષ્ટિ કર્યાં.

શ્રીરામકથાની રચનાથી સર્વ કોઈ પ્રસન્ન થયા અને સર્વ કોઇના મનમાં તેને–રામકથા-ને–રામચરિતમાનસને–સ્થાન મળ્યું. સર્વ સંપ્રદાયના ઉદારચિત્ત મહાપુરુષોએ તેને શિ-રોધાર્ય ગણ્યું અને સર્વેએ શુદ્ધ મન–વચન–કર્મથી ગોસ્વામીજીના ચરણમાં નમન કર્યું.

આ વેળા જનકપુરના પ્રસિદ્ધ સંત સ્વામી શ્રીરૂપાણજી અયોધ્યામાં આવેલા હતા. તેઓ જનકની કોટીના પુરુષ હતા. તેમણે સૌથી પ્રથમ શ્રીરામચરિતમાનસનું શ્રવણ કર્યું અને ગોસ્વામીજીએ તેમનેજ સૌથી પ્રથમ પંક્તિના અધિકારી જોયા.

ત્યારપછી સંડીલાવાળા સ્વામી નંદલાલજીના શિષ્ય દયાલુદાસજી માનસની એક પ્રત લખીને પોતાના ગુરુ પાસે લઇ ગયા અને તેમને તેનું શ્રવણ કરાવ્યું. પછી યમુનાતટપર ત્રણ વર્ષપર્યંત રસખાનજીને શ્રવણ કરાવ્યું. ત્યારથી આ ગ્રંથની અનેક પ્રતો લખવામાં આવી. કેટલીક બીજા લોકોએ અને કેટલીક પોતે ગ્રંથકારે પણ લખી.

ત્યારપછી ગોસ્વામીજી કાશીપુરી ગયા અને શિવપાર્વતીના મંદિરમાં રામચરિતમાનસનું શ્રવણ કરાવ્યું.

શ્રીમહેશ્વરની કાશીનગરીમાં ગોસ્વામીજીની એ રામકથા–રામચરિતમાનસપર શિ-વજીએ સહી કર્યાના સમાચાર ફેલાઈ ગયા. આથી સર્વ સ્ત્રીપુરુષો દોડયાં દોડયાં ગો-

સ્વામીજીની પાસે જઇ નમસ્કાર કરીને જયજયકાર બોલવા લાગ્યાં તથા ન્યોછાવર કરવા લાગ્યાં; પરંતુ પંડિતો આ સાંભળીને ચિંતાગ્રસ્ત થયા. તેમને તો એમજ લાગ્યું કે, હવે તો આપણું માનમાહાત્મ્ય ઉઠી ગયું અને આપણી આજીવિકામાં પણ વિઘ્ન આવવાનું. કેમકે હવે સર્વ લોકો આ પોથીને વાંચવા લાગશે તેથી આપણો સંસ્કૃતના અર્થ કરનાર તરીકે કોઈ ભાવ નહિ પૂછે. આવા ભયને લીધે પંડિતો સભાઓ કરી કરીને ગોસ્વામીજીની અને રામકથાની નિંદા કરવા લાગ્યા તથા સંસ્કૃત ભાષાનો મહિમા ગાવા મંડી પડીને પ્રાચીન રૂઢિમાટે દુરાગ્રહ કરવા લાગ્યા. તેઓએ શ્રીરામચરિતમાનસની પોથી ચોરાવવામાટે પણ અનેક પ્રપંચ રચવા માંડયા. તેઓના સાધેલા નિધુઆ અને સિખુઆ નામના બે ચોર રાત્રે ચોરી કરવાની ઇચ્છાથી ગોસ્વામીજીના સ્થાનપર તો ગયા; પરંતુ ત્યાં કોઈ દિવ્ય રક્ષકોને જોઇ ચોરી કરી શકયા નહિ અને આશ્ચર્યચકિત થઇ પાછા ચાલ્યા ગયા. બીજે દિવસે સવારે તે બંને જણ ગોસ્વામીજી પાસે આવી તેમને પૂછવા લાગ્યા કેઃ—"આપના સ્થાનમાં ધનુષ–બાણ ધારણ કરનારા શ્યામ અને ગૌર શરીરવાળા તથા કિશોર અવસ્થાવાળા બે રક્ષકો કોણ છે કે જે આખી રાત જાગીને પહેરો ભર્યા કરે છે?" આ વાત સાંભળતાંજ ગોસ્વામીજીનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને તેઓ બોલ્યા કેઃ—" ભાઇઓ! તમને ધન્ય છે કે ભગવાન રામલક્ષ્મણનાં દર્શન તમને મળ્યાં." આ વાત સાંભળી તે બંને ચોરોનાં મન પર એટલી બધી અસર થઇ કે તેઓએ પાપ-કર્મ છોડી દીધું અને શ્રીભગવદ્‌ભજનમાં એવા જોડાયા કે સંસારસાગર તરી ગયા. પછી ગોસ્વા-મીજીએ પણ પંડિતોના દ્વેષ તથા છળપ્રપંચને લીધે ભગવાનને પોતાના યોગક્ષેમમાટે એવો શ્રમ લેવો પડે તે અઠીક જાણીને પોતા પાસે આવેલી તમામ વસ્તુઓ લૂંટાવી દીધી અને શ્રીરામચરિતમાનસની પોથી પણ પોતાના સ્નેહી ટોડરમલને ઘેર મૂકી દીધી.

ગોસ્વામીજીએ પછી શ્રીરામચરિતમાનસની એક બીજી પ્રત લખીને તૈયાર કરી અને તે ઉપરથી લોકોએ પણ અનેક પ્રતો લખી–લખાવી. આમ તેનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જોઇને કાશીના પંડિતોને બહુજ ઈર્ષ્યા થવા લાગી.× તેઓએ વટેશ્વર નામના એક તાંત્રિકની પાસે જઇને પોતાનું દુઃખ રુદન કરીને સંભળાવ્યું. પછી તે તાંત્રિકે ગોસ્વામીજીપર મારણપ્રયોગ સાધી કાળ-ભૈરવને હઠપૂર્વક ગોસ્વામીજી પાસે મોકલ્યો; પણ બજરંગબલી (હનુમાનજી) જેવાને તેમનું

× ખરેખર, જે પંડિતોની વિદ્યા પોતાને કે પુત્રકલત્રને સુધારવામાટે નહિ, પણ માત્ર મોઢેથી ઉપદેશવા કે વેચવામાટેજ વપરાતી હોય; તેમના ઉપર તો સર્વ કોઇને માટે સૃજાયલા ત્રિવિધ તાપ ઘટવાને બદલે ઉલટા બેવડા–છ પ્રકારના લાગુ થઈ પડે છે. એટલે પછી ગોસ્વામી તુલસીદાસજી જેવાનો અને રામચરિતમાનસ જેવા અનુપમ ગ્રંથનો પણ તેઓ નાશ કરવા–કરાવવા મથે, અને તેમ કરીને સીધે સીધી રૌરવ નરકની ટીકીટ ખરીદવા ઇચ્છે, એમાં નવાઈ નથી. પણ પરિણામ શું થયું? જુઓ શૂદ્રનો–રસોઇયાનો ધંધો, જુઓ કન્યાવિક્રયનાં ક્રૂર કર્મ, જુઓ વિધવા પુત્રીઓ, બહેનો અને વહુઓપર વર્ષાવાતા ત્રાસ, અને દુઃખના દરિયા!

બીજી જ્ઞાતિઓની વાત તેમની પાસે રહી, પણ તમે બ્રાહ્મણ તો ઉંચી વર્ણ કહેવાઓ. માટે ઓ ઋષિમુનિનાં સંતાનો! બચાવો એવાં પાપોનાજ પ્રતાપે ભીખ, કુંવારાપણું, રસોઇયાપણું અને હલકાઇ ભોગવી રહેલા તથા કન્યાવિક્રયનાં કર્મ છડેચોક આદરીને સીધેસીધા નરકદ્વારમાં સીધાવી રહેલા તમારા જ્ઞાતિબંધુઓને અને પેટાજ્ઞાતિઓને! અને સંભાળો તમારા પૂજ્ય પિતૃદેવોનાં ધર્મ-કર્મને અને આજ્ઞાઓને! જે જે બ્રાહ્મણ પંડિતો ગોટપીટીયાઓની પેઠે લોભલાલચમાં બહુ ન ફસતાં સદવિદ્યાજ શીખવી રહ્યા હોય, તેમને ધન્ય છે; પણ જરા બ્રાહ્મણપણાના સર્વશ્રેષ્ઠ આદર્શ પણ જુઓ. જુઓ આદર્શ દૃષ્ટાંતમાળામાં સમાયલા અને આ યુગમાંજ બનેલા આદર્શરૂપ બ્રાહ્મણોના દાખલાઓ! દેખાડી આપો કે હજી પણ બ્રહ્મર્ષિઓનું વીર્ય હયાતજ છે! દર્શાવી આપો કે કનક, કામિની અને સ્તુતિ નિંદાની ગુલામીપર લાત મારીને બ્રહ્મચર્ય, નિષ્કામ કર્મ, પરમાત્મભક્તિ, અનુભવસિદ્ધ બ્રહ્મ-જ્ઞાન, તથા ગુરુપદને દીપાવનારા હજી પણ હિંદમાં પડયા છેજ.

રક્ષણ કરતા જોતાંજ તે ભયભીત થઇને પાછો ફર્યો; અને પછી 'ભીંતમાં મુક્કી મારનારને પોતાનેજ સામું વાગે' તેવુંજ થયું. ભૈરવે તે વટેશ્વર મિશ્રનોજ પ્રાણ લીધો! *

પંડિતોનો ઉપલો પ્રયત્ન પણ નિષ્ફળ થયો, ત્યારે તેઓ એકઠા થઈ સ્વામી શ્રી મધુસૂદન સરસ્વતી પાસે ગયા અને કહ્યું કેઃ-"શ્રીમહેશ્વરે 'શ્રીરામચરિતમાનસ'ને પ્રામાણિક ગ્રંથ માન્યો, પરંતુ તે ગ્રંથ કયી કોટિનો છે તે દર્શાવ્યું નથી; માટે વેદ, શાસ્ત્ર, પુરાણ અને ઈતિહાસમાંના કોની બરોબરી એ કરી શકે એમ છે,એ વાતનો પણ નિર્ણય થવો જોઇએ." આના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કેઃ-"પ્રથમ હું એ પુસ્તક મંગાવીને જોઇ લઉં, તે પછીજ કહી શકું." પછી તેમણે ગોસ્વામીજી પાસેથી તે ગ્રંથ મંગાવી લીધો અને આદિથી અંત સુધી જોઇ ગયા. પરિણામે તેઓ એટલા તો પ્રસન્ન થયા કે ગ્રંથ પાછો મોકલ્યો તેની સાથે નીચેનો એક શ્લોક પણ રચીને ગોસ્વામીજી ઉપર મોકલી આપ્યો કેઃ—

**जयति सच्चिदानंदः**

**" आनंदकानने ह्यस्मिन् जंगमस्तुलसीतरुः। कवितामंजरी भाति रामभ्रमरभूषिताः ॥"**

અર્થાત્ આ શ્રીરામચરિતમાનસરૂપી આનંદવનમાં તુલસીદાસજી જંગમ વૃક્ષરૂપ છે અને તેમાં શ્રીરામચંદ્રજીરૂપ ભ્રમરથી શોભાયમાન કવિતારૂપી મંજરીઓ પ્રકાશી રહી છે.

જયારે પંડિતોએ સ્વામીજી પાસે ફરીવાર આવીને નિર્ણયમાટે પ્રાર્થના કરી,ત્યારે સ્વામીજીએ તેઓને ઉત્તર આપ્યો કેઃ—"આ નિર્ણય પણ ખુદ શ્રીમહાદેવજીનેજ શામાટે નથી પૂછી લેતા?" એટલે પંડિતોએ રાત્રે શિવજીના મંદિરમાં જઈ શિવજીની પાસે સૌથી ઉપર વેદો, તેની નીચે શાસ્ત્રો,પછી પુરાણો અને તે સર્વની નીચે શ્રીરામચરિતમાનસ ગોઠવીને દરવાજો બંધ કરીને ઠરાવ્યું કે સવારે મંદિર ખુલતાં જે ગ્રંથ સૌની ઉપર જણાય તેનેજ સર્વોપરી માનવો.

પ્રાતઃકાળ થતાં મંદિરનાં દ્વાર ખુલ્યાં અને ઘણાં મનુષ્યો જોવામાટે તૂટી પડયાં. હવે વેદોની પણ ઉપર શ્રીરામચરિતમાનસ ગ્રંથ આવેલો જોઇને ગોસ્વામીજીની નિંદા કર્યા કરવાવાળા પંડિતો બહુજ લજ્જિત થઈ ગયા. તરતજ તેઓ ગોસ્વામીજીના ચરણમાં પડયા અને પોતાનો અપરાધ ક્ષમા કરાવીને તથા તેમનું ચરણોદક લઈને સૌ કોઇ પોતપોતાને ઘેર ગયા. કોઇ સુકવિએ ઠીકજ કહ્યું છે કેઃ-

" બ્રહ્મવિદ અહિ બ્રહ્મવત, તાકી બાની બેદ; ભાષા અથવા સંસ્કૃત, કરત ભેદ ભ્રમ છેદ."

અર્થાત્ પરબ્રહ્મનો સાક્ષાત્કાર પામનાર બ્રહ્મ જેવોજ નિષ્કામ અને નિર્લેપ બની રહેતો હોવાથી તેની વાણી પ્રાકૃત ભાષામાં હોય, કે સંસ્કૃત ભાષામાં હોય પરંતુ તે

* ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ પરમાત્મભાવે કહીચૂકયા છે કે, જેઓ અનન્ય ભાવે મનેજ સદા ઉપાસે છે, તેવાઓનાં યોગક્ષેમ-પ્રાપ્તિ અને રક્ષા-હું જ વહન કરૂં છું. ઉપલા બનાવમાં એજ રહસ્ય રહેલું છે. જેમ મેસ્મેરીઝમની લૌકિક વિદ્યા ગણિતવિદ્યાની પેઠે નિયમસિદ્ધ છે, તે પ્રમાણે આ મેલી વિદ્યા (મનોબળનો દુરૂપયોગ) પણ નિયમસિદ્ધ છે; પરંતુ કુદરતના નિયમ પ્રમાણે તેવી વિદ્યા સાધનાર પોતાનું પ્રાણતત્ત્વ જલદી જલદી ગુમાવતો ચાલે છે અને કોઇવાર ઉચ્ચકક્ષાવાળાને નુકશાન કરવા જતાં આ વટેશ્વર મિશ્રની પેઠે પોતાનોજ જીવ ગુમાવી બેસે છે, તથા પછી પણ તેને મહાનર્કમાં જવું પડે છે. હવે બીજી તરફ જો એજ મનોબળની ખીલવણી અને સદુપયોગ કરવાના નિયમો બરાબર સમજી તથા સાધી લેવામાં આવે; અને પછી પરમાત્મકૃપામાટે-મોક્ષેચ્છાના હેતુથી-નિષ્કામ કર્મમાં-એટલે કે કર્મયોગમાં-સદુપયોગ કરાય, તો એમાં અમુક તમુક બાહ્યવિધિઓનાં સજ્જડ બંધન કે અંતરાય પણ નથીજ નડતા. વળી એથી બીજાઓનું ભલું થવા સાથે સાધકનું પોતાનું પણ એટલું બધું કલ્યાણ થઇ જાય છે કે, **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।** એમાં કહ્યા મુજબ મહાન ભયથી ( અર્થાત્ પરમધામની અપેક્ષાએ અનિત્ય, જડ અને દુઃખમય એવા આ સંસારસાગરમાં ડૂબી જઇને ઠેઠ નર્કધામમાં જઇ વસવાના મહાન ભયથી)તે અવશ્ય તરી જાય છે.

વેદતુલ્યજ હોઈને બુદ્ધિમાં વ્યાપી રહેલા સર્વ દુઃખોના કારણરૂપ જે અજ્ઞાનજન્ય ભેદભ્રમ, તેનો સુદ્ધાં અવશ્ય નાશ કરે છે.

ત્યારપછી નુદીયા–શાંતિપુરના પંડિત રવિદત્ત શાસ્ત્રી ગોસ્વામીજીની પાસે આવ્યા. તેઓ સર્વ શાસ્ત્રોના જ્ઞાતા અને શીઘ્રકવિ હતા. તેઓએ હઠપૂર્વક ગોસ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કર્યો પણ છેવટે હાર્યા; પરંતુ આથી તે તો ઉલટા ગોસ્વામીજીને મારવાનોજ લાગ શોધવા લાગ્યા! જ્યારે ગોસ્વામીજી ગંગાજીપર સ્નાન કરવામાટે નીકળ્યા, ત્યારે તે શાસ્ત્રી પણ હાથમાં લાકડી લઈ પાછળ પાછળ ચાલ્યા! પણ ત્યાં તો તેમણે જોયું કે, હનુમાનજી ગોસ્વામીજીની રક્ષા કરતા ચાલ્યા આવે છે, એટલે તેઓ ભયભીત થઇ નાઠા અને પોતાના નીચ કાર્યમાટે લજ્જિત થઇ ગયા. આટલું થયા છતાં પણ તેમનો દ્વેષ ગયો નહિ; અને એક બીજી યુક્તિ શોધી કાઢી. તેઓ ગોસ્વામીજીની સેવા કરવા લાગ્યા. એક તરફ છળ-કપટના અવતારરૂપ પંડિતજી અને બીજી તરફ સાધુતાના–બ્રાહ્મણપણાના અવતાર રૂપ સરલચિત્ત ગોસ્વામીજી! ગોસ્વામીજીએ પંડિતજીની સેવાથી પ્રસન્ન થઇને પોતાને લાયક કામસેવા-પૂછતાંજ તેમને વચનમાં ઠીક સપડાયલા જોઇને પંડિતજીએ કહ્યું કેઃ–"કૃપા કરીને આપ કાશીજી છોડી અન્ય સ્થળે પધારી જાઓ." ગોસ્વામીજીએ એમાં પણ શ્રીમહાદેવની આજ્ઞા માની લઈને 'તથાસ્તુ' કહ્યું; તથા નીચેની કવિતા રચીને શ્રીવિશ્વનાથજીના મંદિરમાં આપીને દક્ષિણ દિશાતરફ પ્રયાણ કર્યું.

દેવસરિ સેવોં વામ દેવ ગાઁવ રાવરે હી, નામ રામ હી કે માંગિ ઉદર ભરત હૌં;
દીબે યોગ 'તુલસી' ન લેત કાહૂ કી કછુક, લિખીન ભલાઈ ભાલ પોચ ન કરત હૌં.
ચેતે પર હૂઁ જો કોઉ રાવરો હોઇ જોર કરૈ, તાકો જોર દેવ દીન દ્વારે ગુદરત હૌં;
પાઇકે ઉરાહનો ઉરાહનો ન દીજ મોહિ, કાલ–કલા કાશીનાથ કહે નિબરત હૌં.

ભાવાર્થ કે, "હું કાશીમાં પડયો છું; શ્રીગંગાજીનું સેવન કરૂં છું; શ્રીરામનામની ભિક્ષા માગીને પેટ ભરૂં છું; કોઈ બીજું કશું આપવા માગે તો પણ કોઈનું કાંઇ લેતો નથી; અને તોપણ હે દેવ! **ભલાઈ તો ભાગ્યમાં વિધાતાએ લખીજ નથી! કોઇનું હું ભુંડું નથી કરતો તોપણ લોકો તો મારૂં ભુંડું કર્યા કરે છે!** તો હવે મારે બીજું શું કરવું? હવે તો આપના દરબારમાં આ અરજ દાખલ કરીને અહીંથી જવાની રજા માગું છું. આપને કંઇ ઠપકો મળે તો મને ઠપકો આપતા નહિ."

નીચલા કવિત્તમાં, લોકોએ તેમની બુરાઇ કરવાથી તેઓ હનુમાનજીને પૂછે છે કે, મેં કયો અપરાધ કર્યો છે તે બતાવો, કે જેથી ભવિષ્યને માટે હું તેમ ન કરતાં સાવચેત રહું.

જાન સિરોમનિ હૌ હનુમાન! સદા જનકે હિય બાસ તિહારો;
ઢારો બિગારો મૈં કાકો કહુ? કેહિ કારન સીઝત? હૌં તો તિહારો.
સાહેબ સેવક નાતે તે હાતો, કિયા તો તહાઁ તુલસી કો ન ચારો;
દોષ સુનાયે તેં આગેહૂ કો, હુસિયાર વ્હૈ મન તો હિએ હારો.

આ તરફ રવિદત્ત શાસ્ત્રીએ સાંભળ્યું કે, ગોસ્વામીજી કાશી છોડીને ચાલ્યા ગયા છે, એટલે તેઓ તો બહુજ ઉત્સાહમાં આવી જઇને શ્રીવિશ્વેશનાં દર્શન કરવા ગયા; પરંતુ મંદિરમાં પહોંચતાંજ દ્વારો બંધ થઇ ગયાં અને આકાશવાણી થઇ કેઃ–"જાઓ, ગોસ્વામીજીના ચરણમાં પડીને તેમને પાછા મનાવી લાવો અને કાશીપુરીમાં વસાવો; નહિ તો તમો પોતેજ નાશ પામશો." આથી પંડિતજી ગલરાઈ ગયા અને ગોસ્વામીજી પાસે પહોંચી જઈ ક્ષમા પ્રાર્થના કરીને તેમને પાછા કાશીપુરીમાં લઇ આવ્યા.

બૈજનાથદાસજીએ આ વિષે એવું લખ્યું છે કે, પંડિતોના ઉપદ્રવથી કાશી છોડીને

ગોસાંઈજી ચિત્રકૂટ ગયા પછી વિશ્વનાથનો કોપ એવો થયો કે, સર્વ લોકો જઇને તેમને બોલાવી લાવ્યા હતા.

ગોસ્વામીજી પાછા આવ્યાના સમાચાર જાણતાંજ તેમના પરમભક્ત ટોડરમલજી તેમની પાસે ગયા અને પ્રાર્થના કરી કેઃ–"અસિપર ઘાટસહિત મકાન બંધાઇને તૈયાર થઇ ગયું છે; માટે આપ હવે ત્યાંજ સુખપૂર્વક નિવાસ કરી સૌ કોઇને સુખ આપો. હું પણ આપનાં ચરણકમળની સેવા કરીને કૃતાર્થ થઇશ." તેમની આ પ્રાર્થના સાંભળીને ગોસ્વામીજીએ પ્રસન્નતાપૂર્વક અસિઘાટપર નિવાસ કર્યો અને શ્રીરઘુનંદનના ગુણગાનમાં તત્પર રહેવા લાગ્યા.

એક રાત્રે કલિયુગ* હાથમાં ખડ્ગ લઇ ત્યાં આવ્યો અને ગોસ્વામીજીને ડરાવવા લાગ્યો. તેણે કહ્યું કેઃ–"તમે તમારા શ્રીરામચરિતમાનસની પોથીને ગંગાજીમાં ફેંકી દો; નહિ તો હું તમને અનેક પ્રકારે શિક્ષા કરતો રહીશ." આમ ડરાવીને કલિયુગ ચાલ્યો ગયો, પરંતુ ગોસ્વામીજી તો ભગવાનનાજ ધ્યાનમાં જોડાયા.

પછી શ્રીહનુમાનજીએ દર્શન આપીને (કે પછી પ્રેરણા આપીને) ગોસ્વામીજીને કહ્યું કેઃ– "કલિયુગને જો હું આપની પાસે આવવાની મના કરીશ, તો ઉલટો તે વધારે વૈર રાખશે; માટે આપ વિનયાવલી લખી આપો અને હું તે શ્રીભગવાન પાસે રજુ કરી કલિયુગને દંડ અપાવું." આવી રીતે ગોસ્વામીજીદ્વારા "શ્રીરામવિનયાવલી"ની રચના થઇ અને કરુણાનિધાન સર્વશક્તિમાન પરમાત્માએ ગોસ્વામીજી તરફ સુસંયોગ મોકલી આપીને તેમને સુરક્ષિત કર્યા હતા.

પછી ગોસ્વામીજીએ "દોહાવલી"ની રચના કરી અને તે પછી સંવત ૧૬૪૧માં માગશર સુદિ સાતમને રવિવારથી શ્રીવાલ્મીકિ રામાયણની એક પ્રત સ્વહસ્તે લખવા માંડી.

એ પછી કેટલાક દિવસો બાદ આદિલશાહના રાજ્યના દાનવિભાગના અધ્યક્ષ પંડિત દત્તાત્રેયજી ગોસ્વામીજીના આશ્રમમાં આવ્યા. તેમણે ગોસ્વામીજીના ચરણની વિધિપૂર્વક પૂજા કરી, અને આશીર્વાદ મળ્યા પછી પ્રસાદમાટે પ્રાર્થના કરી. પછી ગોસ્વામીજીએ પોતે લખેલી શ્રીમદ્વાલ્મીકિ રામાયણની‡ પ્રત તેમને ભેટ આપી.

એ પછી પણ ગોસ્વામીજી પાછા અન્ય તીર્થોને પવિત્ર કરતા વિચરવા લાગ્યા. વૃંદાવન, નૈમિષારણ્ય, ઇ૦ સ્થળે યાત્રા કરતા કરતા "સિયાવર" ગામમાં રોકાયા. ત્યાં શ્રીસીતાકૂપના જળનું પાન કરી ત્યાંથી તેઓ લખનઉ આવ્યા. ત્યાં ગોમતીને કિનારે ઉતર્યા.

---

* કલિયુગ એટલે અહીં પેલા કલિયુગી–દૂષાત્માઓએ કોઈ દુષ્ટસાથે ગોસ્વામીજીને ધમકી અપાવવાની ગોઠવણ કરી હોય અને તેને આવું રૂપક લોકવાયકામાં–અને તેથી મૂળ ચરિત્રકાવ્યમાં–મળ્યું હોય એ પણ સંભવિત છે; કેમકે એ મૂળ લેખક ગોસ્વામીજીના સંગાથી અને શિષ્ય હોવા છતાં પણ દરેકે દરેક માસ–દિવસ કે ઘડીએ ઘડી કાંઇ તેમની સાથે ને સાથેજ હોય નહિ.

‡ ગોસ્વામીજીએ સ્વહસ્તે લખેલી આ પ્રતનોજ ઉત્તરકાંડ બનારસની ક્વીન્સ કૉલેજના સંસ્કૃત પુસ્તકાલયમાં અદ્યાપિપર્યંત સુરક્ષિત હોઇને તેની સમાપ્તિમાં લખેલું છે કેઃ–

"**इत्यार्षे रामायणे वाल्मीकीये चतुर्विंशति साहस्र्यां संहितायां उत्तरकाण्डे स्वर्गारोहणकंनाम सर्गः ॥ शुभमस्तु ॥ समाप्तं चेदं महाकाव्यं श्रीरामायणमिति संवत १६४१ समये मार्ग सुदि ७ रवौ लिः तुलसीदासेन ॥**"

વળી તે રામાયણના છેવટના પૃષ્ઠપર નીચેનો શ્લોક પણ લખેલો હોવાથી ખાત્રી થાય છે કે, પંડિત દત્તાત્રેયજીને તેજ પ્રત તેમણે આપેલી હોવી જોઇએ.

"**श्रीमद्येदिलशाह भूमिपसभासस्थेंद्र भूमिसुरः ।**
**श्रेणीमंडनमंडली धुरिदयादानादिभाजे प्रभुः ॥**
**वाल्मीकेः कृतिमुत्तमं पुररिपोः पुर्यां पुरोगः कृतिः ।**
**दत्तात्रेय समाह्वयो लिपिकृते कर्मत्वमाचाकिरत् ॥**

કોઇ પણ દુઃખી તેમના જોવામાં આવતાં બનતા પ્રકારે તેનું દુઃખ દૂર કર્યાવિના તેમને ચેન પડતું નહિ. આ સર્વવંદ્ય મહાસંત દીનદુઃખીને માતાપિતા જેવા તેમજ શુદ્ધ ચિત્તવાળાને વાલ્મીકિ જેવા, નારદ જેવા કે સાક્ષાત્ ઇશ્વિરમૂર્તિ જેવા પણ લાગ્યાજ હશે; કેમકે કોઇ સ્થળે તે દુઃખીનાં દુઃખ ટાળતા તો કોઈ સ્થળે સાધુજનોનાં હૃદય આનંદથી પરિપૂર્ણ કરી દેતા. કોઇ સ્થળે રામયશ ગાતા; તો કોઇ સ્થળે લક્ષ્મણ, ભરત, સીતા, હનુમાન ઇત્યાદિનાં યશોગાન સંભળાવતા; અને કોઈ સ્થળે તેમના પ્રેમમાં મસ્ત બની જઈ નાચવા પણ મંડી પડતા ! જ્યારે જ્યારે તેઓ પ્રેમમાં ગુલતાન બની જઈને પ્રભુના ગુણ ગાતા-ગવરાવતા, ત્યારે સર્વત્ર અત્યંત ઉત્સાહ અને આનંદ ફેલાઈ જતો તથા પ્રભુપ્રેમમાં સર્વ કોઇ ડોલી ઉઠતા અને તેમના હૃદયમાં જ્ઞાનભક્તિની જ્યોત પ્રકાશી ઉઠતી. હા, કોઈ અનધિકારી હોય તે તેમની કૃપાનો દુરુપયોગ પણ કરે ! જેમકે દામોદર નામના એક ભાટને ગોસ્વામીજીએ કાવ્યકળા એવી સુંદર શીખવી દીધી કે તે કવિતા તો બહુ સરસ રચવા લાગ્યો, પણ કાવ્યકળાનો ઉપયોગ તો તેણે પ્રભુને બદલે ધનધામવાળાઓનેજ વખાણી વખાણીને ધન તથા માન મેળવવામાંજ કર્યો હતો.

ત્યાંથી તેઓ મલિહાબાદ આવ્યા અને ત્યાં ભક્ત વ્રજવલ્લભ નામના ભાટને "શ્રીરામચરિતમાનસ"ની એક પ્રત ભેટ આપી. પછી કોટરા ગામમાં જઇને પરમ ભક્ત અનન્યમાધવજીને મળ્યા અને તેમની "માતાપ્રતિ શિક્ષા" સંબંધી કવિતા સાંભળીને તેઓ પ્રસન્ન થયા તથા તેમને ભક્તિનું સ્વરૂપ બતાવ્યું. ત્યાંથી તેઓ વિઠુર નામના ગામમાં ગયા. ત્યાં રાત રહીને સવારે ગંગાજીમાં સ્નાન કરવા ગયા; પરંતુ ત્યાં કાદવમાં ખુંચી ગયા. તે જોતાંજ ગંગાજીએ હાથ પકડીને+ તેમને ખેંચી લીધા; કેમકે વૃદ્ધાવસ્થાને લીધે હવે તેમનું શરીર જીર્ણ અને અશક્ત થઇ ગયું હતું.

એ પછી ગોસ્વામીજી ફરતા ફરતા નૈમિષારણ્યમાં આવી પહોંચ્યા. ત્યાં ત્રણ મહિનાસુધી રહીને તેમણે વિશુદ્ધ ચિત્તવાળા 'વનખંડી'ની પ્રાર્થના મુજબ એ પ્રદેશમાંનાં લુપ્ત થઇ ગયેલાં શુભ તીર્થોની શોધખોળ કરી આપી તથા તેની સ્થાપનામાટે તેમણે એકત્ર કરેલા પુષ્કળ ધનના વ્યયપૂર્વક તે તે તીર્થોની પુનઃ સ્થાપના કરી. એ પછી સંવત ૧૬૪૯નો આરંભ થતાંજ તેઓ ત્યાંથી વિચરતા વિચરતા મિસિરિખ ગયા. આ વેળા સાથે નૈમિષારણ્યવાળા 'વનખંડી' અને બે ચાર શિષ્યો પણ હતા.

ત્યારપછી નાવમાં બેસીને પ્રવાસ કરવા લાગ્યા. રસ્તામાં કિનારાપરના એક ગામનું નામ રામપુર સાંભળીને ત્યાં ઉતરી પડયા; પરંતુ ત્યાંના રાજાના માણસોએ ગોસ્વામીજીપ્રત્યે અયોગ્ય વર્તન કરવાથી તેઓ પોતાનો સર્વ સરસામાન ત્યાંજ છોડી દઇને ચાલી નીકળ્યા. આ સમાચાર રાજાના જાણવામાં આવતાંજ તેઓ દોડીને તેમની પાછળ ગયા અને ચરણમાં પડી વિનતિ કરીને તેમને પાછા પોતાના ગામમાં લાવ્યા તથા બહુજ સત્કાર કર્યો. પછી તેમની વિનતિથી ગોસ્વામીજીએ ત્યાં શ્રીહનુમાનજીની સ્થાપના કરી અને એક વડનું વૃક્ષ રોપીને તેનું નામ 'બંસીબટ' રાખ્યું.

ત્યાંથી તેઓ વૃંદાવન ગયા અને શ્રીરામઘાટપર ઉતર્યા. અહીં પુષ્કળ લોકો તેમનાં દર્શનનો, અને અનેક જિજ્ઞાસુઓ તેમના ઉપદેશામૃતનો લાભ લેવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ મુક્તાત્માઓ સુદ્ધાં દર્શન–સમાગમની આપ–લે કરીને જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ લૂંટવા–લૂંટાવવા લાગ્યા.

---

+ કોઈ ગંગાજી જેવાં પવિત્ર–ગંગાસ્વરૂપ–વિધવા બાઇએ આ સ્થળે ગોસ્વામીજીને મદદ કરી હોય અને તેને ગંગાજીનું રૂપક અપાયું હોય એ વધારે બનવા યોગ્ય છે.

એક દિવસ ગોસ્વામીજી નાભાસ્વામીને મળવામાટે તેમના સ્થાનપર ગયા. તેમણે ગોસ્વામીજીનું બહુજ સન્માન કરી ઉંચા આસનપર પધરાવીને પૂજા કરી. પછી પોતે અનેક બ્રાહ્મણ, સંત અને નાભાસ્વામીસહિત શ્રીમદનમોહનજીના મંદિરમાં ગયા. ત્યાં ભક્તવત્સલ શ્રીભગવાને ગોસ્વામીજીને શ્રીરામચંદ્રજીના ઉપાસક જાણી ધનુષબાણ ધારણ કરીને તેમને દર્શન આપ્યું. તે સંબંધી ગોસ્વામીજીનો નીચેનો દોહો પ્રસિદ્ધજ છે કેઃ—

"કહા બરનઉં છબિ આજકી, ભલે બિરાજેઉ નાથ;
તુલસી મસ્તક તબ નવૈં, (જબ) ધનુષબાણ લેઉ હાથ."

આ અદ્દ્ભુત લીલાના સમાચાર જ્યારે બરસાનામાં પહોંચી ગયા, ત્યારથી ગોસ્વામીજીના ઉતારાપર ભારે ભીડ થવા લાગી. કેટલાક કૃષ્ણઉપાસકોના હૃદયમાં સાંપ્રદાયિક દ્વેષ ભરેલો હતો, તેઓ તો ઉપલો બનાવ સાંભળીને બહુજ આશ્ચર્ય પામ્યા. પછી ગોસ્વામીજીએ નીચેની કવિતા સંભળાવીને તેઓના મનનું સમાધાન કર્યું.

પ્રભુ સત્ય કરી પ્રહ્લાદ ગિરા, પ્રકટે નરકેસરી ખંભમહાં;
ઝષરાજ ગ્રસ્યો ગજરાજ કૃપા, તત્કાલ વિલંબ કિયે ન તહાં.
સુર સાખી દૈ રાખી હૈ પાંડુવધુ, પટ લૂટત કોટિન ભૂપ જહાં;
તુલસી ભજુ સોચ વિમોચન કો, જનકો પ્રણ રામ ન રાખ્યો કહાં.

ત્યારપછી ગોસ્વામીજી ચિત્રકૂટ જઈ ત્યાં કેટલોક સમય રહ્યા. પછી સત્યકામ નામના એક બ્રાહ્મણે તેમની પાસે દીક્ષા લેવાની માગણી કરી;પરંતુ ગોસ્વામીજીને તે તેટલી યોગ્યતાવાળો નહિ જણાવાથી તેને દીક્ષા આપી નહિ. પછી તો તે પોતાની સુધારણામાટે હઠ કરીને પણ ત્યાંજ રહ્યો. એક દિવસ રાત્રે કદંબલતા નામનાં એક રાણીજી ગોસ્વામીજીનાં દર્શન કરવામાટે દાસીસહિત આવેલાં, તે સમયે તે બ્રાહ્મણે તેનું સુંદર મુખ સારી રીતે જોઇ શકાય એટલા માટે દીવાની બત્તી વધારી. તેની આ પ્રકારની ચપળતા જોઇને ગોસ્વામીજીએ તેને યોગ્ય શિક્ષા કરી. પછી તે બ્રાહ્મણ બહુજ પસ્તાયો અને લજ્જિત થઈને તેમના ચરણમાં પડયો; અને પોતાના દોષ સુધરાવવાની વિનતિ કરી. આથી ગોસ્વામીજીએ કૃપા કરીને તેને યમ, નિયમ, કર્મ, વિવેક, ભક્તિ, ઇત્યાદિની સાધના સમજાવી. પછી તે બ્રાહ્મણ તે મુજબ વર્તીને ગોસ્વામીજીના શિષ્યપણામાટે યોગ્ય બની કૃતકૃત્ય થયો.

ત્યારપછી એકવાર દિલ્હીના બાદશાહે ગોસ્વામીજીને બોલાવવામાટે પોતાના હજુરીઆને મોકલ્યો. ગોસ્વામીજી માર્ગમાં ભજન, ઉપદેશ તેમજ જિજ્ઞાસુ તથા દુઃખી માટે ઉપાય કરતા–બતાવતા પાંચમે દિવસે દિલ્હી પહોંચ્યા. સમાચાર મળતાંજ બાદશાહ જહાંગીરે તેમને દરબારમાં બોલાવી સન્માનસહિત આસન આપ્યું,અને ચમત્કાર દેખાડવાનો આગ્રહ કર્યો; પરંતુ ગોસ્વામીજીએ ના પાડવાથી તેમને કેદમાં પૂરી દીધા. આથી શ્રીહનુમાનજીની પ્રેરણાથી દરબારમાં અનેક વાનરો પ્રકટ થયા અને ઉત્પાત કરવા લાગ્યા. બેગમોનાં કપડાં ફાડી નાખી તેઓને નગ્ન કરી દીધી અને બાદશાહને પણ પૃથ્વીપર પટકી દીધો. આ રીતે રાજમહેલમાં હાહાકાર થઈ રહ્યો એટલે બાદશાહે તુરતજ ગોસ્વામીજીને કેદખાનામાંથી મુક્ત કરી દીધા અને ચરણે પડી અપરાધની ક્ષમા માગીને તથા પાલખીમાં બેસાડીને સન્માનપૂર્વક વિદાય કર્યા.

દિલ્હીથી નીકળી તેઓ મહાવનમાં આવ્યા અને ત્યાં રાત્રે આહિરલોકોના ટોળામાં વાસ કર્યો. ત્યાં તેઓ ભગીરથ નામના ગોવાળનું હૃદય અને આકાંક્ષાઓ અતિ વિશુદ્ધ અને ઉન્નત જોઇને અત્યંત પ્રસન્ન થયા; તથા તેને ઉત્તમ અધિકારી સમજી તેના અધિકાર મુજબની એવી ઉચિત સાધના બતાવી કે જેથી તે સર્વભાવે પરમાત્મપરાયણ થઇને પરમ સંત બની રહ્યો. એ પછી ત્યાંથી રવાના થઇને દશમે દિવસે તેઓ અયોધ્યા પહોંચ્યા અને ત્યાં એક પખવાડિયું રહ્યા.

અયોધ્યામાં એક દિવસ ભક્ત હરિદાસજીએ એક પદ ગાયું. તેમાં કેટલીક અશુદ્ધિઓ જણાવાથી તેની સુધારણા ગોસ્વામીજીએ બતાવી અને તે મુજબ શુદ્ધ રીતે ગાવાની સૂચના કરી; પરંતુ ભક્તજીને તેની સમજ પડી નહિ હોય અથવા તેવા શુદ્ધ ઉચ્ચાર નહિ આવડતા હોય, એટલે પછી તેમણે ગાવાનું બંધ રાખ્યું. સૂતા પછી ગોસ્વામીજીને તો આ વિષે મોટો વિચાર થઇ પડયો. આથી શ્રીરામચંદ્રજીએ સ્વપ્નમાં ગોસ્વામીજીને કહ્યું (પ્રેરણા કરી) કેઃ–"**મારી દૃષ્ટિ કાંઈ શબ્દોની શુદ્ધિઅશુદ્ધિપર નથી; પરંતુ કેવળ હૃદયના ભાવો ઉપરજ છે.**" પછી ગોસ્વામીજીએ ભક્તજી પાસે જઇને તેમને કહ્યું કેઃ–"આપ જે રીતે ગાઓ છો તેજ રીતે ગાયા કરો. પ્રભુને તેજ વધારે પસંદ છે."

ત્યારપછી મહાત્મા દેવમુરારીજી અને તેમના શિષ્ય મલૂકદાસજીને મળીને ગોસ્વામીજી કાશી પહોંચ્યા અને ત્યાં તેમણે પોતાના આશ્રમમાં અખંડ વાસ કર્યો.

એક વાર માઘ મહિનામાં ગોસ્વામીજી ગંગાજીમાં સ્નાન કરીને ગંગામાંજ ઉભા ઉભા જપ–ધ્યાન કરતા હતા. એ સમયે તેમનું વૃદ્ધ શરીર ઠંડીને લીધે કંપી રહ્યું હતું ને રુવાં ઉભાં થઈ ગયાં હતાં. આ દૃશ્ય એક વેશ્યા કિનારાપર ઉભી ઉભી જોતી હતી. ગોસ્વામીજીની યોગ્યતા પ્રથમથીજ તે સાંભળી ચૂકી હતી, અને આ પ્રસંગે તેમને ખુલ્લા અને કંપતા શરીરે જપ–ધ્યાન કરતા જોયા! એક વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને પરમસંત એવા મહર્ષિનો ધ્યાનમગ્ન–અંતર્મુખ–પરમશાન્ત–ભાવમગ્ન અને દિવ્ય કાન્તિમય પરમ દર્શનીય ચહેરો નિહાળવાનું સર્વકોઈના નશીબમાં હોતું નથી. એ પ્રસંગે બીજાં પણ કેટલાંય માણસો ગંગામાં ન્હાતાં હશે; કિનારે પણ ઉભાં હશે; પણ જેની જેવી યોગ્યતા અને શોખ હોય, તેવુંજ તે જોવા ઇચ્છે! ગોસ્વામી જેવા સંતનાં દૂરથી તો દૂરથી, પણ પેટ ભરીને દર્શન નિરીક્ષણ કરવાનો મનોભાવ, સુસંયોગ અને સુયોગ્યતા, એ તો પૂર્વના કોઇ પુણ્યયોગેજ પ્રાપ્ત થાયને! આ વેશ્યા બાઇનું પણ પૂર્વનું કોઈ પુણ્યકર્મ કાળે કરીને હવે પાકી ચૂકયું હશે; એટલે સાક્ષાત્ નારાયણ જેવા ગોસ્વામીજીનાં દર્શન નિરીક્ષણ ઉપરોક્ત સ્થિતિમાં કાળજીપૂર્વક અને ઘડી બે ઘડી સુધી નિરાંતે કર્યા કરવાની દેવદુર્લભ–વૃત્તિ અને તક તેને પ્રાપ્ત થઈ! પરિણામ એ થયું કે તેના હૃદયમાં ગોસ્વામીજી ઉપર અત્યંત સદ્ભાવ–પૂજ્યભાવ, તથા પોતાના પંડ અને નીચ કર્મ ઉપર અત્યંત તિરસ્કાર ઉભરાવા લાગ્યો! પછી જ્યારે ગોસ્વામીજી ગંગાજીમાંથી બહાર નીકળીને પોતાના વસ્ત્રપર જળ છાંટવા લાગ્યા, ત્યારે ગંગાજળના બે છાંટા તે વેશ્યાપર પણ પડી ગયા! પ્રથમથીજ પૂજ્યભાવ તો તેના હૃદયમાં આવીજ ગયેલો; તેમાં વળી આ ગંગાજળના બે છાંટા આવી પડયા; એટલે પછી કહેવુંજ શું! વેશ્યાએ તો એને ગુરુદીક્ષા–ગુરુપ્રસાદી–જ માની લીધી! તેના હૃદયમાં હવે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો;અને પોતાના નીચ ધંધામાટે નરકનાં વિચિત્ર દૃશ્યો તેની નજરસામે તરવા લાગ્યાં! આથી તેણે ગોસ્વામીજીની સામેજ જળ મુકીને પોતાનો નીચ ધંધો છોડી દીધો, અને પછી ગોસ્વામીજીના ઉપદેશથી ભગવાનનું સર્વભાવે એવું તો ધ્યાન–ભજન કરવા માંડયું કે જેથી એ ને એજ જન્મમાં તેણે સંસારસાગરમાંથી પોતાનો ઉદ્ધાર પ્રાપ્ત કર્યો! પરમાત્માએ ઉપનિષદ્‌માં કેવું સુંદર અને ગજવામાંજ હોય તેવું સાધન બતાવી આપ્યું છે કે, "मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः" અર્થાત્ માણસને બંધનમાં નાખનાર પણ મન અને બંધનથી મુક્ત કરનાર પણ મન! એ એક એવી મહાશક્તિ–પ્રબળ તલવાર–છે કે જોઇયે તો તે તમારા શત્રુઓના(કામ–ક્રોધ–લોભ–મોહ–મિથ્યાભિમાનના) પેટમાં મારો; અને જોઈયે તો તમારા મિત્રો (સદ્‌ગુણ, ઉત્તમ ભાવના, ઇત્યાદિ) ના પેટમાં–અર્થાત્ તમારા પોતાના પેટમાં મારો! એક તરફ પાપબંધન–અધોગતિ–નર્કપ્રાપ્તિ! અને બીજી તરફ પુણ્યપ્રાપ્તિ–ઊર્ધ્વગતિ–મોક્ષપ્રાપ્તિ!!

એ પછી એક દિવસે ગોસ્વામીજીની નિંદા કરનારો એક બ્રાહ્મણ મરી ગયો. તેને લોકો બાળવામાટે શ્મશાનમાં લઇ ચાલ્યા. તેની સ્ત્રી પણ પતિના શબ સાથે સતી થવામાટે વિલાપ કરતી કરતી પાછળ જઇ રહી હતી.

ખુલ્લી-ચોખ્ખી હવાનો, વિષ્ણુચરણોદકરૂપ શ્રીગંગામયાના દર્શનનો, અને તેની સાથે દિવ્ય ભાવોત્પાદક ઘટ્ટ વનરાજી નિહાળવાનો લાભ લેતા થકા જ્ઞાનભક્તિજન્ય વિલક્ષણ આનંદભર્યા આન્તરિક ભાવોની મસ્તીમાં ડોલી રહેલા એવા દિવ્ય કાન્તિમય ગોસ્વામીજી એ સમયે બહાર બેઠા હતા. આ સમયે તેમના દિવ્ય દેહ અને પ્રતિભાપૂર્ણ ચહેરામાંથી ઉચ્ચ દશાના જે અનુપમ ભાવ તથા તેજ ઓજસ્ વર્ષી રહ્યાં હતાં; તે તરફ દૃષ્ટિ જતાંજ સુંદર બાહ્યવેશમાં અને અંતરના દૈવી આવેશમાં દીપી રહેલાં એવાં તે બ્રાહ્મણપત્નીના હૃદયમાં કેવા કેવા ઉચ્ચ ભાવ ઉદ્દીપ્ત થઇ આવે, તે ઉચ્ચકક્ષ વાંચનારને સમજાવવું પડે તેમ નથી. બસ, તે અંબાભવાની જેવાં દેવીએ તો ગોસ્વામીજી જેવાનાં દૂરથી દર્શન થતાં વારમાંજ વિલાપ કરવાનું મૂકી દીધું અને સતી થવા પહેલાં એ જગતપિતા જેવા સંતપુરુષનું દર્શન કરી લેવામાટે તરતજ દોડી! તેમનાં આ છેલ્લીજ વારનાં દર્શન હોવાથી તેમના ચરણ સામે તેણે અનેક દંડવત્ પ્રણામ કર્યા. ગોસ્વામીજી પણ સાક્ષાત્ શિવશંભુ જેવા ભોળા, એટલે તેમણે તો તેનાં છેવટનાં સારાં કપડાં તથા શણગાર ઉપરથી તેને કોઈ વરરાજાની માતા કે એવાં કોઇક ધારી લીધાં હશે, તેથી એમજ કહી દીધું કેઃ-" અખંડ સૌભાગ્યવતી ભવ."

પરંતુ આવો આશીર્વાદ સાંભળતાંજ પરાણે દબાવેલો ડુમ્મો તે બાઈના હૃદયમાં ઉછળી આવ્યો. પછી રુદન અને ચોધારાં આંસુદ્વારા કેટલીક આન્તરવ્યથા હલકી થતાં તેણે પોતાના વૈધવ્યની તથા પોતે પતિ પાછળ સતી થવા માટે જઈ રહી છે, તે વગેરે વાત કહી સંભળાવી; મરનાર પતિએ ગોસ્વામીજીની કરેલી નિંદામાટે દંડવત્ પ્રણામ કરીને તેમના ગુનાહની ક્ષમા માગી; પતિ પાછળ બળી મરવાની રજા માગી; બેઉનો ઉદ્ધાર થાય એવો આશીર્વાદ માગ્યો; અને શ્મશાને સર્વ રાહ જોઈ રહ્યા હશે, એમ ધારીને ત્યાં જવાની આજ્ઞા માગી.

અનેકાનેક વંદન પ્રણામ હો આપ સંતોના શિરોમણિ ગોસ્વામીજીને! એક તરફ છો આપ સર્વના પિતામહ દયાના દરિયા! અને બીજી તરફ પવિત્ર બ્રાહ્મણપત્નીના વદનપર અશ્રુરૂપે ઉભરાઇ રહેલા દુઃખના દરિયા! એ હૃદયાવેગનાં છેલ્લાં ઉત્થાન અને જગદંબા જેવી આર્યપત્નીનાં બલિદાન! એ દેવતાઇ તેજ ઓજસ્‌ના પ્રકાશ અને પરમ સતિસાધ્વીના વિનાશ! એ છેવટના વેશ અને પતિવિયોગના આવેશ! બળી મરવામાટે છેવટના સુશોભિત શણગાર સજીને નીકળી પડેલાં તે મહાયોગિનીસમાં બ્રાહ્મણપુત્રીની આંખોમાંથી આંસુપર આંસુની અખંડ ધારાઓ એક તરફ વહી રહી હોય, અને બીજી તરફ એકવચની એવા શ્રીરામ પ્રભુનાં જ્ઞાનઉપાસના અનુભવસિદ્ધ કરીને સાક્ષાત્ શ્રીરામસ્વરૂપ બની રહેલા આપ ગોસ્વામીજીના સ્વમુખથીજ " અખંડ સૌભાગ્યવતી ભવ " એવું બોલાઈ ચૂકયું હોય! એટલે એવા સંયોગો વચ્ચે આપ જેવાને કેવી કેવી અને કેટલી ઉંડી લાગણીઓ થઇ આવી હશે! વળી ભુંડું બોલનારનું ભલું કરવું, એ તો આપ જેવા પરમ સંતોનો સ્વભાવજ રહ્યો; એટલે તે કારણે પણ આપ જગતપિતાના હૃદયમાં તે નિંદકપ્રત્યે ક્ષમા-દયાની લાગણી દરિયાની ભરતી પેરે ઉભરાઇ હશે! અનેકાનેક સાષ્ટાંગ પ્રણતિ હો આપના સંતપણાને! આપે તો બસ તરતજ તે શબને પાછું વળાવ્યું અને આજ્ઞા કરી કે,જ્યાંસુધી હું પાછો ન આવું, ત્યાંસુધી તેને બાળવું નહિ. (એટલુંજ નહિ પણ તે પત્નીએ અને સગાંસંબંધી વગેરેએ પણ ખૂબ શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રભુના ધ્યાનભજનમાં તે શબના ઘર આગળ પોતાના આવતાંસુધી સમય ગાળવો, એમ પણ કહ્યુંજ હશે.) એ પ્રમાણે કહીને પછી ગોસ્વામીજી ગંગાસ્નાન કરવા ગયા અને

ત્યાં ત્રણ દિવસસુધી અપવાસી રહીને હૃદયની ઉંડી લાગણીપૂર્વક ભગવાનની સ્તુતિ અને ધ્યાન-ભજન કર્યાજ કર્યું! પરિણામે બીજું શું થાય? મુડદું જીવતું થયું!

પરંતુ એવા હૃદયને ફાડી નાખનારા તથા રોજ ને રોજ બન્યા જતા અનેક બનાવો એક પરમ સંતનું હૃદય કેવી રીતે જોઈ સાંભળી શકે! એટલે પછી ગોસ્વામીજીએ અધિક ઉચ્ચ-ભાવોમાં રહીને સર્વ દુઃખોના મૂળરૂપ અજ્ઞાન–અધર્મ–અનીતિ વગેરેને જનસમૂહમાંથી દૂર કરે એવાં કાવ્ય અને ધ્યાનભજન પાછળ એકાંતમાંજ સમય ગાળવાનું રાખીને બહાર બેસવાનું બંધજ કરી દીધું.

બનારસમાં અત્યંત પુણ્યશાળી અને ગોસ્વામીજીના ચરણમાં બહુજ પ્રીતિ રાખનારા ત્રણ કુમારો (બ્રહ્મચારીઓ) હતા. એકનું નામ હૃષીકેશ હતું અને તે મણિકર્ણિકા ઘાટપર રહેતો હતો. બીજાનું નામ શાંતિપદ હતું અને તે શ્રીવિશ્વનાથજીના મંદિરમાં રહેતો હતો. ત્રીજાનું નામ દાતાદીન હતું અને તે શ્રીઅન્નપૂર્ણાજીના મંદિરમાં રહેતો હતો. ત્રણેની રહેણી-કરણી સમાન હતી. તેઓ નિત્ય ગોસ્વામીજીનાં દર્શને આવતા હતા અને તેમનું ચરણોદક લઈને મુકામે જતા હતા. તેઓની દૃઢ ટેક અને શ્રદ્ધાવિવેક જોઇને ગોસ્વામીજી કેવળ તેઓનેજ દર્શન આપવામાટે બહાર નીકળતા અને તેઓના ગયાપછી તુરતજ પાછા અંદર પધારી જતા હતા. આ જોઇને બીજા જે લોકોને ત્યાં આવ્યા છતાં દર્શનનો લાભ નહોતો મળતો, તેઓ ગોસ્વામીજીપર પક્ષપાતનો દોષ આરોપવા લાગ્યા. આથી એક દિવસ ગોસ્વા-મીજી બહારજ ન નીકળ્યા. આથી ત્રણે કુમારો કે જેઓને નિત્ય દર્શન કરવાની પ્રતિજ્ઞા હતી, તેઓએ દર્શનવિના વ્યાકુળ થઇને પોતાનાં શરીર ત્યાંજ છોડી દીધાં. આ જોઇ ગોસ્વામીજીને પક્ષપાતી કહેનારા લોકો પસ્તાવા લાગ્યા. પછી ગોસ્વામીજીએ કુમારોની ઉપરોક્ત દશા જાણતાંજ બહાર આવી ભગવાન વિષ્ણુના ચરણોદકરૂપ ઠંડા ગંગાજળવડે તેમને સજીવન કર્યા.+

સંવત ૧૬૬૯ના વૈશાખમાસની પૂર્ણિમાએ ગોસ્વામીજીના પરમ મિત્ર અને ભક્ત ટોડરમલજીએ શરીર છોડયું.‡ ગોસ્વામીજીને તે મિત્રભક્તના અતિ ઉત્તમ ગુણોનું સ્મરણ થતાં નેત્રોમાં જળ આવી જતું હતું. આ પ્રસંગે તેમણે લાગણીભર્યા દુહા કહ્યા હતા કેઃ—

ચાર ગાંવકો ઠાકુરો, મનકો મહા મહીપ; તુલસી યા કલિકાલમેં, અથએ ટોડર દીપ.
તુલસી રામ સનેહકો, સિરપર ભારી ભાર; ટોડર કાંધા ના દિયો કહિ કહિ રહે ઉતાર.
તુલસી ઉરથાલા વિમલ, ટોડર ગુનગન બાગ; યે દોઉ નયનન સીંચિહૌં, સમુઝિ સમુઝિ અનુરાગ.
રામ ધામ ટોડર ગએ, તુલસી ભયે અસોચ; જિયવો મિત પુનિત બિનું, યહી જાનિ સંકોચ.

ટોડરમલજીના સ્વર્ગવાસ પછી આશ્વિન સુદિ ૧૩ ને દિવસે ગોસ્વામીજીએ સ્વર્ગસ્થના બંને પુત્રોને તેમનો વારસો વહેંચી આપ્યો. તેમણે કરેલા પંચનામાવાળી પ્રત ટોડરમલના

---

+ આમાં પણ અત્યુક્તિ હોય અને વાસ્તવમાં એમ બન્યું હોય કે, દર્શન ન થવાથી અન્નજળ લેવાનું મુલતવી રાખ્યું હોય અને તેથી તે કુમારોને ભૂખ તરસ કકડીને લાગવાથી તમ્મર આવી ગઇ હોય. પછી ગોસ્વામીજીએ તે જાણતાંજ બહાર આવીને તેમના મસ્તકપર તેમજ મુખમાં શ્રી-ગંગાજીનાં શીતળ જળ સીંચી સીંચીને તેમને સાવચેત કર્યા હોય.

‡ આ ટોડરમલ અકબરનાં દરબારરત્નોમાંના નહિ, પરંતુ ગોસ્વામીજીના મિત્રોપૈકીના પંડિત ગંગારામજી જોશી, ખાનખાના, મહારાજા માનસિંહ, મધુસૂદન સરસ્વતી અને ભક્તમાળવાળા નાભાદાસજી, ઉપરાંત એ પણ એક ખાસ મિત્રહતા. વળી તે કાશીના ખત્રી અને એક મોટા જમીનદાર તથા 'રાજા'ની પદવી પામેલા હતા. એઓ ઇશ્વરમાં અત્યંત પ્રીતિવાળા તથા ગોસ્વામીજીને ગુરુદેવ માનવાવાળા હતા. કાશીના એક છેડાથી બીજા છેડાસુધી આ ટોડરમલની જમીનદારી પાંચ વિભાગમાં હતી અને કાશીનો વિસ્તાર ઘણોજ મોટો હતો. આ ટોડરમલને ત્યાંના ગોસાંઇઓએ દ્વંદ્વયુદ્ધમાં તલવારથી કાપી નાખ્યા હતા.

વંશજોને ત્યાં હજી પણ છે. તેમના વંશજો હજી પણ અસીઘાટ તરફ રહે છે.

એક દિવસ કવિ ગંગ આવ્યા. તેઓના હૃદયમાં 'ગોસ્વામીજી પહેલા નંબરના કવિ ગણાય અને હું શું બીજા નંબરનો કવિ ગણાઉં? એવો' દ્વેષ ભરેલો હતો; જેથી ગોસ્વામીજીની અદ્‌ભુત પ્રતિભા અને કવિત્વશક્તિ જોઇને રાજી થવાને બદલે તેમને તો ક્રોધજ ચઢી ગયો! આથી એ તો ગોસ્વામીજીને 'કઠમલિયો, વંચક ભક્ત,' તથા 'ભગવાને જે હાથીનો ઉદ્ધાર કરેલો તે હાથી કયી માળા જપતો હતો?' એવું એવું કહી બબડીને ત્યાંથી ચાલતા થયા! ગોસ્વામીજી તો આ પ્રસંગે કશું બોલ્યા પણ નહિ અને ક્રોધ પણ થવા દીધો નહિ; અને મનને સમજાવી દીધું કેઃ—

"શીલ ગહનિ સબકી સહનિ, કહનિ હીય મુખ રામ;
તુલસી રહિયે યહિ રહનિ, સંત જનનકો કામ."

ઉપર કહ્યા પ્રમાણે ગોસ્વામીજીનું અપમાન કરીને કવિ ગંગ ચાલ્યા જતા હતા, ત્યારે માર્ગમાં તેમને એક હાથી મળ્યો અને તેણે કવિ ગંગનો સૂંઢવડે પછાડીને પ્રાણ લીધો.×

એકવાર અબ્દુર્રહીમખાં ખાનખાનાએ—"કવિ રહીમે" બરવા છંદમાં કાવ્ય કરીને ગોસ્વામીજીપર મોકલાવ્યું. ગોસ્વામીજીએ પણ તે છંદ પસંદ કર્યો અને તે સુંદર કોમળ છંદમાં પોતે પણ "બરવા રામાયણ"ની રચના કરી.

પછી મિથિલાયાત્રામાં રચેલા "શ્રીરામલલા નહછૂ" "શ્રીપાર્વતીમંગલ" અને "શ્રીજાનકીમંગલ" આ ત્રણે ગ્રંથોનું સંશોધન કરીને, તેનો પાઠ કરવાથી લોકો સુખી થાય તે માટે તે ત્રણે ગ્રંથોપર ગોસ્વામીજીએ મંત્રવિધાન કર્યું.

ત્યારપછી એકવાર હાથમાં પીડા થઈ આવવાથી તેના નિવારણમાટે "શ્રીહનુમાનબાહુક" રચ્યો; અને "વૈરાગ્યસંદીપની" તેમજ "શ્રીરામાજ્ઞાશકુનાવલી"ની પણ રચના કરી. તે પછી પોતે લખેલા નાના નાના ગ્રંથોનું સંશોધન કરી તે બીજાની પાસે લખાવ્યા, કેમકે વૃદ્ધાવસ્થાને લીધે શરીર શિથિલ બનવાથી હવે તેઓ પોતે લખી શકતા નહિ.

સંવત ૧૬૭૦ની આખરે બાદશાહ જહાંગીર ગોસ્વામીજીનાં દર્શને આવ્યા. તેમણે ગોસ્વામીજીને પુષ્કળ ધન અને જમીન અર્પણ કરવાની ઇચ્છા પ્રકટ કરી; પરંતુ ધનપતિ કે મઠપતિ બનવાનું ગોસ્વામીજી જેવાને કયાંથી ગમે! એટલે પછી તેમણે તો "વસતા તેમજ વસીયે, માયામાં શીદ ફસીયે!" એમ રાખીને કાંઇ પણ સ્વીકાર્યું નહિ.

ત્યાર પછી બીરબલના વિષયમાં બાદશાહે ગોસ્વામીજીની સાથે ચર્ચા ચલાવી. બાદશાહે બીરબલની હાજરજવાબી અને તીવ્ર બુદ્ધિની બહુજ પ્રશંસા કરી. ત્યારે બાદશાહથી જરાય ન સંકોચાતાં તરતજ ખરી વાત ગોસ્વામીજીએ કહી દીધી કેઃ–**"આવી સુંદર બુદ્ધિ પ્રાપ્ત થયા છતાં પણ તેઓએ ન તો તેનાવડે પરમાત્મસ્વરૂપને ઓળખ્યું કે ન તો તે સમ્રાટોના સમ્રાટ્ શ્રીહરિને ઓળખવા ઈચ્છી ભજન-પૂજન કર્યું! એટલે મને તો તેમને માટે દુઃખજ થાય છે."***

× અહીં જોવાનું એ છે કે, અપમાન કરનારને ગોસ્વામીજીએ શાપ પણ નથી દીધો ને ભુંડું પણ નથી ઈચ્છયું, છતાં આમ કેમ કરીને બની જાય? એ તો ઉલટા "એવાને પ્રભુ દયા કરે–સન્મતિ આપે" એવું એવું ઈચ્છનારા હોય; પરંતુ જનસ્વભાવજ મોટા ભાગનો એવો જણાય છે કે, 'કાગનું બેસવું ને ડાળનું ભાગવું' એવું બન્યું હોય તો તે ઉપરથી, અને નહિ તો અમસ્થી પણ એક વાત અનેક મોઢે ફરવાથી બીજુંજ રૂપ લઈ લે છે; એટલે પછી જનસમાજમાં જેટલાં પણ ગપસપ, વહેમ ઈત્યાદિ ચાલે તેટલાં ઓછાં!

* ઓ લાખો લોકોમાં વંદાતા વ્યવહારકુશળ બુદ્ધિમાનો, ધનવાનો અને કીર્તિપ્રેમીઓ! જુઓ આ સ્વદેશી શહેનશાહતમાં સેનાપતિ અને વજીરને હોદ્દે પહોંચેલા બીરબલની પણ વાસ્તવ હિત નહિ

એકવાર ગિરનારના સિદ્ધો આકાશમાર્ગથી જતા જતા ગોસ્વામીજીના આશ્રમપર ઉતર્યા;× તેઓ તેમનાં દર્શન કરી પ્રસન્ન થયા અને સદ્‌ભાવપૂર્વક તેમણે પ્રશ્ન કર્યો કેઃ–

"તુમહિં ન વ્યાપે કામ, અતિ કરાલ કારન કવન;
કહિય તાત! સુખધામ, યોગપ્રભાવ કિ ભક્તિ બલ?"

ગોસ્વામીજીએ આના ઉત્તરમાં કહ્યું કેઃ–

"યોગ ન ભક્તિ ન જ્ઞાન બલ, કેવલ નામ અધાર" આવો નિર્માનપણાભર્યો અને અતિ નમ્ર ઉત્તર સાંભળીને સિદ્ધલોકો અત્યંત પ્રસન્ન થયા અને પછી ગિરનાર તરફ ચાલ્યા ગયા.

એક દિવસ ગોસ્વામીજી ઘાટપર બેઠા હતા. ત્યાં ઘણા લોકો એકઠા થયા હતા અને સત્સંગ ચાલી રહ્યો હતો; એટલામાં એક ચંદ્રમણિ નામનો ભાટ ત્યાં આવ્યો અને ગોસ્વામીજીના ચરણમાં નમસ્કાર કરી વિનતિ કરી કેઃ–

"અબલોં સબ ઇંદ્રિન લોગ હરયો અબ તો જનિનાથ હંસાઈયે જૂ;
મદમોહ મહાખલ કામ અતી મમ માનસ તેં નિકસાઇયે જૂ;
રઘુનંદનકે પદકે સદકે તુલસી મોહિ કાશી બસાઇયે જૂ."

તેની આ સાચા હૃદયની પ્રાર્થના સાંભળીને ગોસ્વામીજીએ તેના તરફ જોયું અને તેની

---

સાધવા માટેની કમનશીબી દર્શાવી રહેલા આપણા પ્રાતઃસ્મરણીય મહર્ષિ તુલસીદાસજીના ઉદ્‌ગારો! બીજી તરફ જુઓ ફ્રાન્સના પરમ દેશવત્સલ મહાન નેપોલિયનના અંતસમયના એવા ભાવના ઉદ્‌ગારો કેઃ–"કરવાનું હતું તે તો રહીજ ગયું!" લોકકીર્તિની વાસનાને ખાતર ભલે સકળ પૃથ્વીનું ને શરીરનું સુદ્ધાં દાન–ત્યાગ કરી દેવાય, તોપણ તેનું નામ કાંઇ આપણા પરમ વંદનીય ઋષિમુનિઓએ પરમાત્મજિજ્ઞાસા, મોક્ષેચ્છા, કર્મયોગ, ભક્તિયોગ કે જ્ઞાનયોગ નથી કહ્યો. પછી ભલે રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકરાચાર્ય, તુલસીદાસજી, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, રામતીર્થ, વિવેકાનંદ, ઇત્યાદિ જેવાને માટે પ્રભુદર્શનની પાછળ પાછળ લોકકીર્તિને પણ વટાવરૂપે–છાયારૂપે–ઘસડાઇ આવીને પોતાની કીર્તિ વધારવી હોય તો વધારે; અને જનસમાજને પણ પોતાના સ્વાર્થ તથા સંતોષને ખાતર તેમનાં સ્મરણ, જયંતિઓ અને યશોગાન કરવાં હોય તો કરે! બાકી ગોસ્વામીજી પોતે તો પોતાના મનજીભાઇને માટે તેમજ જિજ્ઞાસુ જનોમાટે કેવું સરસ કવી ગયા છે કેઃ—

"કંચન તજવો સહજ હૈ, સહજ ત્રીયાકો સ્નેહ; માન–બડાઇ–ઇરિષા, તજનો દુર્લભ એહ."

આ મેલોઘેલો સેવક તો જમાદારના કહેવાથી કોઇ એક ભંગી જેમ બીજાઓમાટે અગ્નિ–ચોર–ઇત્યાદિથી ચેતવનારું તતૂડું ફુંકે, તેની પેઠે ઋષિમુનિઓની વાણીથી પ્રેરાઇને માત્ર મોઢેથીજ ફુંકી રહ્યો છે; નહિ કે પંડની લાયકી કે લોકસેવાના દાવાથી. ચેતાય તો ચેતો, નહિ તો પછી લોકપરલોક વચ્ચે પાપપુણ્યને કમાવા ખર્ચવા માટે આંટા ફેરા કરી કરીને થાકો, ત્યારે ચેતજો!

× ગિરનાર તરફથી વિચરતા કોઈ જીવન્મુક્ત મસ્તરામો ગોસ્વામીજીની તારીફ સાંભળી તેમના તરફ પણ જઇ પહોંચ્યા હશે; પણ ચમત્કારપ્રિય વૃત્તિને લીધે લોકોમાં આકાશમાર્ગે આવેલા કહેવાતા હશે. અહા! જેવાને તેવાજ મળે એટલે પછી કહેવુંજ શું? એ તો બસ 'કરે જ્ઞાનની ઘુંટાઘુંટ, અનુપમ સુખની લૂંટાલૂંટ!' કેમકે સમકક્ષાવાળા તો એકબીજાને ઝટ ઓળખી શકે. વળી પડોશની કક્ષાવાળો જિજ્ઞાસુ પણ થોડાક વિચાર પછી કોઇ કોઇને તો ઓળખીજ શકે; પરંતુ જે તેથી પણ વધારે દૂરની કોટીવાળો–એટલે કે ધન, કીર્તિ ઇત્યાદિની લૌકિક ઇચ્છાવાળો–જેને વિષયી કહેવામાં આવે છે તેવી કક્ષાનો–જે માણસ હોય, તે તો ભલેને જગતનો સમ્રાટ્ હોય તોપણ આવી બાબતમાં તો તે એક આ સંસારરૂપી શાળામાંના વડા નિશાળીઆ કે મોનીટર જેવોજ છે. માત્ર નકશામાં કે ભૂગોળની પોથીમાં દરિયો, મુંબઈ, લંડન વગેરેને જોઇ–વાંચી–ગોખી–જાણનારા એક વડા વિદ્યાર્થીની પેઠે ગીતા, ભાગવત વગેરેમાંથી સાધુત્વ, બ્રાહ્મણત્વ, જિજ્ઞાસુત્વ, જીવન્મુક્તત્વ, ઇત્યાદિનાં ગુણ–સ્વભાવ-લક્ષણાદિ વાંચવા–ગોખવા ઉપરથી તો ભાગ્યેજ તેવા પોતાથી ઉચ્ચ કોટીના માણસને ઓળખી–પારખી શકે. પારખવાની એ યોગ્યતા તો ત્યારેજ આવે કે જ્યારે નિષ્કામ કર્મયોગનો

વૃત્તિ તથા યોગ્યતા પરખી જઇને પ્રસન્નતાપૂર્વક બોલ્યા કે:-"તમે અહીં સુખપૂર્વક રહો અને ભગવાનનું ધ્યાન-ભજન કરો, પ્રભુ સર્વ સારૂં કરશે."*

એક દિવસ વિપ્રચંદ્ર નામનો એક હત્યારો આવ્યો. ગોસ્વામીજી સામે તેણે છેટે ઉભા રહી ત્રણવાર પ્રણામપૂર્વક શ્રીરામનામનો ઉચ્ચાર કર્યો. પોતાના ઇષ્ટદેવનું પ્રિય નામ સાંભળતાંજ ગોસ્વામીજી તો એવા પ્રેમમસ્ત બની ગયા કે દોડીને તેને ભેટી પડયા; ભોજન કરાવ્યું અને ગદ્ગદ્ કંઠથી (આગળ એક પ્રસંગે બોલેલા તેજ વચન) બોલ્યા કે:-

"તુલસી જા કે મુખનિતેં,ધોખેઉ નિકસે રામ; તાકે પગકી પૈતરી, મેરે તનુકો ચામ."

આ સમાચાર શહેરની પ્રત્યેક ગલીકુંચીમાં ફેલાઈ જતાં શહેરમાંના વૈષ્ણવ, શૈવ, કર્મકાંડી, વેદપાઠી, પ્રખર વિદ્વાનો તેમજ અન્ય લોકો સંધ્યાસમયે ગોસ્વામીજીની પાસે એકત્ર થયા. તેઓએ પૂછયું કે:-"ભગવન્! તે હત્યારો પ્રાયશ્ચિત્ત કર્યાવિનાજ કેવી રીતે આપને ભેટવા યોગ્ય શુદ્ધ થઈ ગયો?" ગોસ્વામીજીએ ઉત્તર આપ્યો કે:-"શ્રીરામનામના પ્રતાપથી તે શુદ્ધ થઇ ગયો છે. આપ વેદપુરાણમાં શ્રીરામનામનું માહાત્મ્ય વાંચી લો."

પંડિતોએ કહ્યું:-"વેદપુરાણમાં નામમાહાત્મ્યનો ઉલ્લેખ છે ખરો, પણ તેમાં વિશ્વાસ બેસતો નથી. જો શ્રીવિશ્વનાથજીનો પોઠિયો તેના હાથમાંથી ખાઇ જાય તોજ વિશ્વાસ બેસે."

પછી ગોસ્વામીજીના પ્રભાવથી નંદી તેના હાથમાંથી ખાઈ ગયો એટલે ચારે તરફ જય-જયકાર થવા લાગ્યો અને નિંદા કરનારાઓ પણ તરતજ ગોસ્વામીજીના ચરણમાં વારંવાર નમસ્કાર તથા સ્તુતિ કરીને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા. ×

વાંચનાર! ગોસ્વામીજીને આ પ્રસંગે દુનિયાઇ સ્તુતિનિંદામાટે એવુંજ લાગ્યું હશે કે:-

"તું તેરા કર્તવ્ય કર, કહા કરેંગે કૂર; સ્તુતિ નિંદા જગતકિ, દોનોંકે સિર ધૂર."

એક લોભી બ્રાહ્મણ દરરોજ ગોસ્વામીજીના સ્થાનપર ધનની આશાથી શ્રીરામનામ જપ્યા કરતો હતો અને સંધ્યાસમયે શ્રીહનુમાનજી પોતે તેને દ્રવ્ય આપી જતા હતા. ‡

એક દિવસ ભગવાનના દર્શનની અભિલાષા રાખનારા કમલભવ નામના એક મનુષ્યે શ્રીભગવાનનું દર્શન કરવામાટે ગોસ્વામીજી પાસે બહુજ હઠ કરી; એટલે ગોસ્વામીજીએ તેને કહ્યું કે:-"જો તમે આ વૃક્ષપરથી ત્રિશૂળપર કૂદી શકો-અર્થાત્ પ્રભુને પામવા ખાતર પ્રાણ પણ આપવાને તત્પર થશો-જીવન ઓવારી નાખવા જેટલો પ્રભુપ્રેમ જાગ્યો હશે-તો પછી પરમાત્મદર્શન શામાટે નહિ થાય?" આ સાંભળીને તરતજ તેણે મોટા વૃક્ષની નીચે એક ત્રિશૂળ રોપી દીધું અને વૃક્ષપર પણ ચઢી ગયો; પણ પછી તેના ઉપરથી નીચે કૂદી પડવામાં તેનું દોઢડહાપણજ તેને રોકવા લાગ્યું! હિંમત ચાલતી નહોતી! પછી આ બનાવ જોવામાટે

---

ખરો અર્થ-કે જે દુનિયાઈ કીર્તિ કરતાં ઘણો ઉંચો અને ગહન છે તે-સમજી શકાય અને અમલમાં મૂકી શકાય.

*ધન્ય જિજ્ઞાસુ તારી જિજ્ઞાસાને, ધન્ય તારી સરળતાને, ધન્ય છે તારી આત્મનિરીક્ષણની અને ઈશ્વરદર્શનની વૃત્તિને, ધન્ય છે ગોસ્વામીજી જેવાની શરણતા લેવાને, ધન્ય છે તારી પવિત્ર સૂક્ષ્મ બુદ્ધિને! અને ધન્ય છે તારા પુણ્યોદયને!

× આ બનાવ જેટલો બોધપ્રદ છે, તેટલો અત્યુક્તિપૂર્ણ હોય તોપણ નવાઇ નથી. અત્યારે કોઇ કોઇ હયાત માણસોમાટે પણ ચમત્કારનાં ગપસપ ચાલે છે તો પછી ત્રણસો વર્ષપૂર્વે તો લોકોમાં ગોસ્વામીજી જેવાને માટે ગપસપ ચાલતાં હોય અને લોકરુચિને લીધે પણ વેણીમાધવદાસજીને તે તેવાજ રૂપમાં આલેખવાં પડયાં હોય, તો આશ્ચર્ય નથી. ગોસ્વામીજી કાંઇ ચમત્કાર કરી બતાવનારા મદારી કે જાદુગર ન હતા; એ વાત તો તેમના જીવનના અનેક પ્રસંગ આપોઆપજ દર્શાવી રહ્યા છે

‡ કોઇ ગોસ્વામીજીના ભક્ત કે હનુમાન ઇ૦ નાં દેવદર્શને આવનાર ભક્તજન રોજ આપી જતા હશે, તેને બદલે લોકોમાં હનુમાનનું નામ ચાલી પડવાથીજ મૂળ ચરિત્રમાં આવ્યું હશે.

આવી ઉભેલા એક સુંદર ઘોડેસ્વારે પૂછતાં કમલભવે તેને સર્વ હકીકત કહી સંભળાવી. આ સાંભળીને ઘોડેસ્વારે તો તરતજ નિશ્ચય કર્યો કે, મહાપુરુષનું વચન કાંઈ ખોટું હોય? આમ વિચારીને તે તો તરતજ વૃક્ષપર ચઢી ગયો અને શ્રીરામનું નામ લઇને ત્રિશૂળપર કૂદી પડ્યો! પરમાત્માએ પણ તેને દર્શન આપી કૃતાર્થ કર્યો.*

(ઉપલા બનાવવિષે નીચે ટીપણીમાં કેટલુંક લખ્યું છે. છતાં અહીં પણ લખવાનું કે, કેટલાંક વર્ષપર વાસદ પાસેના એક કૂવામાં એક માણસે બેહેકાવવાથી પ્રભુનાં દર્શન થશે, એમ સમજીને પાંચ-દશ માણસ અગ્નિમાં પડી મુવાં હતાં! વળી કોઇ કોઈ માણસો 'કમળપૂજા'ના નામે પણ આપઘાત કરતા સંભળાય છે. ઉપલો બનાવ પણ "વા વાયાથી નળિયું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું; બહુ થયો ત્યાં શોર બકોર, કોઇ કહે મેં દીઠો ચોર!" એની પેઠે બીજાજ રૂપે લોકોમાં ફેલાઇ ગયો હોય, એવો સંભવ છે. માટે ભૂલેચૂકે પણ આવા સાહસમાં કોઇયે પડવું નહિ. એકાદ વર્ષપર એક જાણીતા વિદ્વાન બ્રહ્મચારી રામેશ્વરાનંદજીનો જીવ પણ તેમણે પોતે ચાલુ કરેલા કોઈ સાત્વિક પ્રયોગથી કે દેહથી ઉપરામ થઈ અગ્નિમાં કૂદી પડવાથી ગયેલો સાંભળ્યો હતો.)

કહેવાય છે કે, રામાયણ લખાયા પછી એક દિવસ ગોસાંઇજી મણિકર્ણિકાના ઘાટપર નહાતા હતા; એટલામાં એક પંડિત કે જેમને પોતાના પાંડિત્યનું અભિમાન ઝાઝું હતું,તેમણે તેમને પૂછયું કેઃ–"મહારાજ! આપ સંસ્કૃતના પંડિત છતાં આપે આપનો ગ્રંથ પ્રાકૃત–ગામઠી ભાષામાં કેમ બનાવ્યો?" ત્યારે ગોસાંઇજીએ તેમને કહ્યું કેઃ–"મારી ગામઠી ભાષા અભાવવાળી તો છેજ; તોપણ આપના સંસ્કૃત ભાષાના નાયિકા–વર્ણન કરતાં તો સારી છે ને?" પંડિતે પૂછયું કેઃ–"એ કેવી રીતે?" ત્યારે ગોસાંઇજીએ કહ્યુંકેઃ–

"મનિ ભાજન બિષ પારઈ, પૂરન અમી નિહાર,
કા છાંડિય કા સંગ્રહિય, કહહુ વિવેક વિચાર."

અર્થાત્ માણેકમણિના પાત્રમાં વિષ ભરેલું હોય અને માટીના પાત્રમાં અમૃત ભરેલું હોય, એવા પ્રસંગે વિવેકદષ્ટિથી વિચારીને કહો કે એમાંનું કયું છોડવું અને કયું રાખવું?

ઘનશ્યામશુકલ સંસ્કૃતના ઉત્તમ કવિ હતા; પરંતુ તેમને ભાષામાં કવિતા બનાવવાનું અધિક રુચતું હતું. તેમણે ધર્મશાસ્ત્રના કેટલાક ગ્રંથો બનાવ્યા હતા, તેથી એક પંડિતે તેમને

* આ બનાવ પણ અત્યુક્તિપૂર્ણ હોય; પરંતુ એક આધ્યાત્મિક રૂપક એમાંથી એવું તરી આવે છે કે, આ સંસારરૂપી વૃક્ષની ઉપર ચઢનારને માટે એમાં જે ઉંચીનીચી અનેક પ્રકારની ડાળ–શાખાઓ આવેલી છે; (જેમકેઃ–ધન, કીર્તિ, વિદ્વત્તા, મહંતી, ગૃહસ્થપણું, ગુરુપણું, અગ્રેસરપણું, ત્યાગીપણું, પ્રમુખપણું, વગેરે વગેરે) તે તે શાખાઓની છેક ટોચ ઉપર જઇને બેસનારાઓમાંના પણ જેમને કાંઈપણ સાચી મોક્ષજિજ્ઞાસા હોય, તેવામાટે તો ભગવતી અધ્યાત્મવિદ્યારૂપી સર્વની સાચી માતા, સર્વશ્રેષ્ઠ ઋષિમુનિઓના અને સર્વેશ્વર પ્રભુના અવાજે એવાજ સંભળાવે છે કે, હે વહાલા પુત્રો! આ સંસારવૃક્ષની ઉપર તમે ભલે કદાચ તે તે લૌકિક ડાળ–શાખામાં ઠેઠ ઉપલી ટોચે પહોંચી ગયા હશો કે પહોંચી જશો; તોપણ આ વાત તો નક્કી જાણજો કે તમારા અંતરાત્માને તો એથી જરા પણ સાચી શાંતિ, આત્મસંતોષ, કે મોક્ષપદ મળનારજ નથી. કેમકે એ તો મિથ્યાભિમાનની–દેહાદિ અનાત્મ વસ્તુમાં અહંતામમતાની–અનાત્મામાં આત્મબુદ્ધિનીજ ટોચ છે. માટે હે ભાઈ! જો તમોને સાચી સુખશાન્તિ–ઉન્નતિ કે લોકસેવાનો શોખ ખરેખર પ્રકટયોજ હોય, તો તો આ વાત તરફ પણ જરૂર ધ્યાન આપો કે એને માટે તો ખરી જરૂર છે પ્રભુકૃપા અને પ્રભુદર્શન મેળવવા પાછળ ગાંડા બની જવાની; અને મિથ્યાદેહાભિમાનનો ભોગ આપી દઇને તે સાચા પરમાત્મપ્રેમના ભાલા ઉપર સર્વભાવે તૂટી પડવાની. પરમાત્મદર્શનની આડે આવવાવાળી એ દેહાત્મબુદ્ધિ–જીવાત્મબુદ્ધિ–દુઃખમાં સુખબુદ્ધિ–અનિત્યમાં નિત્યબુદ્ધિ–તેમજ લૌકિક તૃષ્ણા (લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા) ઇત્યાદિ વિરોધી વૃત્તિઓનો વધ કરવાને–ભોગ આપવાને–તમે

કહ્યું કેઃ—"આ વિષયને દેવવાણી સંસ્કૃતમાં નહિ લખવાથી ઈશ્વર નારાજ થાય છે; માટે હવેથી આપ સંસ્કૃતમાંજ લખ્યા કરજો." તેમણે આ વિષે તુલસીદાસજીની સલાહ પૂછતાં તેમણે કહ્યું કેઃ—

"કા ભાષા કા સંસ્કૃત, પ્રેમચહિયતુ સાઁચ; કામ જો આવઈ કામરી, કા લૈ કરૈ કુમાચ."

અર્થાત્ ભાષા પ્રાકૃત હોય કે સંસ્કૃત હોય, પણ પ્રભુ તો માત્ર સાચો પ્રેમજ જોવા ચાહે છે. જો સાદી કામળીથીજ કામ સરતું હોય, તો પછી મોંઘી કુમાસદાર સાલપામરી શા માટે લેવી!

એક દિવસે એક અભણ સાધુ આવેલો, તેણે ગોસ્વામીજીનું ચિત્ત લખવામાં પરોવાયલું જોઇને જાણે તેમને ઉપદેશ આપવા માગતો હોય, એવી ઢબથી "અલખ, અલખ" ના ઘાંટા પાડવા લાગ્યો. તે ઉપરથી ગોસ્વામીજીએ કહ્યું કેઃ—

" હમ લખિ લખહિ હમાર લખિ, હમ હમાર કે બીચ;
તુલસી અલખૈ કા લખૈ, રામનામ જપુ નીચ. "

જહાંગીર સન ૧૬૦૫ ( સંવત ૧૬૬૨ ) માં ગાદીએ આવ્યો તથા સન ૧૬૨૭ ( સંવત ૧૬૮૪ ) માં મરણ પામ્યો. તેના રાજ્યસમયમાં સન ૧૬૧૬ ( સંવત ૧૬૭૩ ) માં પંજાબમાં મહામારી ( પ્લેગ ) ફેલાઈ; અને સન ૧૬૧૮ ( સંવત ૧૬૭૫ ) થી આઠ વર્ષ સુધી આગ્રામાં તેનો પ્રકોપ ચાલુ રહ્યો. આની ભીષણતાનું સંપૂર્ણ વર્ણન " તુજુક જહાંગીરી"માં આપેલું છે. આ રોગથી આગ્રામાં દરરોજ ૧૦૦ માણસો મરતાં હતાં; લોકો ઘરબાર છોડી નાસી ગયા હતા; મુડદાંને ઉઠાવનાર પણ કોઈ મળતું નહિ અને કોઇ કોઇની પાસે પણ જતું નહિ.

કવિતાવલીના ૩૧૨મા કવિત્તમાં તુલસીદાસજીએ લખ્યું છે કેઃ—

"બીસી બિસ્વનાથ કી બિષાદ બઢયો બારાનસી બૂઝિયે ન ઐસે ગતિ શંકર સહર કી."

આથી જણાય છે કે, તે સમય "રુદ્રવીશી" નો હતો. જ્યોતિષની ગણના પ્રમાણે તે સમય સંવત ૧૬૬૫થી ૧૬૮૫ સુધીનો છે.

ગોસ્વામીજીનાં કવિતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે, તેમને પ્લેગનો વ્યાધિ લાગુ પડી તાવ આવવા લાગ્યો, બગલમાં ગાંઠ નીકળી, હાથમાં પીડા શરૂ થઇ અને ધીરે ધીરે એટલી વધી પડી કે આખું શરીર પીડાવા લાગ્યું. અનેક પ્રકારના ઉપચારો થયા, પણ કશાથી ફાયદો થયો નહિ; ત્યારે છેવટે તેમણે મનને સમજાવી દીધું કે, "જો આ જન્મે નહિ તો આગલા જન્મે પણ અજ્ઞાન શત્રુએ કરાવેલાં અનુચિત કર્મનુંજ આ ફળ છે."

શરીર વ્યાધિગ્રસ્ત થતાં એક કવિત્તમાં ગોસ્વામીજીએ કહ્યું છે કેઃ—" મને બચપણથી ઘર ઘરના ટુકડા ખવડાવીને જીવાડયો અને સદા મારી સંભાળ રાખી રક્ષા કરી; તો પછી આજે આ શું ખેલ છે? 'બિલાડીને મન રમત અને ઉંદરનો જીવ જાય!' "

ટૂકની કો ઘર ઘર ડોલતો કંગાલ બોલી, બાલ જ્યોં કૃપાલ નતપાલ પાલિ પોસો હૈ;
કીન્હોં હૈ સઁભાર સાર અંજનીકુમાર બીર, અપનો બિસારી હૈ ન મેરે હૂ ભરોસો હૈ.
ઇતિનો પરેખો સમરથ સબ ભૌંતિ આજુ, કપિરાજ સાઁચી કહૌં કો તિલોક તોસો હૈ;
સાઁસતિ સહત દાસ કીજૈ પેખિ પરિહાસ, કીરી કો મરન ખેલ બાલકનિ કો સો હૈ.

---

તૈયાર છો? જો હો, તો દર્શાવી આપો તે માર્ગમાં તમારી સઘળી તાકાત અને લાયકાત! આ સંસાર-વૃક્ષપર ગમે તેટલા ઉંચા ચઢી ગયા હો, ત્યાંથી ક્રમે ક્રમે ઉતરવાનું ડહાપણ જાગે, તો એને ડહાપણ નહિ પણ દોઢડહાપણજ સમજીને એકવાર સર્વભાવથી યાહોમ કરી મારી બતાવો ભુસકો! પછી જોઈ લો મજાહ કે તમે શું હતા ને શું બની જાઓ છો! પણ આ વિચારો માત્ર જિજ્ઞાસુત્વને પામનાર કે ઇચ્છનાર માટેજ છે. બાકી સર્વસામાન્ય માટે તો એજ કહેવાનું કે સ્વર્ગમાટે, લોકકીર્તિ-માટે કે પછી સંસારના ગમે તે પદાર્થ માટે પણ જેઓ દાન, પુણ્ય, સ્વાર્થત્યાગ, ઈ૦ કરતા હોય તેમને પણ ધન્ય છે—ધન્ય છે. કેમકે અત્યારે તો એવા અને એટલી સમજણવાળા પણ આપણા દીન—દુઃખી દેશમાં બહુ ઘટી ગયા છે.

પછી બિમારી અતિશય વધવાથી દેહમુક્ત થવામાટે તુલસીદાસજી ગંગાતટપર આવ્યા; અને કહ્યું કે:-

"રામચંદ્રયશ બર્નિકે, ભયો ચહત અબ મૌન;
તુલસીકે મુખ દીજિયે, અબહીં તુલસી સોન."

આવી રીતે ગોસ્વામીજીએ એકસોસત્તાવીસ વર્ષનું પૂર્ણ આયુષ્ય ભોગવ્યા પછી સંવત ૧૬૮૦ના શ્રાવણ સુદી સપ્તમીએ અસિઘાટપર નશ્વર દેહ તજીને પરમધામ પ્રયાણ કર્યું. ×

આ ગ્રંથમાટે આ ચરિત્ર તૈયાર થતી વખતે કાશી, કલકત્તા ઇ૦ માં શ્રાવણ સુદી સપ્તમી વિ. સં. ૧૯૮૨ (પણ ચૈત્રી વર્ષ મુજબ સં. ૧૯૮૩)ના દિવસે ગોસ્વામીજીની ૩૦૩ મી જયંતિ ઉજવાઈ, તેજ દિવસના કલકત્તાના હિંદી સપ્તાહિક "વિશ્વામિત્ર"ના તા. ૧૫-૮-૨૩ ના અંકમાં જે ઉત્તમ લેખ પ્રસિદ્ધ થયો છે, તે આ સ્થળે શબ્દશઃ ઉતાર્યાવિના રહી શકાતું નથી. એ હિંદી લેખ નીચે મુજબ છેઃ-

## તુલસીજયન્તી

"આજસે ૩૦૩ વર્ષ પૂર્વ શ્રાવણ શુક્લા સપ્તમીકે દિન હિન્દી-સાહિત્યસમ્રાટ-કવિતા-કામિનીકાન્ત ગોસ્વામી તુલસીદાસજીને બિશ્વનાથપુરીમેં ભગવતી જન્હુકન્યાકે પવિત્ર તટપર અપના ભૌતિક શરીરકા ત્યાગ કર પરમધામકી યાત્રા કી થી. ઇસ પવિત્ર દિવસકે આતેહી હમારા મસ્તક ગર્વસે ઉંચા હો જાતા હૈ! ગોસ્વામીજીને અપની પ્રતિભામયી લેખનીસે નવરસકી જો ધારા બહાયી થી, ઉસમેં અવગાહન કર આજ ભી કોટિ કોટિ હિન્દૂ ભક્તિભાવમેં વિભોર હોકર ભગવાન કે પાદપદ્મોંમેં તન્મય હો જાતે હૈં. લાખોં શ્રદ્ધાલુ ભારતવાસી આજ ભી ગોસ્વામીજીકી રચનાકા પ્રતિદિન નિયમિત રૂપસે પાઠ કર શાન્તિકા અનુભવ કરતે હૈં. ગોસ્વામીજી આજ નહીં હૈ, પર આપકી અક્ષય કીર્તિ ચિરકાલતક બની રહેગી. જબ તક હિન્દૂ-જાતિકા એક ભી બચ્ચા જીતા રહેગા, તબ તક તુલસીદાસજી અમર રહેંગે.

ગોસ્વામીજીકે ચરિતપર વિસ્તારપૂર્વક બિચાર કરનેકે લિયે હમારે પાસ યથેષ્ટ સ્થાન નહીં, પર ઇતના તો અવશ્ય કહા જા સકતા હૈ કિ ગોસ્વામીજી અધ્યવસાયકે મૂર્તિમાન નિદર્શન હૈ. માતા-પિતાદ્વારા પરિત્યક્ત હોકર, સાધુઓંકે સાથ ઇધર ઉધર ડોલતે હુએ ભી ઉન્હોંને હિન્દૂ ધર્મગ્રન્થોંકા જૈસા વિસ્તીર્ણ જ્ઞાન પ્રાપ્ત કિયા થા, ઉસે દેખ કર આશ્ચર્યમેં ગોતા ખાના પડતા હૈ! ગોસ્વામીજીકી રચનાઓંસે સ્પષ્ટ પતા ચલતા હૈ કિ, આપ વેદશાસ્ત્રોંસે પૂર્ણ અભિજ્ઞ થે, અપની વિદ્વત્તા ઔર તપસ્યાકે પ્રભાવસે આપને તત્કાલીન સમાજમેં ભી અચ્છી ખ્યાતિ પાયી થી. ઉનકે જીવનકી વિશુદ્ધતાકા કયા કહાના હૈ! યુવાવસ્થા મેં ઘોર બિલાસી હોને પર ભી સ્રીકે ફિડકનેસે ઈનકે હૃદયમેં રામભક્તિ કી ઐસી પ્રબલ ધારા ઉભડ પડી કિ આજ

---

× ગોસ્વામીજીના સહવાસી વેણીમાધવદાસજીએ તો શ્રાવણ વદી ત્રીજ (ગુજરાતના હિસાબે અષાઢ વદી ત્રીજ) નોજ દિવસ દેહાન્તમાટે તેમના ચરિત્રગ્રંથમાં કહ્યો છે; જેમકેઃ—

"સંબત સોરહસે અસી, અસી ગંગકે તીર; શ્રાવણ શ્યામા તીજ શની, તુલસી તજ્યો શરીર."

વળી 'નાગરી પ્રચારિણી-સભા'વાળા ચરિત્રમાં દર્શાવ્યા મુજબ કાશીમાં ટોડરમલજીના વંશજોને ત્યાં પણ હજીસુધી એજ તિથિ પળાતી આવે છે.

આટલું છતાંપણ જનસમૂહમાં તો ઉપલો દોહો ફેરવાઇ જઇને નીચલા રૂપમાં હોવાનું વાંચ્યું છેઃ-

"સંબત સોરહસે અસી, અસી ગંગકે તીર; સાવન સુકલા સપ્તમી, તુલસી તજ્યો શરીર."

ગોસ્વામીજીના સંબંધમાં શુકલ સપ્તમી મરણ તિથિ તરીકે નહિ, પણ જન્મતિથિ તરીકે છે; એ વાત નીચલો દોહો પણ દર્શાવે છે, કે જે દોહો શ્રીયુત બાલકરામ વિનાયકના હિન્દી ચરિત્રાનુવાદમાં નીચે મુજબ છેઃ-

"પંદ્રહસૈ ચઉઅન વિષૈ, કાલિન્દી કે તીર; શ્રાવણ શુકલા સપ્તમી, તુલસી ધરેઉ શરીર."

ભી તુલસીદાસજી ભક્તશિરોમણિ સમઝે જાતે હૈ. કહતે હૈં કિ ભગવાન રામચન્દ્રને આપકો સાક્ષાત્ દર્શન દિયા થા. ભગવાન તો ભક્તોંકે વશમેં રહતે હૈ! સ્વામીજી કી અવિચલિત પ્રગાઢ ભક્તિકે સામને ઉન્હોંને ભી સિર નવાયા તો ઇસમેં આશ્ચર્ય કયા હૈ ? ગો૦ તુલસીદાસજીકે ગ્રન્થ હિન્દી સાહિત્યકે અનુપમ રત્ન હૈ. યદિ ગોસ્વામીજી કેવલ રામાયણ યા બિનયપત્રિકા હી લિખ કર અપની લેખની રોક લેતે, તો ભી લોગ ઉન્હેં મહાકવિકે પદપર નિઃસંકોચ આરૂઢ કરતે. રામાયણકી તો જીતની પ્રશંસા કી જાય, થોડી હૈ. ગોસ્વામીજીને સાગરકો ગાગરમેં ભર દિયા હૈ. 'નાનાપુરાણ નિગમાગમ સમ્મત' જિતને દિવ્ય બિચાર હૈ પ્રાયઃ સભી કા આભાસ રામાયણમેં પાયા જાતા હૈ. રાજધર્મ, સમાજધર્મ પ્રભૃતિ કા જૈસા પ્રાંજલવર્ણન રામાયણમેં મિલતા હૈ વહ અનુપમ હૈ. આદર્શ ચરિત્રોંકો ચિત્રણ કરનેમેં તો ગોસ્વામીજીને કલમ તોડ દી હૈ ! આદર્શ રાજા, આદર્શ પુત્ર,આદર્શ પતિબ્રતા, આદર્શ ભ્રાતા, આદર્શ સેવક, કહાં તક ગિનાયેં ? આદર્શ મિત્ર આદર્શ માતા પ્રભૃતિ કા જૈસા જીવિત ચિત્ર રામાયણમેં એકત્ર મિલતા હૈ, વૈસા કહાં દિખાયી દેતા હૈ ? સાહિત્યકી દૃષ્ટિ સે અનૂઠા હોને કે સાથ સાથ રામાયણ નીતિશિક્ષા કા ભાંડાર હૈ. રામાયણકી યહ ખૂબી હૈ કિ અનપઢ ગંવાર સે લેકર પ્રગાઢ વિદ્વાન ભી અપની જ્ઞાનપિપાસા તૃપ્ત કરને કે લિયે ઉપયુકત સામગ્રી રામાયણમેં પાતે હૈં. ઉન્મુક્ત આકાશમેં જિસ પ્રકાર સભી પક્ષી મનમાના ઉપર ઉઠતે હૈં, કિસીકો પરિમિત સ્થાન હોને કી શિકાયત નહીં હૈ, ઉસી પ્રકાર રામાયણ ભી સભી શ્રેણીકે જિજ્ઞાસુઓં કી લિપ્સા પૂર્ણ કરતી હૈ. ઇસી સે આજ ભારતમેં રામાયણકા જિતના પ્રચાર હૈ ઉતના કિસી અન્ય ગ્રન્થ કા નહીં હૈ. સંસ્કૃત સાહિત્ય કો છોડ આધુનિક ભાષાઓંમેં તુલસીકૃત રામાયણકા મુકાબલા કરનેવાલા કોઈ ગ્રન્થ નહીં હૈ.

પરાધીનતા કે પાપપંક મેં સને હુએ ઔર ત્રિવિધતાપ સે સંતપ્ત ભારતવાસિયોં કે લિયે આજ રામાયણ પદ–પદ મેં શિક્ષાપ્રદ હૈ. 'પરાધીન સપને હું સુખ નાહી' ઇસ છોટે સે વાકય મેં કયા ગજબ કા જાદૂ ભરા હૈ! યદિ ભારતવાસી કેવલ ઇસી વાકય કા મર્મ આજ સમઝપાતે તો ગોસ્વામીજી કા શ્રમ સાર્થક હોતા. યદિ ભારતવાસી ઇસ શિક્ષાકો હૃદયઙ્ગમ કર આજ દાસતાકે કાલિમા પૂર્ણ કલંક કો ધોને કે લિયે સર્વસ્વ ઉત્સર્ગ કરને કો તૈયાર હો જાય, તો દેશોદ્ધાર મેં કયા કસર રહે ? કયા હમ યહ આશા કર સકતે હૈં કિ આજ ગોસ્વામીજી કી પવિત્ર સ્મૃતિ કે દિન સભી હિન્દૂ યહ પ્રતિજ્ઞા કરેંગે કિ હમ અબ પરાધીનતા કો દૂર કર હી દમ લેંગે ?

આજ હિન્દૂસમાજ જીસ પ્રકાર વિશૃંખલિત હો રહા હૈ, ઉસકે સુધાર કે લિયે પ્રત્યેક હિન્દૂ કો રામાયણ કા નિત્ય પાઠ કર આદર્શ ચરિત્રોં સે શિક્ષા ગ્રહણ કરની ચાહિયે. ઘર ઘરમેં જો કલહાગ્નિ મચી હુઈ હૈ, પિતા પુત્રમેં, સ્વામી સ્ત્રીમેં, ભાઈ ભાઈ મેં, સ્વામી ઔર નૌકરમેં, જૈસા અસ્વાભાવિક સમ્બન્ધ હિન્દૂસમાજ મેં બર્તમાન હૈ, ઉસે દૂર કરને કે લિયે રામાયણકા ઘર ઘર પ્રચાર કી જરુરત હૈ. લક્ષ્મણ ઔર ભરત કા ભ્રાતૃપ્રેમ કૈસા નિર્મલ હૈ. આજ એક હી માતા કે દો લાલ તુચ્છ પાર્થિવ લાભોં કે લિયે એક દૂસરે કા ગલા કાટને કે લિયે તૈયાર રહતે હૈ. રાજ્યપ્રાપ્તિકી ઉચ્ચાભિલાષાકી પૂર્તિકે લિયે તો ન માલૂમ કૈસા અનર્થ મચતા હૈ; પર શ્રીરામ ચન્દ્ર ઔર ભરત કા ચરિત્ર પઢિયે. શ્રીરામચન્દ્ર પિતા કી આજ્ઞા સે ભરત કે લિયે રાજ્ય છોડ ૧૪ વર્ષ કે લિયે બન ગમન કરતે હૈ. પર જબ ભરત કો ઇસ બાત કી ખબર હોતી હૈ તો વે પુરવાસિયોં સમેત જંગલ કો દૌડ પડતે હૈ. ઔર રામચન્દ્રજી સે લૌટને કે લિયે આગ્રહ કરતે હૈ. ભગવાન રામચન્દ્ર કી પિતૃભક્તિ દેખિયે. પિતાબચન મિથ્યા નહીં હો ઇસી વિચાર સે વે અયોધ્યા નહીં લૌટતે હૈ, ઔર ભારતકો રાજ્ય પ્રબન્ધ કરનેકે લિયે

વાપસ લૌટને પર બાધ્ય કરતે હૈ. પર વાહરે ભરત! રામચન્દ્રજીકી પાદુકા લેકર ઔર ઉસે ભ્રાતાકે સ્થાનમેં ગદ્દી પર રખ કર સ્વયં મન્ત્રકી ભાંતિ રાજ્ય કાર્ય ચલાતે હૈ. ભ્રાતૃપ્રેમ ઔર ન્યાયાનુકૂલ આચરણકી હદ હો ગયી. કયા ઇસકે જોડકા પાવન ચરિત્ર ઔર કહીં દિખાયી પડ સકતા હૈ? ભારતવાસિયોં, ભરત કે ચરિત્રસે શિક્ષા ગ્રહણ કરો ઔર બન્ધુવિગ્રહ કો આજસે તિલાંજલિ દેકર એકવાર ફિર ભાઈકે ગલેસે મિલો. શાન્તિ ઔર સુખ તુમ્હારે હી હિસ્સેમેં પડેગા.

ભગવતી સીતાકા આદર્શ ચિત્ર ખીંચનેમેં ગોસ્વામીજીને કમાલ કિયા હૈ! ભારતવર્ષ કા યહ આદર્શ પતિવ્રત ધર્મ આજ કહાં ગયા. ભગવતી સીતાને રાક્ષસોંકે બીચ ૧૨ વર્ષ રહ કર જીસ પ્રકાર અપને ધર્મકી રક્ષા કી ઔર મન બચન કર્મ સે ભી કભી ભગવાન્ રામચન્દ્ર કા પ્રેમ નહીં ભુલાયા—ઉસે પઢ કિસ નારીકા કોમલ હૃદય પુલકિત નહીં હો ઉઠેગા ? ભગવાન્ રામચન્દ્રકા એકપત્નીવ્રત કિસ કામી હિન્દૂ સન્તાનકો લજ્જિત નહીં કરેગા ? ભારતકે એક છત્ર સમ્રાટ હોકર પ્રભૂત સાધનોંકે વર્તમાન રહતે ભગવાનને સીતાજીકે ત્યાગકે ભી દાર—પરિગ્રહ નહીં કિયા. અશ્વમેધ યજ્ઞકે સમય ભગવતી જાનકી કી સુવર્ણ પ્રતિમા બના કર હી યજ્ઞવિધિકો પૂરા કિયા ગયા હૈ. સંસ્કૃત કો છોડ કિસ ભાષાકે સાહિત્યમેં ઐસા વિવાદ ચરિત્ર ચિત્રિત કિયા ગયા હૈ—જૈસા ગોસ્વામીજીને કર દિખાયા હૈ. ગોસ્વામીકે અન્ય ગ્રન્થ ભી ઇસી પ્રકાર શિક્ષાપ્રદ હૈ. વિનય પત્રિકા કે પદ તો અનમોલ હૈ. યદિ ભગવાન ઐસે પ્રેમપદોં પર રીઝ ગયે હોં તો આશ્ચર્ય કયા હૈ.

હિન્દુઓ! આજ ભક્તિભાવસે ગોસ્વામીકા સ્મરણ કર ઉનકે ગ્રન્થોંકા પરિશીલન આરમ્ભ કર દો ! પ્રત્યેક હિન્દૂકો ગોસ્વામીજી કી ઉત્કૃષ્ટ રચનાઓંસે પરિચિત હોનેકી આવશ્યકતા હૈ. સમાજકે નિર્જીવ અંગ મેં પ્રાણ ડાલનેકે લિયે યહ રસાયનકા કામ દેગા. ઇંગ્લૈંડ કે કવિસમ્રાટ્ શેકસપિયરકે નામ પર વહાંવાસી જૈસા પ્રેમ દિખાતે હૈ ઔર ઉનકી કીર્તિ પતાકાકો સર્વત્ર ફૈલાનેકે લિયે ભગીરથ પરિશ્રમ કરતે હૈ; વૈસા હમ અપને હૃદયસમ્રાટ્ ગોસ્વામીજીકે લિયે નહીં કર સકતે ? કયા હમમેં કુછ ભી કૃતજ્ઞતા નહીં રહ ગયી? હમેં આશા હૈ કિ આજકે પવિત્ર દિવસ કા મહત્વ દિન દિન બઢતા જાયગા ઔર કુછ વર્ષોમેં ભક્ત તુલસીદાસ ભારતવાસિયોંકે ઘર ઘરમેં બિરાજમાન હોંગે."

## ગોસ્વામીજીના ગુણસ્વભાવ

ગોસ્વામીજીના જેવા પરમ શ્રેષ્ઠ મહામુનિની દીનતા અને વિનયસંબંધી તો કહેવાનું જ શું હોય? તેમણે રચેલી આખી વિનયપત્રિકા પ્રભુપ્રત્યેની દીનતાથી અને વિનયના ઉદ્ગારોથી પરિપૂર્ણ છે. હા, એટલું તો ખરૂં કે તે માત્ર એક પરમાત્માનાજ દીન યાચક હતા; લોકોના અન્નભિક્ષુ તેઓ જરૂર રહેતા; પરંતુ એમાં પણ ઉંડું રહસ્ય હતું. પોતાના ચર્ણસ્પર્શકરવાવાળા ભૂપતિઓ લાખોની રકમ આપવા તત્પર છતાં પણ ઋષિમુનિઓની રહસ્યપૂર્ણ ધર્માજ્ઞા માનીને તેઓ મઠપતિ, ધનપતિ અને તેનીજ સાથે સાથે લાગુ પડી જતા ગૃહસ્થાશ્રમને લગતા આતિથ્યાદિ ધર્મથી સદા દૂરજ રહેવા માગતા હતા.* તેઓ પોતે

* કેમકે તેમના ગુણકર્મસ્વભાવને માટે એ કાર્ય પરધર્મરૂપ હોઇને પોતાના એક ચતુર્થાશ્રમી તરીકેના—ત્યાગીતરીકેના—ભિક્ષુતરીકેના—સ્વધર્મમાં રહી શકવાથીજ પોતાના તનમનનો ઉપયોગ પરમાત્મદર્શન પાછળ અને લોકહિત પાછળ પૂર્ણ કુશળતાથી, એકનિષ્ઠાથી અને સર્વ ભાવથી કરી શકયા; કે જે સર્વશ્રેષ્ઠ ગુણ પદ્ધતિની આવશ્યકતા દુનિયાઇ ભોગો પ્રાપ્ત કરવામાં પણ અત્યંત જરૂરી છે અને સચ્ચિદાનંદમય મોક્ષપ્રાપ્તિમાટે પણ અત્યંત જરૂરી છે. સાધન અને સાધના બંને એનાં એજ! માત્ર સમજણમાં અને તેથી કરીને આદર્શમાં—હેતુમાં અને ફળમાં આસમાન જમીન જેટલો ફેર, એટલું તો ખરૂંજ. બાદશાહી દાન ઘર બેઠે ભેટવા આવ્યું, તેને સ્વીકારી લઇને ગોસ્વામીજી જો મઠપતિ કે ધનપતિ બન્યા હોત; તો મઠમંદિરની સાથે તો વળી ગૃહસ્થાશ્રમીના કરતાં

અત્યંત નમ્ર, નિરાભિમાન અને સરલ રહેવામાં એવી આન્તરમોજ માણી જાણતા હતા કે તે તો જે માણતા હોય તેજ જાણે. જે સાહિત્ય હિંદુસમાજને અજ્ઞાન, અધર્મ અને તજ્જન્ય દુઃખમાંથી બચાવીને ઉત્તમોત્તમ જ્ઞાન તથા સુખસામર્થ્યને પ્રાપ્ત કરાવે; એટલુંજ નહિ પણ ઇચ્છે તેને સર્વોપરિ મોક્ષપદાર્થ પણ પ્રાપ્ત કરાવે એવું જ્ઞાનચારિત્રવર્ધક, રસદાયક, દિવ્યભાવોત્પાદક, સર્વોપકારક, સર્વોપરિ અને અમર સાહિત્ય તેમણે દેશભાષામાં અને મનોહર ગેય કાવ્યના રૂપમાં રચી આપ્યું; સ્વહસ્તે પણ લખી લખીને અનેકોને દાન આપ્યાં; અને એવી તેમની નિષ્કામી તથા સર્વોપરિ લોકસેવાથી કાશીજીના સ્વાર્થકુશળ પંડિતોએ પોતાની લોકપ્રિયતામાં તથા સંસ્કૃત ગ્રંથોની કથા કરી પ્રાપ્ત વિદ્યા વેચવામાં નુકશાન થતું માની લઈને ગોસ્વામીજીના હૃદયભેદી ઉપહાસ, નિંદાઓ તથા જીવલેણ કાવતરાં કર્યાં, તે સર્વ તેઓ સહન કર્યે ગયા.

આ પ્રમાણે ગોસ્વામી તુલસીદાસજી સ્થૂળ ધન કરતાં અત્યંત મોંઘી અને સદા સાથે રહેવાવાળી જ્ઞાનચારિત્રરૂપી દૈવી સંપત્તિના કુબેરભંડારી બનવા સાથે દાતા પણ એવા જબરદસ્ત બન્યા હતા કે તેમના આગળ રાજા કર્ણ જેવા સ્થૂળ દાતા તો સૂર્ય આગળ તારા જેવાજ લાગે! કેમકે અનેક સજ્જનો કહે છે તેમ તેઓ 'રામચરિતમાનસ' રૂપે જ્ઞાન-ચારિત્રનો જે જીવતો જાગતો ભંડાર હિંદુ જાતિને આપી ગયા, તે જો ન આપી ગયા હોત તો જેટલા પ્રમાણમાં હિંદુઓ હિંદુ મટતા અટકયા, તેટલા પ્રમાણમાં નજ અટકયા હોત. ગરીબ તથા શૂદ્રથી માંડીને ધનવાનો, બ્રાહ્મણો તથા રાજામહારાજાઓ સુદ્ધાં ગોસ્વામીજીના એ અનુપમ ધનનો અને દિવ્ય દાનનો લાભ આજે અનેક પેઢીઓથી અને ત્રણસો વરસથી એટલો બધો લેતા આવ્યા છે; અને હજી પણ જમાનાઓના જમાના અને પેઢીઓની પેઢી-ઓ સુધી લીધા કરશે કે ગોસ્વામીજીના એ અદ્‌ભુત પરોપકારનો–એ અનુપમ દાનનો મહિમા કોઈ અસામાન્ય મહાકવિજ વર્ણવી શકે તો વર્ણવી શકે. ગોસ્વામીજી આ પ્રમાણે હિન્દી પદ્યસાહિત્યના શ્રેષ્ઠ ઉત્પાદકોમાં જેવા સર્વશ્રેષ્ઠ ઉત્પાદક હતા, તેવાજ દાતાઓમાં સર્વોપરી દાતા હતા; સહનશીલતામાં એરણ જેવા મજબૂત અને અડગ હતા; બાદશાહી સખાવત હાલી-ચાલીને સામી આવે તેનો પણ નકાર કરવાવાળા મહાન ત્યાગી હતા; બ્રાહ્મણોમાં બ્રહ્મવેત્તા બ્રહ્મર્ષિ હતા; કવિવરોમાં કવિસમ્રાટ્ હતા; સંતસાધુઓના શિરોમણિ હતા અને ભક્તમા-ળાના ભક્તજનોના મુકુટમણિ હતા. પોતે આવા મહાન જ્ઞાની, અનુપમ દાની અને ગુણ-ચારિત્રના અખૂટ ભંડારી હોવા છતાં પણ કેવા અત્યંત નિરાભિમાની, ચેલાચેલી વગરના, મઠમંદિર વગરના, અને રામને નામે ટુકડા માગીનેજ ઉદર ભરનારા રહ્યા હતા! સ્વમુખે તેઓ વદે છે કેઃ–"નામ રામ હી કે માંગી ઉદર ભરત હૌં" ઇ૦ ઇ૦×

---

પણ અધિક જંજાળવાળા થઈ પડયા હોત; અને જેવા એકનિષ્ઠ, એકાકી, એકાંતવાસી અને અંતર્મુખી બનીને જ્ઞાનભક્તિના અસામાન્ય ગ્રાહક તથા પ્રચારક થઈ શકયા, તેવા ભાગ્યેજ નિવડયા હોત.

× કહેવત છે કેઃ-"ઉત્તમ ખેતી, મધ્યમ વહેપાર, કનિષ્ઠ નોકરી, નિદાન ભીખ." આ પ્રમાણે સંસારમાં ભિખારીપણું–ભિક્ષાર્થીપણું–સર્વથી કનિષ્ઠ કહેવાય છે; તથા માધુકરી ભિક્ષાવાળા વિરકતોને તો કોઇ કોઇ શ્વાનની ઉપમા સુદ્ધાં આપે છે; અને તોપણ મહાસમર્થ બુદ્ધ, ભગવાન શંકરાચાર્ય, સંતશિરોમણિ તુલસીદાસ, સમર્થ રામદાસ, સ્વામી રામતીર્થ, દયાનંદ સરસ્વતી ઇત્યાદિ જેવા મહાન ત્યાગીઓ અને અનુપમ દાતાઓ કયા રહસ્યથી અન્નના ભિક્ષાર્થી રહ્યા હશે? અને કયી યોગ્યતાથી એ ભિક્ષુપણાને રાજ્યપદ કરતાં પણ વધારે સ્મરણીય અને વંદનીય બનાવી દીધું હશે? જે આન્તરિક યોગ્યતા ખીલી ઉઠીને "**ज्ञानविज्ञानसिद्धयर्थं भिक्षान्देहि भगवति**" એ રહસ્યપૂર્ણ વચનમાં કહેલી પરમાત્માના જ્ઞાનવિજ્ઞાનની તીવ્ર જિજ્ઞાસા ધારણ કરાવે છે; લૌકિક તૃષ્ણા પરિત્યજાવે છે; કુટુંબપાલનાદિ સર્વસામાન્ય ધર્મો ત્યજાવી દઇ એકમાત્ર ઈશ્વરશરણતાનો સર્વોપરિ ધર્મજ પળાવે છે; ઉદરનિર્વાહને લગતા અનેક માર્ગ તૈયાર છતાં તેને ત્યજાવીને 'નારાયણહરિ,'

'રામચરિતમાનસ' જેવો અદ્‌ભુત ગ્રંથ પૂર્ણ કરતી વખતે પણ તેઓ પોતાવિષે કહે છે કેઃ—

કવિ ન હોઉં, નહિં ચતુર પ્રબીના, સકલ કલા સબ બિદ્યાહીના;
કબિત બિબેક એક નહિં મોરે, સત્ય કહોં લિખિ કાગદ કોરે.
બંચક ભગત કહાઈ રામકે, કિંકર કંચન કોહ કામકે;
તિનમહેં પ્રથમ રેખ જગ મોરી, ધિગ ધર્મધ્વજ ધંધરક ધોરી.
જોં અપને અવગુન સબ કહઉં, બઢહિ કથા પાર નહિં લહઉં.

આ પ્રમાણે જો કે ગોસ્વામીજી નિરાભિમાન હતા,તોપણ લોભ કે ભયવશ થઇને દીનતા દર્શાવવી એને તેઓ સદ્ગુણ નહિ પણ અવગુણ માનતા હતા.

---

'જયશ્રી રામ' 'ભગવતિ ભિક્ષાન્દેહિ' 'ધર્મલાભ,' ઇત્યાદિ હિતપ્રદ શબ્દો સંભળાવતા થકા માધુકરી ભિક્ષાજ મંગાવે છે; ગાદીતકિયે બેસીને નમસ્કાર ઝીલવાનું અને પોતાના જયનાદો સાંભળવાનું કયાંય રહી જઇને પ્રભુકીર્તનપર નાચવાકૂદવાનું, હસવારોવાનું અને હરિજનોને વંદવાનું કરાવે છે; અને પાસે એક કોડી પણ નહિ છતાં એક બાદશાહ કરતાં પણ અધિક આન્તરશાન્તિના અને વિલક્ષણ–નિર્વિષયી–આનંદના ભોક્તા બનાવે છે; તે આન્તરિક યોગ્યતા કયી? એનું નામ વિવેક અને વૈરાગ્ય હોઇને નિશ્ચલદાસજી તેનાં શાસ્ત્રોક્ત સ્વરૂપ કહે છે કેઃ—

અવિનાશી આતમ અચલ, જગતાતેં પ્રતિકૂલ; ઐસો જ્ઞાન વિવેક હૈ, સબ સાધનકો મૂલ.
બ્રહ્મલોક લોં ભોગ જો, ચહે સબનકો ત્યાગ; વેદશાસ્ત્ર જ્ઞાતા મુનિ, કહત તાહિ વૈરાગ.

જ્ઞાની અને તત્ત્વદર્શી સત્પુરૂષોપ્રત્યે પ્રણામ, પ્રશ્ન અને સેવા કરવાથી; અને કેટલેક અંશે તેમના ઉપદેશરૂપ સદ્ગ્રંથોના સેવનથી પણ ઉપરોક્ત વાસ્તવ વિવેકરૂપી બીજ હૃદયમાં વવાઇ જાય છેજ; અને એકવાર વવાયું એટલે પછી તેમાંથી વૈરાગ્યરૂપી અંકુર તો ઉગી નીકળ્યાવિના રહેજ નહિ. એ અંકુર વૃદ્ધિ પામતાં ષટ્સંપત્તિરૂપી ડાળપાન અને ડાળપાનમાંથી સાચી પરમાત્મજિજ્ઞાસારૂપી પુષ્પ પણ એવાં વિકસી ઉઠે, કે પછી મોક્ષરૂપી સર્વોપરિ ફળ દેખાવુંજ જોઇયે. દેખાયા પછી તે વૃદ્ધિંગત થતાં આન્તરિક ૠતંભરા પ્રજ્ઞારૂપે અને બાહ્યાચારરૂપે પણ એ ફળ યથાશકય પ્રકટીજ બતાવે, કે જેથી અધિકારી માનવોમાં જ્ઞાનચારિત્ર તરફનું આકર્ષણ વધેજ વધે. એ મોક્ષરૂપી ફળ જીવન્મુક્તના વદન, ચક્ષુ અને વર્તનદ્વારા પણ શાંતિ–સંતોષને દર્શાવતું થકું સ્વતંત્રાકાશમાં એવું તો લચી લચીને હીંચ્યા કરે, કે જાણે સર્વને ઝૂકી ઝૂકીને બોલાવી ન રહ્યું હોય કે, 'આવો અમારા દેશમાં.' હવે આવા સાચા જિજ્ઞાસુઓ અને જીવન્મુક્તો કેવા હોય, તેને માટે પ્રભુ ગૌરાંગ, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, સ્વામી રામતીર્થ, ભગવાન શંકરાચાર્ય, વિદ્યારણ્ય સ્વામી, ગુરુ દત્તાત્રેય, સુદામા, કબીર, ગુરુ નાનક, નારદ, વાલ્મીકિ, શુકદેવ, જનક, નરસિંહ મહેતા, તુકારામ, મીરાંબાઇ, એકનાથ, નામદેવ, જ્ઞાનેશ્વર, મુક્તાબાઇ, ઈ૦ અનેકોનાં દષ્ટાન્ત પ્રસિદ્ધજ છે. આવાજ પ્રકારનું એક જ્વલંત દષ્ટાંત એક કોટયાધિપતિ વણિક 'લાલા બાબુ' નું સાંભળીને આ સેવક તો દિંગજ થઇ ગયો હતો; પણ આ પ્રસંગે તે બરાબર યાદ નહિ આવતાં પૂજ્ય મહાત્મા 'ચાંગદેવ'ને લગતો એક પ્રસંગ ભાગ્યો તૂટયો યાદ આવ્યો; તેજ જેવી રીતે લખવાનું સૂઝયું તેવી રીતે યથામતિ લખી દઉં છું. તે એવા હેતુથી કે કોઇપણ પરમ પદાભિલાષી સજ્જન બાહ્ય મોટપમાં ફસી પડવાથી કે ફસી રહેવાથી સવેળાજ ચેતે અને બચે; અને ચેલાટોળાના કોટ-કિલ્લા તથા સોનારૂપાના ગોળાગોળાના ભોગ થઇ પડી સદાને માટે ઇષ્ટસાક્ષાત્કારથી બેનશીબ રહેતા બચે. બુદ્ધ, શંકરાચાર્ય ઇત્યાદિને અનેક ચેલા હતા; પણ તે બધું પરમાત્મસાક્ષાત્કાર પમાય તથા ખરા ખોટાની સાચી પરખ આવે, તે પછીની બાબતો હતી. કાચી કેરીમાં તો રજોગુણજ હોય. સાત્વિક ગુણસ્વભાવ તો કેરી પાકે ત્યારેજ તેમાં આવે.

બાહ્ય રિદ્ધિસિદ્ધિવાળા એક મોટા મહંત 'ચાંગદેવ' ને, શ્રીજ્ઞાનેશ્વર મહારાજના સમયમાં ધન અને માલપાણીના ઉપાસકોના એક જબરજસ્ત કિલ્લાએ 'મોટાભા'પણાની અને ખુશામતની જેલમાં એવા તો ફસાવી રાખ્યા હતા, કે જેથી કરીને તે ચેલાઓ જગતભરમાં તેમને મોટા ત્યાગી અને નેમધારી ચેલા–સેવક–તરીકે દેખાયા કરતા. 'અત્યારે આપના જેવું જગતભરમાં કોઇ છેજ

તેમને "પાખંડ" અને "અયોગ્ય ચર્ચા" પર વધારે ચીડ હતી. વગરસમજ્યે બકવાદ કરનારા અને ઉચ્ચકુળમાં અવતરવા છતાં પણ સાધુતાવગરનું–કનિષ્ઠ–જીવન ગાળનારાઓ સાથે તેમનો મેળ બેસતો નહિ. આવા માનવોમાટે તેઓ કહેતા કેઃ—

"સુધા સુરા સમ સાધુ અસાધુ, જનક એક જગ–જલધિ અગાધૂ."

અર્થાત્ અમૃત અને મદિરા, એ બંનેનો પિતા એકજ અગાધ સમુદ્ર છે; તેમ સાધુ ને અસાધુ મનુષ્યો પણ આ સંસારમાંથીજ ઉપજે છે.

હવે સુધાર્યો સુધરે નહિ, એવા છેકજ અયોગ્ય માણસને માટે ગોસ્વામીજી કહે છે કેઃ-

"બાયસ પાલિય અતિ અનુરાગા, હોહિં નિરામિષ કબહું કિ કાગા."

---

નહિ' ઇ૦ રૂપે મિથ્યાભિમાનની મદિરા તો તે ભોળા શંભુ જેવા 'ચાંગદેવ' ને એ ચેલાટોળો પાયાજ કરતો હોય; એટલે પછી એ મોટમોટા ચેલાઓનો કિલ્લો એવો તો મજબૂત જામે અને પોતાના કારભાર નીચે ઢાંકી નાખે, કે જેની આડે ચાંગદેવ સાચા ગુરુને તો શું પણ સાચા જિજ્ઞાસુને કે સાચા નિષ્કામી માનવને સુદ્ધાં ઇચ્છવા–શોધવા કે મળવા પામે નહિ! પૂર્ણ નિષ્કામતા, નિરાભિમાનપણું, અસંગ્રહવૃત્તિ, સાચો વૈરાગ્ય,આત્મા અનાત્માનો વિવેક, સાચું જિજ્ઞાસુપણું કે ઇષ્ટસાક્ષાત્કાર જેવું સાચું ધન જો એ મોટાભાને પ્રાપ્ત થઇ જાય, તો તો પછી તેઓ પોતાના ચેલાઓને મોટા ત્યાગી, મહાન સેવક, પોતાના હાથપગ અને લોકકીર્તિના આધારસ્તંભ સમજતા અટકે; સોનારૂપાના ગોળા ગોળા લાવી આપનારો ગબ્બર શિકાર બનતા છટકે; ચેલાટોળો અધર લટકે; અને મોટાભા બીજાઓનીજ ભાઇબંધી તરફ સટકેને! આવોતેવો ભય તેમના તે ચેલાઓને લાગતો હશે તેથી; કે પછી ચાંગદેવ પોતેજ મહાત્માપણાનો મદ અને ચેલાસરદારીનું પદ ત્યજી શકતા નહિ હોય તેથી; અથવા તો "અમુક નાલાયક છે, અમુક આવો છે, અમુક તેવો છે, આપની તો વાતજ જૂદી, આપના જેવો આજકાલ આખા જગતમાં છેજ કોણ? મોટા મોટા ઋષિમુનિઓના પણ આપ તો મહાન ગુરૂ જેવા છો, સાક્ષાત્ અવતાર છો" ઇત્યાદિ પ્રકારની મોહમદિરા તેમને ચેલાચોકડી કટોરા ભરી ભરીને પાયા કરતી હશે તેથી હો; કે પછી ગમે તે કારણથી હો; પરંતુ ભારતભૂમિનાં કોઇ જુદાજ પ્રકારનાં માનવરત્નોથી તો જરૂર તે મોટા મહંત ચાંગદેવને દૂરજ રખાતા હોવા જોઇયે. અને કદાચ એજ કારણથી એ મહા પંડિત મોટી ઉમ્મર સુધી આન્તરચક્ષુ ખોલી નાખનારા માનવોના સમાગમ શોધવા–સાધવાથી દૂર રહ્યા હશે.

પછી ચાંગદેવના કોઈ પૂર્વપુણ્યયોગે ભગવાન જ્ઞાનેશ્વર મહારાજનો સંયોગ મળી આવ્યો; સિદ્ધતરીકેનું અભિમાન નષ્ટ થયું અને ઇષ્ટસાક્ષાત્કારરૂપી પરમસિદ્ધિનો ઉપાય મળ્યો. કેમકે મહાવિચક્ષણ જ્ઞાનોબાને પહેલીજ દૃષ્ટિએ ચાંગદેવની આન્તરસ્થિતિ, ચેલાટોળાનું ખટપટીઆપણું અને તેમણે ખોદી આપેલા બડેખાંપણાના મોટા ખાડામાં ડૂબી રહેવાપણું ઇત્યાદિ સર્વ આન્તરબાહ્ય વિઘ્ન લક્ષમાં આવી ચૂકયાં હશે.

બાહ્યસિદ્ધિના અને લોકકીર્તિના પ્રેમીને તો ઘર બેઠાં પણ કોઇ ઉચ્ચકક્ષ માનવ મળી આવે અને પોતાની સ્થિતિ તથા સર્વોપરિ કર્તવ્યપ્રાપ્ત્યમાટે જાણવા પૂછવાની તક મળી હોય તોપણ, તે મોટાભાને તીવ્ર ઇચ્છા પ્રકટી ન હોય ત્યાંસુધી તો તેમને પોતાને પણ (બીજા કોઇ પાસે જાણવા પૂછવાથી) તેનાથી ઉતરતા ગણાવાનો ભય રહ્યા કરે એમાં નવાઇ નથી; પણ ત્યારે શું અનેક ગ્રંથોના જાણકાર ચાંગદેવ મહારાજને બાહ્ય મોટપથી છેવટસુધી સાચાં સુખસંતોષ મળ્યા કરે ખરાં? નજ મળે. પચીસ પચાસ વર્ષ મોટાભાપણું ભોગવ્યા પછી પણ તેની અસારતા–દુઃખરૂપતા સમજાઇ જઇને તીવ્ર વૈરાગ્ય તથા પ્રભુદર્શનજન્ય મોક્ષપદની ભૂખ ચાંગદેવ જેવાને જાગવીજ જોઇયે; એટલે પછી તેમણે શ્રીજ્ઞાનેશ્વર મહારાજને મળવાની તક મેળવી; અને મળતાંજ તેમનાપ્રત્યે એટલો બધો સદ્ભાવ પ્રકટયો અને પોતાની ઓછપ સ્ફુરી ઉઠી, કે જેથી તરતજ ચાંગદેવ નમી પડયા અને એક અતિ ઉંડું રહસ્ય પૂછયું! એ તો પછી શ્રીજ્ઞાનેશ્વર જેવા મહાવૈદ્ય! એમણે તો એ રહસ્ય સમજવા માટે એક ચેલાનો ભોગ આપવાનું કહ્યું! પછી ચાંગદેવે પોતાના શિષ્યોને રાત્રેજ કહી દીધું કે એક અત્યંત જરૂરી કામમાટે જેને પોતાનો ભોગ આપવો હોય તે પ્રાતઃકાળે મારી પાસે આવજો.

પ્રાતઃકાળે આવે કોણ? ઉંડાં રહસ્ય કે આત્મસાક્ષાત્કારની કોને પડી હોય! ભોળા સ્વભાવના

અર્થાત્ કાગડાને ગમે તેટલા પ્રેમપૂર્વક પાળીએ, તોપણ તે શું માંસાહાર છોડવાનો છે?

ગોસ્વામીજી પરમાત્મમહિમાના પણ એવા જ્ઞાની અને અનુભવી હતા કે, ધનવાનોની કૃપા કે અવકૃપા તેમને મહત્ત્વનાં લાગતાં નહિ. તેઓ સ્પષ્ટપણે કહેતા કેઃ—

"કિરપા જિનકી કછુ કાજ નહિ, ન અકાજ કછુ જિનકે મુખ મોરે."

અર્થાત્ ધનવાનોની કૃપાથી મારૂં ઉચ્ચ અને સંગીન લોકસેવાનું વિશાળ પ્રયોજન સરવાનું પણ નથી; અને તેમણે મુખ મરડવાથી તે પ્રયોજન અટકે કે બગડે એવું પણ નથી.

મતલબ કે ગોસ્વામીજી જેવા પરમ સંતનું જ્ઞાનચારિત્રજ એવું હતું; અને પોતાનું તન-મન એક એવા સર્વજ્ઞ સર્વશક્ત પ્રભુને સર્વભાવે સમર્પી ચૂકયા હતા; કે જેથી હરિજનોનું યોગક્ષેમ (પ્રાપ્તિ અને રક્ષણ) વહન કરવાનું માથે લઇ ચૂકેલા સર્વેશ્વરે તેમની યોગ્યતા અને વૃત્તિમુજબનું એવું અસામાન્ય લોકસેવાનું કાર્ય સોંપી આપ્યું; કે તેની સફળતાકે નિષ્ફળતાનો આધાર ધનિકોની કે બીજા કોઇની કૃપા અવકૃપા ઉપર નહિ રહેતાં કાર્યકર્તાની પોતાની એક-નિષ્ઠા, નિષ્કામતા, તપ, યત્ન, પરમાત્મશ્રદ્ધા, પ્રભુપરાયણતા અને પ્રભુકૃપા ઉપરજ હતો.

ગોસ્વામીજી તો આવા દૈવીસંપત્તિવાળા અને એકમાત્ર પ્રભુનીજ સ્પૃહા રાખવાવાળા, એટલે પછી ધનકીર્તિના ગુલામોની પ્રશંસા કે ખુશામત તેઓ શામાટે કરે? અને શામાટે પ્રભુપરાયણતાના વેષને લજાવે! તેઓ કહે છે કેઃ–

"કીન્હે પ્રાકૃત જન ગુનગાના, સિર ધુનિ ગિરા લાગિ પછીતાના."

અર્થાત્ પ્રાકૃતજનનાં ગુણગાન–ખુશામત–ક્યાંસુધી કર્યાં કરવાં? લોકહિતની અતિ વિ-શાળ ભાવનાઓને પહોંચી વળવામાં એ લોભમોહના અને ખુશામતના ગુલામો કયાં સુધી હા પાડી શકવાના હતા? છેવટે તો તેનું મસ્તક ધૂણવાનુંજ છે; અને જ્યાં મસ્તક ધૂણ્યું (નકાર દર્શા-વ્યો)કે તરતજ પ્રભુને ત્યજી ધનિકને ભજવાની પોતાની નિર્બળતામાટે પસ્તાવોજ થવાનો!

---

જે ચાંગદેવ મહારાજ, તેમના પૂજક, પૂજાવનાર, કારભારી, ઇત્યાદિ બનવાથી પોતાને પણ ધન, માન, ખાન, પાન, મોટપ ઇત્યાદિ મળતું હોય, અને વળી ગાદી પણ મળવાની આશા રહેતી હોય ત્યાંસુધી તો એવું મોટું ટોળું વિંટાઇ રહે; પણ પછી જ્યારે જીવ આપવાનો વારો આવે ત્યારે તો કોણ ઉભું રહે? સવાર થવાપૂર્વેજ બધા ચેલા રવાના થઇ ગયેલા જણાયા! ચાંગદેવનો ચેલા-ઓનો કિલ્લો શ્રીજ્ઞાનેશ્વરની કૃપાથી આવી રીતે નષ્ટ થયો; અને તેમ થયું ત્યારેજ સર્વ ઉપાધિ, અભિમાન અને મોહમાદરાના પાનથી મુક્ત થઇને શ્રીજ્ઞાનેશ્વરનાં જ્ઞાન અને દયાદાનનો લાભ ચાંગદેવ મહારાજ સારી પેઠે લુંટી શકયા! માટે શ્રીગોસ્વામી તુલસીદાસજીવિષે આ પણ એક સમજવા જેવું રહસ્ય છે કે, તેઓ મોટમોટાં દાનથી પણ મુક્ત રહ્યા તેથીજ ધનધામથી મુકત રહ્યા; અને ધનધામથી મુક્ત રહ્યા તેથીજ તેના વહિવટ ઇ૦ માટે મોટાભા બનાવી પાડનારા લોભી લાલચી તથા ખુશામતી અને વેશધારી ચેલાઓથી દૂર રહ્યા; તથા એવાઓથી દૂર રહ્યા તેથીજ તેમના કિલ્લામાં ઘેરાઈ જતા અટકીને ઉત્તમોત્તમ સુહૃદો અને જીવન્મુક્તોનો સમાગમ સાધી શકયા. માટે જે પણ સજ્જનો સત્ય–ઉચ્ચ સિદ્ધાંતોને અને અદ્દ્ભુત રહસ્યોને સાચા મનથી તથા છૂટથી લૂંટવા–ઘુંટવાનું ઇચ્છે; તેમણે તો બાદશાહી બક્ષિસોથી, ચેલાચેલીઓના કોટકિલ્લાથી અને તેની પાછળ જોડાયલા ધન, ધામ, દાન અને આતિથ્યસત્કારરૂપી પરધર્મોથી; તથા મોહમદિરા પાવાવાળાં માનપાન મેળવવાથી; 'અહોરૂપં અહોધ્વનિ'ના જેવું કરવા–સાંભળવાથી; મોક્ષજિજ્ઞાસાને નામે હૃદયમાં ઘુસી બેસવાવાળી લોકૈષણા અને વિત્તૈષણાના નચવ્યા નાચવાથી; તથા છબીઓ, જયંતિઓ અને જયનાદોથી પણ કાંઈ નહિ તો પરમાત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થતાં સુધી તો–દૂરના દૂરજ રહેવું જોઇએ. બાકી સર્વસામાન્યને માટે તો ઉંચો હાથ કરીને સ્વીકારી લઉં છું કે દે-શની આવી દશા તરફ જોતાં પરમાત્મજિજ્ઞાસા માટે નહિ તો પછી લોકકીર્તિને માટે અને લોક-વિશ્વાસ મેળવી જનસમાજને કાંઇ પણ આગળ દોરવવા માટે પણ ધનધામનો અને ધનપ્રાપ્તિના ધંધાનો ત્યાગ કરવાવાળા દુર્લભ છે.

ક્યાં જગતનાં દુઃખ અને અજ્ઞાનતાના દરિયા, અને ક્યાં તેમના અજ્ઞાનનો લાભ લઇને પૈસાદાર બનવાની પાપી પ્રવૃત્તિઓ! ક્યાં એરણની ચોરીઓ ને ક્યાં સોયનાં દાન! અને તે છતાં પણ દાનેશ્વરી કર્ણ પોતે હોય તેવાં મિથ્યાભિમાન! નંદના ફંદ ગોવિંદ જાણે, બળીઆ કાકાને પાડો તાણે! સર્વ સંપત્તિના અપાર સાગર અને હજારો હાથવાળા અનંત બ્રહ્માંડના નાથ અનાદિકાળથી કેવી કેવી રીતે જગતનું ભલું કરતા આવ્યા છે અને કર્યા જાય છે; તેની અકળ કળા તો પ્રભુના જનોજ સમજે. જુઓ, ગોસ્વામીજીની લોકહિત માટેની પ્રબળ દયા અને ભાવના જોઇને તેમના હાથે શ્રીહરિએ કેવા પ્રકારનું અને કેવું સંગીન કાર્ય ધનવાનોની જરા પણ સ્પૃહાવિના કરાવ્યું! વળી 'સાધુ બ્રાહ્મણનું તે લેવાય' એવું ડહાપણ ડહોળનારાઓ જરા વિચાર કરી જુએ કે, ગોસ્વામીજી અને વ્યાસ વાલ્મીકિ જેવા સાધુ બ્રાહ્મણોના હાથથી દયાભાવે રચી અપાયલાં રામાયણાદિ ગ્રંથોનાં અમૂલ્ય જ્ઞાનદાનવડેજ હિંદુજાતિ હિંદુતરીકે રહી શકીને! જરા વિચારી તો જુઓ કે તેમનાં એ જ્ઞાનદાન કેવી અજબ વસ્તુ છે, કે જેનું દાન ધનવાનોને તો શું પણ રાજામહારાજાઓને પણ યુગોના યુગોથી ઉપયોગમાં લેવું પડે છે અને લીધાજ કરવું પડશે! એ પાપપ્રપંચથી મેળવેલા ધનના થોડાક ટકા ધર્મને નામે ખર્ચી પ્રભુને પટાવવાવાળા, પાપ ધોવરાવવાવાળા, અને તે છતાં પણ પોતાને મોટા દાનેશ્વરી સમજીને ફુલણજી બની બેસવાવાળા માણસો! તમે તે મોટા દાતા છો, કે ઋષિમુનિઓના મોટા દેવાદાર—કે જ્ઞાનભિક્ષુ છો? ખુલ્લમખુલ્લું માગી ભીખીને પેટ ભરવાવાળા કંગાલ—રખડતા ભિખારીઓ વધારે નીચ? કેપછી ધોળે દહાડે ભરવસ્તી વચ્ચે મિત્રવેષે વસીને જંગલી લૂંટારા કરતાં પણ ઘણું વધારે લૂંટી જાણનારા, તથા સ્વાર્થને ખાતર પરદેશી લુંટારાઓના દલાલ—મદદગાર—બનવાવાળા વધારે નીચ? આ તે કહેવાય અક્કલના ભંડાર, કે નર્કની ટિકીટ વહોરનાર! મોટરની ઝડપે બની રહ્યા છો તિજોરી તર કરનાર, કે પછી રૌ રૌ નર્કના ઉમેદવાર!

આવા ધનવાનો આગળ પ્રભુશરણતાના ભેખને ન લજાવતાં દીપાવે એવીજ રીતે ગોસ્વામીજી વર્ત્યા હતા. તેમણે કોઇ મનુષ્યની પ્રશંસા કરી નથી. સાચા ભક્તાત્મા ટોડરમલ સાથે અલૌકિક સંબંધ તથા પૂરો પરિચય હોવાથી માત્ર તેમના વિષેજ ચાર દોહા કહ્યા હતા, કે જે આગળ આવી ગયા છે.

પોતાનો સર્વ ભરોસો, બળ, આશ, વિશ્વાસ અને હિતપ્રીત, એકમાત્ર ઘનશ્યામ શ્રીરામ પ્રભુમાંજ હોઇને પોતાને વાસ્તવમાં એકમાત્ર તેમનાજ ચાતક—યાચક દર્શાવતાં કવે છે કેઃ—

"એક ભરોસો એક બલ, એક આસ બિસ્વાસ; એક રામ ઘન—શ્યામ હિત, ચાતક તુલસીદાસ."

તેઓ નિંદા અને નિંદકોપ્રત્યે કેટલા નિઃસ્પૃહ હતા; ધનધામના ગુલામ નહિ રહેતાં ઘનશ્યામ શ્રીરામના ગુલામ બનવા માટે કેવા મસ્તરામ રહેતા હતા; તથા કીર્તિ અને કાંચનકામિનીથી કેવા નિષ્કામ હોઈ દૂર રહેતા; તે તેમના નીચલા શબ્દોથી જણાઇ રહે છે.

"ધૂત કહો અવધૂત કહો, રજપૂત કહો જુલહા કહો કોઉ,
કાહૂ કી બેટી સે બેટા ન બ્યાહહુ, કાહૂ કી જાતિ બિગાર ન સોઉ;
તુલસી સરનામ ગુલામ હૈ રામકો, ચાહે કોઊ જો કહે કછુ ઓઊ,
માંગિ કે ખાઉ મજીદમેં સોઉ, ન લેવે કો એક ન દેવે કો દોઊ."

ભારતભૂમિમાં જન્મનારે કેવો લાભ લેવો જોઇએ, તે વિષે કાંઈપણ અસર થાય, તે સારૂ કડક ભાષામાં કહેવા સાથે પ્રભુને પામવાની એક ખાસ કુંચી પણ બતાવી દે છે કેઃ—

"ભલિ ભારતભૂમિ, ભલે કુલ જન્મ, સમાજ સરીર ભલો લહિકે;
જો ભજૈ ભગવાન, સયાન સોઇ, તુલસી હઠ ચાતક જ્યોં ગહિકે."

* * * * *

"યહ ભરતખંડ સમીપ સુરસરિ,થલ ભલો સંગતિ ભલી;
તેરી કુમતિ કાયર કલ્પ વલ્લી, ચહતિ હૈ બિષફલ ફલી."

અર્થાત્ હે મનુષ્ય! આ ભારતભૂમિમાં અને આર્યજાતિમાં જન્મ મળ્યો, તેને એક ખાસ તક મળેલી સમજીને-જેમ ચાતક પક્ષી, હઠ કરીને સ્વાતિબુંદનેજ ઝંખે છે તેમ-તારી બુદ્ધિ જો એક શ્રીહરિનેજ આગ્રહ અને એકનિષ્ઠાપૂર્વકઝંખી-ભજી-જાણે,તોજ તારી બુદ્ધિને શાણી સમજજે; અને આ ભરતખંડમાં આવાં ઉત્તમ ગંગા, ઉત્તમ સ્થાન અને સંતોની સંગતિ મેળવવાં શક્ય તથા કલ્પતરૂ પેરે ઇચ્છિીત ફળ આપે એવાં છે; છતાં પણ હે કાયર માણસ! જો તારી બુદ્ધિ એવા અતિ હિતાવહ સંયોગોને પણ શોધવા-સાધવાની ઇચ્છા અને પ્રવૃત્તિ ન કરાવે; અને કરાવે તોપણ તે કલ્પવૃક્ષ પાસે મોક્ષરૂપી અમૃતફળને બદલે લૌકિક-વિષયોરૂપી વિષમય ફળનેજ જો ઇચ્છાવે, તો તો તેને કુબુદ્ધિજ જાણજે.

ગોસ્વામીજીની અનેક લોકો નિંદા, મશ્કરી, હેરાનગતિ વગેરે કરતા હતા અને તેમનો જીવ પણ લેવા ઇચ્છતા હતા; છતાં પણ તેઓ પોતે આનંદમાં કેવી રીતે રહી શકતા હશે? એ વિષે તેઓ પોતે પોતાના સરલ અને તેજસ્વી સ્વભાવને અનુસરતા શબ્દોમાં કવે છે કે:-

"લોગ કહૈં પોચ સો ન સોચ ન સંકોચ મેરે, બ્યાહ ન બરેખી જાતિ પાઁતિ ન ચહત હૌં;
તુલસી અકાજ કાજ રામહી કે રીઝે ખીઝે, પ્રીતિ કી પ્રતીતિ મન મુદિત રહત હૌં."

અર્થાત્ લોકો મને પોચો, નીચ, ભ્રષ્ટ કે ગમે તેવો કહે; તેથી મને શોક, ચિંતા કે સંકોચ ઉપજતો નથી; કેમકે હું વિવાહ મહાલવાની, ઉચ્ચજાતિમાં ગણાવાની કે અમુક જ્ઞાતિ અથવા સંપ્રદાયવાળાઓની પંક્તિમાં (પંગતમાં) બેસવાજમવાની ચાહનાવાળો નથી. મારૂં તો પ્રયોજનજ કોઈ એવા પ્રકારનું છે કે જે બનવા ન બનવાનો સર્વ આધાર એકમાત્ર સર્વાંતર્યામી શ્રીહરિની કૃપા થવા કે ન થવા ઉપર છે; માણસોના રીઝવા-ખીજવા ઉપર નથી; અને તે પ્રભુની પ્રીતિરીતિ ઉપર તો મ્હારો એવો વિશ્વાસ બેસી ગયો છે, કે જેથી મનમાં કોઈ વાતની ચિંતા ન થતાં સદા આનંદમાંજ રહું છું.

ગોસ્વામીજીનો સર્વથી પ્રધાન ગુણ સરળતા હતો; અને તેથી કરીનેજ તેઓ પોતાના મનમાં જે જે મનોભાવ ઉપજે, તે તે ઉપર પ્રમાણે સરલ અને સ્પષ્ટપણે કહી દેતા. મનમાં એક વાત અને મોઢે બીજી વાત, એવું મહાત્માપણું જરાપણ નહિ રાખતાં અકળામણને પ્રસંગે તેઓ અકળામણ પણ જેવાને તેવાજ રૂપમાં ખાલી કરી નાખતા. આવા સરલ સ્વભાવને લીધેજ તેઓ બાકીના સર્વ સમયમાં ચોખ્ખા હૃદયવાળા, બાળક જેવા આનંદી, કવિઓના કવિ અને દાતાઓના દાતા રહેતા; તથા મોટા સમ્રાટપ્રત્યે પણ નિડર અને સ્પષ્ટભાષી રહેતા. રહી શકતા હતા.

ગુરુ દત્તાત્રેયની પેઠે ગોસ્વામીજી પણ એવી તળસ્પર્શી બુદ્ધિવાળા હતા, કે જેથી ખળ (દુષ્ટ + શઠ = ખળ) માણસના અવગુણમાંથી પણ પોતાનું સરસ હિત થતું જોઈ કહેતા કે:-

"ખલ પરિહાસ હોહિ હિતમોરા, કાક કહહિં કલકંઠ કઠોરા."

અર્થાત્ કાગડો તો બળાપો કહાડવા માટે એમજ કહેશે કે, 'જુઓને આ કોયલનો સ્વર કેવો કઠોર છે!' પરંતુ એથી કોયલને તો ઉલટો લાભજ થાય છે; કેમકે તેના તરફ લોકોનું ધ્યાન ઉલટું વધુ ખેંચાઇને તથા તટસ્થ, નિડર અને હૃદયબળવાળા માનવદેવો નીકળી આવીને ઉલટા કોયલનાજ સ્વરની વાહ વાહ ગજાવી મૂકે છે! માટે ખળ માણસ મ્હારી કે મ્હારાં કામોની નિંદામશ્કરી કરે, તેથી તો ઉલટું લોકોનું ધ્યાન મ્હારા તરફ વિશેષ ખેંચાઇને મ્હારી લોકહિતની ધારણા વધુ સફળ થવારૂપે મ્હારૂં હિતજ થતું ચાલે છે.

કોઈ માણસ ધન કે લોકકીર્તિમાં ગમે તેટલો આગળ વધેલો હોય, તેટલા ઉપરથી તેનો

ગોસ્વામીજી સાચો પ્રભુભક્ત કે પરમાત્મજિજ્ઞાસુ માનતા નહિ. વળી તેમણે ઉપદેશેલાં કર્મ, જ્ઞાન તથા ભક્તિમાર્ગનાં આચરણ એવા પ્રકારનાં હતાં કે જેને કોઇથી વિષયલંપટતા કે વિષયવિલાસના પડદારૂપે–બ્હાનારૂપે ચલાવી શકાય નહિ.

## બીજી થોડીક બાબતો

અસ્સીપર તુલસીદાસજીનો ઘાટ પ્રસિદ્ધ હોઈ ત્યાં તેમણે સ્થાપેલા હનુમાનજીના મંદિરની બહાર વીસાયંત્ર પણ લખેલો છે; પણ તે હવે વાંચી શકાતો નથી. અહીં ગોસ્વામીજીની ગુફા પણ હજી છે. વિશેષ કરીને તે આ ગુફામાંજ રહેતા અને અંતસમયે પણ ત્યાંજ હતા. આ અસ્સીસ્થાનપર ગોસ્વામીજીએ પોતાની રામાયણ અનુસારજ રામલીલાનો આરંભ કરેલો અને હજી પણ કાશીમાં સર્વથી પુરાણી રામલીલા એજ મનાય છે તથા થતી રહે છે.

રામલીલા ઉપરાંત ગોસ્વામીજી કૃષ્ણલીલા પણ રૂડે પ્રકારે કરાવતા અને હજી પણ કાશીજીમાં આસો વદ પાંચમે એ લીલા બહુજ સુંદર રીતે થાય છે.

કાશીમાં આવેલા ગોપાલમંદિરમાં મુકુંદરાયજીના બાગના નૈઋત્યખૂણામાં એક ઓરડીમાં ગોસ્વામીજીની બેઠક છે. કેવળ શ્રાવણ સુદ સાતમેજ તે ઓરડી ખુલે છે અને લોકો પૂજા ઇ૦ કરે છે. અન્ય દિવસોમાં તો ઝરૂખામાંથીજ લોકો દર્શન કરી શકે છે. વિનયપત્રિકાનો કેટલોક ભાગ ગોસ્વામીજીએ આ સ્થળેજ લખ્યો હતો.

ગોસ્વામીજી પ્રથમ ઉપરોક્ત અસ્સીવાળા હનુમાનફાટકમાં (હનુમાન મંદિરમાં) રહેલા, પરંતુ મુસલમાનોના ઉપદ્રવથી પછી ઉપરોક્ત ગોપાલમંદિરવાળા સ્થાનમાં જઈ રહ્યા; અને એ પછી ત્યાં પણ વલ્લભકુળવાળા ગોસ્વામીઓનો વિરોધ જાગતાં ગોસ્વામી તુલસીદાસજી પાછા અસ્સીપર આવીને પછી મરણપર્યંત ત્યાંજ રહ્યા.

અસ્સીના નાળા ઉપર "સંકટમોચન હનુમાન" ગોસ્વામીજીએ સ્થાપ્યા હતા. ગોસ્વામીજીના મિત્ર, જ્યોતિષી ગંગારામજીને રાજા તરફથી જે દ્રવ્ય પ્રાપ્ત થયેલું; તેમાંથી તેમણે બાર હજારની રકમ બહુજ આગ્રહથી ગોસ્વામીજીને ભેટ આપેલી. ગોસ્વામીજી પણ હાલના અનેક ભેખધારી ઇ૦ ની પેઠે પોતામાટે ને ચેલાચેલીમાટે સંઘરી રાખે તેવા ન હતા. એ તો રહ્યા ધનધામના અને મઠમંદિરના સાચા વિરક્ત; એટલે તેમણે તો અંગત રોટલાપાણીનો કે સુખસગવડનો વિચાર નહિ કરતાં માત્ર લોકહિતનોજ વિચાર કર્યો; અને કાશી જેવા મોટા ધામમાં જનવર્ગને સર્વત્ર બ્રહ્મચર્યનો અને આન્તરબાહ્ય સામર્થ્ય ખીલવવાનો વિચાર ઉપજાવ્યા કરે તેવી હનુમાનની બાર મૂર્તિઓની સ્થાપના જૂદે જૂદે સ્થળે કરી; અને તેનીજ પાછળ એ રકમ ખર્ચી નાખી. 'સંકટમોચન હનુમાન' પણ એ બારમાંનાજ એક છે.

કહેવાય છે કે અકબરના પ્રસિદ્ધ વજીર નવાબ ખાનખાના અને તુલસીદાસજીને અત્યંત સ્નેહ હતો. એક વાર એક ગરીબ બ્રાહ્મણ કે જે દ્રવ્યના અભાવને લીધે કન્યાનો વિવાહ કરવાને અશક્ત હતો, તે ગોસ્વામીજીની પાસે આવ્યો. ગોસ્વામીજીને આ બ્રાહ્મણ ખરેખરો બ્રાહ્મણના જેવીજ વૃત્તિવાળો–દૈવી સંપત્તિવાળો–લાગ્યો. આથી એવાને જે કોઇ વિપત્તિમાં સહાય કરે તેનું અહોભાગ્ય સમજીને તેમણે એક ચીઠ્ઠીપર એવો અર્ધો દોહો લખી આપીને ખાનખાના પાસે તે બ્રાહ્મણને મોકલ્યો કેઃ–

" સુરતિય, નરતિય, નાગતિય, સબ ચાહત અસ હોય. "

ઉપલી ચીટી વાંચતાંજ ખાનખાનાએ તેને પુષ્કળ ધન આપ્યું. સાથે પૂર્તિ પણ લખી મોકલી કેઃ– " ગોદ લિએ હુલસી ફિરૈ તુલસી સો સુત હોય. "

આમેરના મહારાજ માનસિંહ અને તેમના ભાઇ જગતસિંહ વખતોવખત ગોસ્વામીજી પાસે આવતા હતા. એક દિવસ ગોસ્વામીજીને કોઈએ પૂછ્યું કેઃ–'મહારાજ! પહેલાં તો આ-

પની પાસે કોઈ આવતું નહોતું, અને હવે એવું શું કારણ થયું છે કે આવા મોટા મોટા લોકો પણ આપની પાસે આવે છે ?' ત્યારે ગોસ્વામીજીએ કહ્યું કેઃ—

"લહૈ ન ફૂટી કૌડી હૂઁ, કો ચાહૈ કોઇ કાજ, સો તુલસી મહઁગો કિયો રામ ગરીબનિવાજ;
ઘર ઘર માઁગે ટૂક પુનિ, ભૂપતિ પૂજે પાય, તે તુલસી તબ રામબિનુ, તે અબ રામ સહાય.

અર્થાત્ જે તુલસીદાસ પાસે ફૂટી બદામ પણ કોઇ ઇચ્છે તો મળે નહિ, એવો તે સસ્તો (અનાથ) હતો; તેને એક ગરીબનિવાજ શ્રીરામચંદ્રના નામેજ મોંઘો કરી દીધો! એક વાર તુલસીદાસ ઘરઘર ટુકડા માગતો હતો,તેનું કારણ એ હતું કે તે સમયે શ્રીરામ નામની સહાય લેવાની તેને સમજણ ન હતી; અને હવે જેના પગ ભૂપતિ પણ પૂજે છે, તે તુલસીદાસને શ્રીરામ નામની સહાયતા મળી ગઈ છે.

વેણીમાધવદાસજીકૃત 'મૂળ તુલસીચરિત્ર'માં ખુદ ગોસ્વામીજીનાં જે વચન છે, તે જોતાં તેમના પ્રપિતામહનું નામ પરશુરામ, તેમના પુત્રનું નામ શંકર મિશ્ર, અને તેમના પુત્રનું નામ રુદ્રનાથ મિશ્ર હતું. એ રુદ્રનાથ મિશ્રને બે કન્યાઓ હતી. તેમનાં નામ 'વિદ્યા' અને 'વાણી'હતાં; અને જે ચાર પુત્રો હતા તેમનાં નામ ગણપતિ, મહેશ, તુલારામ અને મંગળ હતાં. આમાંના ત્રીજા જે તુલારામ તેજ આપણા ચરિત્રનાયક હોઇને તેમનું બીજું બચપણનું નામ 'રામબોલા' હતું. પછી આગળ જતાં ભેખ લેતી વખતે ત્યાગીતરીકે તેમનું નામ તુલસીદાસ પડયું હતું. વળી વેણીમાધવદાસજીવાળા મૂળ 'તુલસીચરિત્ર'માં ગોસ્વામીજીના ગુરુનું નામ 'રામદાસજી' પણ જણાવ્યું છે.

સન ૧૬૧૬ માં ભારતમાં પ્લેગ આવ્યો અને આઠ વર્ષ રહ્યો. ગોસ્વામીજીને પણ એ રોગ થયેલો, એમ તેમની એક નાની કૃતિ હનુમાનબાહુકમાંના વર્ણન ઉપરથી જણાય છે. એ સમયે તેમને એ વ્યાધિ મટી ગયો; પરંતુ એ પછી સાત વર્ષે સન ૧૬૨૩–સંવત ૧૬૮૦ માં બીજીવાર પાછો એ વ્યાધિ લાગુ થતાં કાશીમાં તેમનો દેહાંત થયો.

ગોસ્વામીજી "બાર ભૈયા ને તેરચૌકા" જેવો બાહ્યાચાર નહિ પાળતાં કોઈપણ સંત સાથે ભળી જતા. તેઓ વૈરાગીઓમાં પણ રહેલા; પરંતુ ધન–માન–કીર્તિ ઇત્યાદિની લૌકિક કામનાઓને ઓળંગી જઇ નિષ્કામી બનેલા, તથા સર્વભાવે એક શ્રીહરિનુંજ શરણ લઇને પૂર્ણ સફળતાને પામેલા; એટલે સામાન્ય માનવો સાથે ક્યાંસુધી તેમને બને! વિષયી અને જિજ્ઞાસુના ગુણ–કર્મ–સ્વભાવ વચ્ચે ધર્મશાસ્ત્રો પણ આસમાન–જમીન જેટલો ફેર બતાવે છે; અને એકબીજાથી એટલા બધા ઉલટા ધર્મ દર્શાવે છે કે,એકને માટે જે વિધિરૂપ, તે બીજાને માટે નિષેધરૂપ બને છે; અને બીજામાટે વિધિરૂપ, તે પહેલામાટે નિષેધરૂપ બને છે! મહર્ષિ ગોસ્વામીજીની કક્ષા ક્યાં અને સામાન્ય જનોની કક્ષા ક્યાં! છતાં પણ ગોસ્વામીજી ઉદારતા અને સહનશીલતાપૂર્વક રહેવાયું ત્યાંસુધી સાંપ્રદાયિકોમાં રહ્યા; અને પછી શ્રીકાશીજીમાં જઇ વસીને મોટે ભાગે ત્યાંજ રહ્યા. વચમાં વચમાં ચિત્રકૂટ પણ જઈ રહેતા.

સમ્રાટ્નો અંગત પરિચય ન થતાં સુધી તેમના પરિચયી માણસનેજ સમ્રાટ કરતાં અધિક ઉપયોગી સમજવો જોઇએ; એ દૃષ્ટિથી ગોસ્વામીજી પ્રભુ કરતાં પણ પ્રભુના દાસને અધિક દર્શાવવા કહે છે કેઃ–" મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામતેં અધિક રામકર દાસા."

જે પણ સજ્જનોને ખરા અર્થમાં પૂર્ણ નિષ્કામી અને સચ્ચિદાનંદપદના પૂર્ણ આગ્રહી (તિવ્ર જિજ્ઞાસુ)બનીને યથાર્થ પરમાત્મદર્શી–આદર્શ જીવન્મુક્ત–ઋતંભરા બુદ્ધિવાળા ભારતીય-ઋષિમુનિ–દેશદશાનું વાસ્તવ નિદાન (મૂળ કારણ, તેનું કાર્ય તથા પરિણામનું યથાવત્ અવલોકન) અને તેનો આબાદ ઉપાય, પથ્ય, કુપથ્ય, ઇ૦ સમજી સમજાવી શકનારા મહાન જગતગુરૂની સ્થિતિએ પહોંચવું હોય; તેમને માટે તો ગોસ્વામીજીનું જીવન અને કવન આજે પણ અનેક રીતે એવું આદર્શરૂપ, અને માર્ગદર્શક, થાય તેવું છે કે જેથી તેમના ઉપરોક્ત કથન

મુજબ શ્રીરામભક્ત તરીકે સર્વ પહેલાં તેમને પોતાનેજ શ્રીરામ પ્રભુ કરતાં વ્હડીયાતા કહેવાનું મન થઈ જાય છે. આ વિષે એક સંતપુરુષે ઠીકજ કહ્યું છે કેઃ—

ગુરુ ગોવિંદ દોનું ખડે, કિસકુ લાગુ પાય; બલિહારી ગુરુદેવકી, જિને ગોવિંદ દિયો બતાય.

પરંતુ એ પણ ખરૂં છે કે જીવતાજાગતા સુયોગ્ય ગુરુવિના પણ ભાગ્યેજ ચાલે; અને તે જોતાં તેવાની પ્રાપ્તિનો આધાર તો પાછો પ્રભુનીજ કૃપા ઉપર, અને પ્રભુપ્રાપ્તિનો આધાર ગુરુદેવની કૃપા ઉપર રહે છે. માટે એ વાત સ્પષ્ટ કરવા સારૂ ગોસ્વામીજી કહે છે કેઃ—

રામકૃપા તવ દરશન ભયઉ, તવ પ્રસાદ મમ સંશય ગયઉ.
સંત વિશુદ્ધ મિલહિં પરતેહી, ચિતવહિ રામકૃપા કરિ જેહી.
અબ મોહિં ભા ભરોસ હનુમન્તા, બિનુ હરિકૃપા મિલહિં નહિં સંતા.
બિનુ સત્સંગ બિબેક ન હોઈ, રામકૃપા બિન સુલભ ન સોઈ.

વાંચનાર બંધુ ! આ મહાન જગતગુરૂ ગોસ્વામીજીના જીવન અને કવનનાં યથાવત વખાણ કરવાને અસમર્થ હોઇને માત્ર આટલાં પાનીયાં આવા રૂપે તૈયાર કરવા પાછળ પણ પોણાબે માસ ગયા; પ્રકૃતિ જોઇએ તેવી સ્વસ્થ નહિ; સંસ્થાનાં બીજાં અગત્યનાં કાર્ય બાજુ રહ્યાં; માટે હવે તો બાકીની થોડીક જરૂરી હકીકતો આપી દઈ રજા લઇશ.

અનેક નાની કવિતાઓસિવાય વીસથી વધુ ગ્રંથો તુલસીદાસજીના રચેલા કહેવાય છે; પણ તેમાંથી કેટલાક તો બીજાઓના રચેલા કહેવાય છે એક હિન્દી નિબંધકારે વધુ માન્ય તરીકે નીચલા બાર ગ્રંથ દર્શાવ્યા છે. એમાં છ નાની રચનાઓ (૧) રામલલા નહછૂ (૨) વૈરાગ્ય સંદીપિની (૩) બરવૈ રામાયણ (૪) જાનકી મંગલ (૫) પાર્વતી મંગલ (૬) રામાજ્ઞા; અને છ મોટા ગ્રંથો (૭) કૃષ્ણગીતાવલી (૮) વિનય પત્રિકા (૯) ગીતાવલી (૧૦) કવિતાવલી (૧૧) દોહાવલી અને (૧૨) રામચરિત માનસ (તુલસીકૃત રામાયણ) છે. આમાં રામાયણ તો પ્રસિદ્ધ વસ્તુ છે; અને બીજી કૃતિઓ ગોસ્વામીજીની ત્રણસો વર્ષની જયંતિપ્રસંગે કાશીની નાગરીપ્રચારિણી સભાએ નીચે મુજબ પ્રસિદ્ધ કરી છે.

**તુલસી ગ્રંથાવલી-ખંડ પહેલોઃ**—એમાં મૂળમૂળ તુલસીકૃત રામાયણ નાના અક્ષરમાં હોઇને કદ ૫ાા × ૯, પૃષ્ઠ ૫૨૦, પૂંઠું બોર્ડપટીનું તથા મૂલ્ય રૂ. ૨ાા છે.

**તુલસી ગ્રંથાવલી-ખંડ બીજોઃ**—એમાં ઉપરોકત તુલસીકૃત રામાયણ સિવાયના બાકીના ૧૧ ગ્રંથ સમાયલા છે. પૃષ્ઠ શુમારે ૫૫૦, અને કદ, પૂઠાં, તથા મૂલ્ય ઉપર મુજબ.

**તુલસી ગ્રંથાવલી-ખંડ ત્રીજોઃ**—એમાં પ્રસ્તાવનારૂપે ગોસ્વામીજીનું જીવન ચરિત્ર તથા ઉત્તમસમાલોચના અપાવા ઉપરાંત એજ વિષય ઉપર જૂદા જૂદા વિદ્વાનોના અનેક ઉપયોગી નિબંધ આપેલા છે. કુલ પૃષ્ઠ ૫૫૫, તથા પૂંઠાં, કદ અને મૂલ્ય ઉપર મુજબ છે.

**ગોસ્વામી તુલસીદાસજીઃ**-આ પુસ્તકમાં ઉપરોક્ત ત્રીજા ખંડમાંથી ચરિત્ર અને સમાલોચના આપેલાં હોઈ પૃષ્ઠસંખ્યા ૨૪૦, મૂલ્ય રૂા. દોઢ, અને કદ, પૂઠાં ઈ૦ ઉપર મુજબ છે.

ઉપરોક્ત પહેલો ખંડ તો તુલસીકૃત રામાયણનોજ હોઇને અક્ષર પણ નાના છે; બીજો ખંડ જેઓ હિન્દી અને વ્રજભાષાથી વધુ પરિચિત હોય; તેમને માટે અમૃતના સાગરરૂપ છે. ત્રીજો ખંડ હિન્દીના સામાન્ય પરિચિત માટે પણ સમજાય તેવો, બોધદાયક અને ગોસ્વામીજીને અનેક દષ્ટિથી સમજાવવાવાળો છે. સમજુ વાંચકોએ આવા ઉત્તમ ગ્રંથ વસાવીને કુટુંબની ઉમદા સંપત્તિ વધારવી જોઇયે. હવે એક અન્ય ગ્રંથમાટે કહેવાનું કેઃ-

**શુદ્ધ રામચરિત માનસઃ**—આ ગ્રંથ મોટા સ્વચ્છ અક્ષરે, અને ગોસ્વામીજીની પોતાની જોડણીપૂર્વક ચાલુ સાલમાંજ નવલકિશોર પ્રેસ, લખનઉ; એ સ્થળેથી પ્રકાશિત થયેલો છે. મૂલ્ય રૂ. ૪, પૂંઠાં પાકાં, કદ ૬ાા × ૧૦, અને પૃષ્ઠસંખ્યા ૫૮૦ છે. ક્ષેપક ભાગ એમાં મુદ્દલે લીધો નથી; અને વેણીમાધવદાસજીકૃત તુલસીદાસના ચરિત્રનો સારરૂપ છેલ્લો અધ્યાય ઉત્તમ ભાષાંતર તથા પુષ્કળ ટીપણીઓ સહિત આપેલો છે. ચિત્રસંખ્યા ૧૪ છે.

ઉપરોક્ત ગ્રંથમાં ગોસ્વામીજીના મૂળ ચરિત્રની છેવટે તેના નિત્યપાઠનો મહિમા તથા રચનાનો સમય અને ઉદ્દેશ વેણીમાધવદાસજીએ નીચે મુજબ કહ્યો છેઃ—

“ મૂલ ગોસાંઈ ચરિત નિત, પાઠ કરે જો કોય; ગૌરી શિવ હનુમત કૃપા, રામપરાયન હોય.”

“ સોરહસૈ સત્તાસિ સિત,નવમી કાર્તિક માસ; વિરચ્યો યહિ નિત પાઠ હિત, વેણીમાધવદાસ.”

અનેક વંદન અને પ્રણતિ હો, એ મહાગુરુ ગોસ્વામીજીને; અને તેમનું ચરિત્ર મહાભારત કરતાં પણ મોટા કદમાં રચી ગયેલા તેમના સહવાસી શિષ્ય વેણીમાધવદાસજીને.

ભારતવર્ષમાં અનેક મહર્ષિ થઇ ગયા, પણ તેમનાં વિગતવાર ચરિત્ર કમનશીબે પ્રાપ્ત થતાં નથી. હિંદુ જાતિનું કોઈ મોટું પુણ્યજ જાગ્યું હશે, કે જેના યોગે ગોસ્વામીજીના ઉપરોકત સુયોગ્ય શિષ્યે રચેલું ઉપરોક્ત વિસ્તૃત અને ઉત્તમ ચરિત્ર સાહિત્યશોધકોની જાણમાં આવ્યું છે. ઈશ્વર કરે ને એ ઉપકારક ચરિત્ર પ્રસિદ્ધ કરવા કરાવવાને તેઓ શક્તિવાન થાય.

અહીં અપાયલું આ ચરિત્ર યથાપ્રાપ્ત હકીકતો ઉપરથી કેટલેક અંશે ભાષાંતરરૂપે તો કેટલેક અંશે સ્વતંત્ર અનુવાદરૂપે; કેટલેક અંશે ટીપણરૂપે તો કેટલેક અંશે વિશેષ ઉલ્લેખરૂપે તથા સારાંશરૂપે પણ છે. આમાં વાંચનાર બંધુઓને કાંઇ પણ હિતાવહતા જણાય, તો તેને માટે તેમણે મૂળલેખક સંત પુરૂષનો, પોતાના પુણ્યનો, ઉપરોકત કાશીની અને લખનઉની હિંદીમાં પ્રકટ કરનારી સંસ્થાઓનો તથા સર્વના સુહૃદ્ પરમાત્માનો આભાર માનવાનો છે; તથા જે કાંઇ ખોડખાંપણ વગેરે જણાય; તેને માટે આ મેલાઘેલા સેવકને ગુનેહગાર માનવાનો છે:

‘ પ્રભુ સકળ સદ્ગુણના દરિયા, દાસ મહીં દોષો બહુ ભરિયા ’ એવું છતાં પણ વાંચક બંધુઓમાટે આવું તેવું કાર્ય કરવા કરાવવામાં શ્રીહરિ આ મેલાઘેલા તનમનને ચલવી લે છે; તેનેમાટે આ સેવક તે કૃપાળુ પ્રભુનો અને વાંચકવર્ગનો આભાર માને છે. સાથે વાંચકબંધુઓને વિનતિ છે કે પરમાત્મા આવા કાર્યનેમાટે અન્ય સુયોગ્ય સજ્જનોને દોરવવા—વાપરવાને બદલે આવા અયોગ્ય તનમનને વાપરે છે; તેને માટે તેમણે પોતાના પુણ્યની ઓછપ પણ જાણીજ લેવી; અને પ્રભુપ્રત્યે પ્રાર્થના કરવી કે તે હવે સુયોગ્ય સેવકોથી કામ લે. વળી એવું પણ ઉંડા હૃદયપૂર્વક યાચવું જોઇયે કે હે દીનાનાથ ! અવદશાની હવે હદ થઈ. દેશના ઉદ્ધાર અને દોરવણી માટે અન્ય બાબતોના ઉપાસકો ભલે તેમની મતિગતિ પ્રમાણે બાહ્ય વસ્તુસ્થિતિઓ, બાહ્ય શત્રુઓ, અને બાહ્ય કારણો પાછળજ મચ્યા રહે; પરંતુ અમને તો એ તમામ બાબતોની—તમામ દુઃખોની—અદૃશ્ય ઉંડી જડ, તથા તેને મૂળમાંથી ઉખાડી નાખે એવી આબાદ અમોઘ ચિકિત્સા; એ સર્વ જાણવા કારવવાવાળા એવા આપના પોતાનાજ ઉપાસકોને ( પરમાત્મદર્શીઓને ) થોડા પણ મોકલો; કે જેમને જોઇને અમો સર્વને ગોસ્વામીજી અને જ્ઞાનેશ્વર, વ્યાસ અને વાલ્મીકિ,ગુરૂનાનક અને ગોવિંદસિંહ, રામદાસ અને શિવાજી, દયાનંદ અને રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર; શ્રીરામચંદ્ર અને હરિશ્ચંદ્ર, હઝરત મોહમ્મદ સાહેબ ( સ૦ આ૦ સ૦ ) અને હઝરત અલિ સાહેબ, ઋષભદેવ અને મહાવીર, ખ્રીસ્ત અને જરથોસ્ત, ધ્રુવ અને પ્રહ્લાદ, શીબી અને રંતિદેવ, દશરથ અને ભગીરથ, દુર્ગાદાસ અને બાપા રાવળ, બુદ્ધ અને શંકરાચાર્ય, ભીષ્મ અને યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન, સમરસિંહ અને પ્રતાપ, કબીરસાહેબ અને ભાણસાહેબ, સગારશા અને ભામાશા, એવા એવાઓનાં પવિત્ર નામ અને કામ યાદ આવી જાય.ૐ તત્સત્ ૐ તત્સત્ ૐ તત્સત્

**શ્રીગોસ્વામી ચરિત્ર નિત, પાઠ કરે જે કોય;**
**હર ગૌરી હરિ લક્ષ્મી સહ, કૃપા સર્વની હોય.**

અમદાવાદ,
ભાદરવા શુદ ૫,
સં. ૧૯૮૨.

# गोस्वामीजीना केटलाक उपदेश

## १—मोहमाया विनाशिनी—वैराग्यसंदीपिनी

दोहा

राम वाम दिसि जानकी, लषन दाहिनी ओर ।
ध्यान सकल कल्यानमय, सुरतरु तुलसी तोर ॥१॥
तुलसी मिटै न मोहतम, किये कोटि गुनग्राम ।
हृदयकमल फूलै नहीं, बिनु रवि-कुल-रवि राम ॥२॥
सुनत लखत श्रुति नयन बिनु रसना बिनु रस लेत ।
वास नासिका बिनु लहै, परसै बिना निकेत ॥३॥

सोरठा

अज अद्वैत अनाम, अलखरूप गुनरहित जो ।
मायापति सोइ राम, दासहेतु नरतनु धरेउ ॥४॥

दोहा

तुलसी यह तनु खेत है, मन वच कर्म किसान ।
पाप पुन्य द्वै बीज हैं, बवै सो लहै निदान ॥५॥
तुलसी यह तनु है तवा, तपत सदा त्रय ताप ।
शांत होहि जब शांतिपद, पावै रामप्रताप ॥६॥
तुलसी वेद-पुरान-मत, पूरन शास्त्र विचार ।
यह विराग-संदीपिनी, अखिल ज्ञान को सार ॥७॥

( संत—स्वभाव—वर्णन )

दोहा

सरल वर्ण भाषा सरल, सरल अर्थमय मानि ।
तुलसी सरलता संतजन, ताहि परी पहिंचानि ॥८॥

चौपाइ

अतिसीतल आतिही सुखदाइ । सम दम रामभजन अधिकाई ॥
जड जीवन को करै सचेता । जगमाहीं विचरत यहि हेता ॥९॥

दोहा

तुलसी ऐसे कहुँ कहूँ, धन्य धरनि बहु संत ।
परकाजे परमारथी, प्रीति लिए निबहंत ॥१०॥
की मुख पट दीन्हें रहै, यथा अर्थ भाषंत ।
तुलसी या संसार में, सो विचारयुत संत ॥११॥
बोलै वचन बिचारि कै, लीन्हें संत सुभाव ।
तुलसी दुख दुर्वचन के, पंथ देत नहिं पाव ॥१२॥
शत्रु न काहू करि गनै, मित्र गनै नहिं काहि ।
तुलसी यह मत संतको, बोलै समता माहिं ॥१३॥

चौपाइ

अति अनन्यगति इँद्रियजीता । जाको हरि बिनु कतहुँ न चीता ॥
मृगतृष्नासम जग जिय जानी । तुलसी ताहि संत पहिंचानी ॥१४॥

दोहा

एक भरोसो एक बल, एक आस विस्वास ।
राम-रूप-स्वाती-जलद, चातक तुलसीदास ॥१५॥
सो जन जगत-जहाज है, जाके राग न दोष ।
तुलसी तृष्ना त्यागि कै, गहेउ शील संतोष ॥१६॥
शीलगहनि सबकी सहनि, कहनि हीय मुख राम ।
तुलसी रहिव एहि रहनि, संतजननको काम ॥१७॥
निजसंगी निजसम करत, दुर्जन मन दुख दून ।
मलयाचल हैं संत जन, तूलसी दोषबिहून ॥१८॥
कोमल बानी संतकी, स्रवै अमृतमय आइ ।
तुलसी ताहि कठोरमन, सुनत मौन होइ जाइ ॥१९॥
अनुभव सुख उत्पति करत, भवभ्रम धरै उठाइ ।
ऐसी बानी संत की, जो उर भेदै आइ ॥२०॥
शीतल बानी संत की, शशि हूते अनुमान ।
तुलसी कोटि तपनि हरै, जो कोउ धारै कान ॥२१॥

चौपाई

पाप ताप सब सूल नसावै । मोह अंध रवि बचन ब ाव ॥
तुलसी ऐसे सदगुरु साधू । वेदमध्य गुन विदित अगाधू ॥२२॥

दोहा

तन करि मन कारि बचन करि, काहू दूषत नाहिं ।
तुलसी ऐसे ंतजन, रामरूप जगमाहिं ॥२३॥
मुख देखत पातक हरै, परसत कर्म बिलाहिं ।
बचन सुनत मन मोहगत, पूरब भाग मिलाहिं ॥२४॥
अतिकोमल अरु बिमल रुचि, मानसमें मल नाहिं ।
तुलसी रत मन होइ रहै, अपने साहिबमाहिं ॥२५॥
जाके मनते उठि गई, तिल तिल तृष्ना चाहि ।
मनसा वाचा कर्मणा, तुलसी बंदत ताहि ॥२६॥
कंचन काँचहि सम गनै, कामिनि काठ पषान ।
तुलसी ऐसे संतजन, पृथिवी ब्रह्म समान ॥२७॥

चौपाई

कंचन को मृतिका करि मानत । कामिनि काठ सिला पहिचानत ॥
तुलसी भूलि गयो रस एहा । ते जन प्रगट राम की देहा ॥२८॥

दोहा

निष्किंचन, इंद्रियदमन, रमन राम इक तार ।
तुलसी ऐसे संत जन, बिरले या संसार ॥२९॥
अंहकार, 'मैं तैं' नहीं, दुष्टसंग नहिं कोइ ।
दुखत दुख नहिं ऊपजे, सुखते सुख नहिं होइ ॥३०॥
सम कंचन काँचै गिनत, सत्रु मित्र सम दोइ ।
तुलसी या संसार में, कहते संत जन सोइ ॥३१॥
बिरले बिरले पाइए, महात्यागी संत ।
तुलसी कामी कुटिल कलि, केकी काक अनंत ॥३२॥

"मैं तैं" मेट्यो मोहतम, उगो आतम भानु ।
संतराज सो जानिय, तुलसी या सहिदानु ॥३३॥

इति श्रीवैराग्यसंदीपिन्यां महामोहाविध्वांसिन्यां संतस्वभाववर्णनं नाम प्रथमः प्रकाशः ॥१॥

## (संत-महिमा-वर्णन)

सोरठा।

को बरनै मुख एक, तुलसी महिमा संत की ।
जिन्हके विमल विवेक, शेष महेस न कहि सकत ॥३४॥

दोहा

महि पत्री करि सिंधु मसि, तरु लेखनी बनाइ ।
तुलसी गनपतिसों तदपि, महिमा लिखी न जाइ ॥३५॥
धन्य धन्य माता पिता, धन्य पुत्रवर सोइ ।
तुलसी जो रामहिं भजे, जैसेहु कैसेहु होइ ॥३६॥
तुलसी जाके वदन तें, धोखेउ निकसत राम ।
ताके पगकी पगतरी, मेरे तनुको चाम ॥३७॥
तुलसी भगत सुपच भलो, भजे रैनि दिन राम ।
ऊँचो कुल केहि कामको, जहाँ न हरिको नाम ॥३८॥
अतिउँचे भूधरानि पर, भुजगन के अस्थान ।
तुलसी अतिनीचे सुखद, ऊख अन्न अरु पान ॥३९॥

चौपाई

अति अनन्य जो हरि को दासा। रटै नाम निसि दिन प्रति स्वासा ॥
तुलसी तेहि समान नहिं कोई। हम नीके देखा सब लोई ॥४०॥
जद्यपि साधु सबही बिधि हीना। तद्यपि सम ताके न कुलीना ॥
यह दिन रैनि मान उच्चरैं। वह नित मान-अगिनिमें ज़रै ॥४१॥

दोहा

दासरता एक नाम सों, उभयलोक सुख त्यागि ।
तुलसी न्यारे होइ रहै, दहै न दुखकी आगि ॥ ४२ ॥

इति श्रीवैराग्यसंदीपिन्यां महामोहाविध्वांसिन्यां संतमहिमावर्णनं नाम द्वितीयः प्रकाशः ॥२॥

## ( शांति-वर्णन )

दोहा

रैनिको भूषन इंदु है, दिवसको भूषन भानु ।
दासको भूषन भक्ति है, भक्तिको भूषन ज्ञान ॥ ४३ ॥
ज्ञानको भूषन ध्यान है, ध्यानको भूषन त्याग ।
त्यागको भूषन शांतिपद, तुलसी अमल अदाग ॥ ४४ ॥

चौपाई

अमद अदाग शांतिपद सारा । सकल कलेसन करत प्रहारा ।
तुलसी उर धारै जौ कोई । रहै अनंदसिंधुमहँ सोई ॥ ४५ ॥
त्रिविध-पाप-संभव जो तापा । मिटहि दोष दुख दुसह कलापा ।
परम शांति सुख रहैं समाई । तहँ उतपात न भेदै आई ॥४६॥
तुलसी ऐसे सीतल संता । सदा रहैं यहिभाँति एकंता ॥
कहा करैं खललोगभुजंगा । कीन्हयो गरल शील जो अंगा ॥४७॥

दोहा

अति सीतल अतिही अमल, सकल कामनाहीन ।
तुलसी ताहि अतीत गनि, वृत्ति शांति लयलीन ॥४८॥

चौपाइ

जौ कोइ कोपभरैं मुख बैना । सन्मुख हतै गिरा-शर पैना ॥
तुलसी तऊ लेस रिस नाहीं । सो सीतल कहिए जगमाहीं ॥४९॥

दोहा

सात दीप नव खंडलौं, तीनि लोक जगमाहिं ।
तुलसी शांतिसमान सुख, अपर दूसरो नाहिं ॥ ५० ॥

चौपाई

जहाँ सांति सतगुरुकी दई । तहाँ क्रोधकी जर जरि गई ॥
सकल कामबासना बिलानी । तुलसी यही शांति सहिदानी॥५१॥
तुलसी सुखद शांतिका सागर । संतन गायो करन उजागर ॥
तामें तन मन रहै समोई । अहं-अग्नि नहिं दाहै कोई ॥५२॥

दोहा

अहंकार की अग्निमें, दहत सकल संसार ।
तुलसी बाँचैं संतजन, केवल शांति-अधार ॥५३॥
महाशांति जल परसिकै, शांत भए जन जोइ ।
अहं-अग्निते नहि दहैं, कोटि करै जो कोइ ॥५४॥
तेज होत तन तरनिको, अचरज मानत लोइ ।
तुलसी जो पानी भया, बहूरि न पावक होइ ॥५५॥
जद्यपि सीतल, सम सुखद, जगमें जीवनप्रान ।
तदपि शांतिजल जानि गनो, पावक तेज प्रमान ॥५६॥

चौपाई

जरै बरै अरु खीझि खिझावै। रागद्वेषमहँ जनम गँवावै ॥
सपनेहु शांति नहीं उन देही । तुलसी जहाँ तहाँ व्रत एही ॥ ५७ ॥

दोहा

सोइ पंडित सोइ पारखी, सोई संत सुजान।
सोई सूर सचेत सो, सोई सुभट प्रमान ॥५८॥
सोइ ज्ञानी सोइ गुनीजन, सोई दाता ध्यानि ।
तुलसी जाके चित भई, रागद्वेषकी हानि ॥५९॥

चौपाइ

रागद्वेषकी अग्नि बुझानी, काम–क्रोध–बासना नसानी ॥
तुलसी जबहिं शांति गृह आई। तब उर ही उर फिरी दोहा ॥६०॥

दोहा

फिरी दोहाई [illegible], गे कामादिक भाजि ।
तुलसी ज्यों रबि के उदय, तुरत जात तम लाजि ॥६१॥
यह बिराग-संदीपिनी, सुजन सुचित सुनि लेहु ।
अनुचित वचन बिचारिकै जस सुधारि तस देहु ॥६२॥

इति श्रीतुलसीदासविरचितायां वैराग्यसंदीपिन्यां महामोहविध्वंसिन्यां शांतिवर्णन नाम तृतीयः प्रकाशः समाप्तः ॥३॥ इति वैराग्यसंदीपिनी समाप्ता ।

## २–श्री तुलसीदासजीकृत रामनाम रटन

दोहा

रामवामदिसि जानकी, लषण दाहिनी ओर।
ध्यान सकल कल्यानमय, सुरतरु तुलसी तोर ॥ १ ॥
रामनाम मनि दीप धरु, जीह देहरी द्वार।
तुलसी भीतर बहिरहु, जो चाहिसि उजियार ॥ २ ॥
रामनामको अंक है, सब साधन हैं सून।
अंक गये कछु हाथ नहिं, अंक रहे दसगून ॥ ३ ॥
रामनामको कल्पतरु, कलि कल्याननिवास।
जो सुमिरत भयो भाँगते, तुलसी तुलसीदास ॥ ४ ॥
रामनाम जपि जीह जन, भये सुकृत सुखसालि।
तुलसी यहाँ जो आलसी, गयो आजुकी कालि ॥ ५ ॥
रामनाम सुमिरत सुजस, भाजन भयो कुजात।
कुतरु कुसुरपुर राज मग, लहत भुवनविख्यात ॥ ६ ॥
रामनाम अवलंब विनु, परमारथकी आस।
बरसत बारिद बूंद गहि, चाहत चढन अकास ॥ ७ ॥
रामनाम बर बरन जग, सावन भादौं मास।
वर्षाऋतु रघुपतिभगति, तुलसीदास सुदास ॥ ८ ॥
रामनाम नरकेसरी, कनककसिपु कलिकाल।
जापक जन प्रह्लाद जिमि, पालहिं दलि सुरसाल ॥ ९ ॥
रामनाम कलि कामतरु, सकल सुमंगलकन्द।
सुमिरत करतल सिद्धि सब, पग पग परमानन्द ॥ १० ॥
रामनाम कलि कामतरु, रामभक्ति सुरधेनु।
सकल सुमंगलमूल जग, गुरुपदपंकजरेनु ॥ ११ ॥
रामनाम परतापते, प्रीति प्रतीति भरोस।
सो तुलसी सुमिरत सकल, सगुन सुमंगलकोस ॥ १२ ॥
रामनाम सब धर्ममय, जानत तुलसीदास।

यथा भूमि वस बीजमें, नक्षत्रनिवास अकास ॥ १३ ॥
रामनाम नित कहत हर, गावत वेद पुरान ।
हरन अमंगल अघ अखिल, करन सकल कल्यान ॥ १४ ॥
रामनाम सुमिरत मिटहिं, तुलसी कठिन कलेस ।
स्वारथ सुख सुपनेहु अगम, परमारथ परबेस ॥ १५ ॥
रामनामकी लूट है, लूटी जाय सो लूट ।
अंतकाल पछतायगो, प्रान जायँगे छूट ॥ १६ ॥
रामनाम कहबो करौ, जबलगि घटमें प्रान ।
कबहूँ दीनदयालुके, भनक परैगी कान ॥ १७ ॥
रामनामगति रामगति, रामनाम बिस्वास ।
सुमिरत सुभ मंगल कुसल, चहुँ दिसि तुलसीदास ॥ १८ ॥
नाम ललित लीला ललित, ललितरूप रघुनाथ ।
ललित वसन भूषन ललित, ललित अनुज सिसुनाथ ॥ १९ ॥
राम भरत लछ्मन ललित, सत्रुसमन सुभ नाम ।
सुमिरत दसरथसुवन सब, पूजहिं सब मनकाम ॥ २० ॥

॥ इति रामनामरटना सम्पूर्ण ॥

## ३—श्री राममहामंत्र*

श्री राम रामेति रामेति । रमे रामे मनोरमे ।
सहस्रनाम तत्तुल्यं । राम नाम वरानने ॥

## ४—एकश्लोकी रामायणम्

आदौ रामतपावनादिगमनं हत्वा मृगं कांचनं ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥
वालीनिग्रहणं समुद्रतरणं लंकापुरीदाहनं ।
पश्चाद्रावणकुंभकर्णहननं एतद्धि रामायणम् ॥ १ ॥

---

* આ મહામંત્રનો અર્થ શ્રી રામેશ્વર ભટ્ટજીએ નીચે મુજબ લખ્યો છે.

"રામ" ઇસ ગોપ્ય મહામંત્રકા શિવજીને પાર્વતીજીસે બડા માહાત્મ્ય વર્ણન કિયા હૈ. ઇસિકા ફલ વિષ્ણુકે સહસ્રનામકે તુલ્ય હૈ. જો મનુષ્ય ઇસિકા જપ કરેંગે વે ધર્મ, અર્થ, કામ ઔર મોક્ષ ચારોં પદાર્થ પાવેંગે, ઔર ક્રોધાદિ મહાબલી શત્રુઓંકો જીત ભવસાગરસે પાર ઉતર પરમ પદકો સિધાવેંગે.

# ५-श्रीगोस्वामी तुलसीदासजीकृत रामशलाकाप्रश्न

| सु | प्र | उ | वि | हो | मु | ग | ब | सु | नु | बि | घ | धि | इ | द |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| र | रु | फ | सि | सि | रें | बस | है | मं | ल | न | ल | य | न | अं |
| सज | सो | ग | सु | कु | म | स | ग | त | न | ई | ल | धा | बे | नो |
| त्य | र | न | कु | जो | म | रि | र | र | अ | की | हो | सं | रा | य |
| पु | सु | थ | सी | जे | इ | ग | म | सं | क | रे | हो | स | स | नि |
| ति | र | त | र | स | इ | ह | ब | ब | प | चि | स | यं | स | तु |
| म | का | । | र | र | मा | मि | मी | म्हा | । | जा | हू | हीं | । | जू |
| ता | रा | रे | री | हृ | का | फ | खा | जि | ई | र | रा | पू | द | ल |
| णि | को | मि | गो | न | म | ज | य | ने | मणि | क | ज | प | स | ल |
| हि | रा | म | स | रि | ग | द | न | ष | म | खि | जि | मानि | त | जं |
| सिं | मु | न | न | कौ | मि | ज | र | ग | धु | ख | सु | का | स | र |
| गु | क | म | अ | ध | नि | म | ल | । | न | ब | ती | न | रि | भ |
| ना | पु | व | अ | ढा | र | ल | का | ए | तु | र | न | नु | व | थ |
| सि | हु | सु | म्हा | रा | र | स | हि | र | त | न | ष | । | जा | । |
| र | सा | । | ला | धी | । | री | ज्ञ | हू | हीं | खा | जू | ई | ग | रे |

**दो०—श्रीगणेशकौ सुमरिके, शारदकौ धरि ध्यान। लिखित प्रश्नकी रीतिसों, उत्तर लीजौ जान॥**

આમાં પ્રશ્ન કરવાની એવી રીત છે કે, પ્રશ્નકર્તાએ ભગવાન રામચંદ્રજીનું હૃદયપૂર્વક ધ્યાન કરી કોઈ પણ કોઠામાં આંગળી મૂકવી. ત્યાર પછી તે અક્ષર કોઈ જૂદા કાગળ અથવા પાટીપર લખવો. પછી જે અક્ષરપર આંગળી મૂકી હોય તે અક્ષરથી દરેક દશમ અક્ષર લઇને લખવો; અને આંગળી મૂકેલો અક્ષર ફરીથી આવે ત્યાંસુધી અક્ષર મૂકે જવા. આમ કરવાથી એક ચોપાઇ બનશે. તે પોતાના પ્રશ્નનું ફળ જાણવું; પણ એટલું ધ્યાનમાં રાખવું કે, ચોપાઈ બરોબર ગોઠવવી. કેટલીકવાર નીચેના અક્ષર ઉપર તથા ઉપરના નીચે થઇ જાય છે, માટે તે બરાબર મેળવી લેવા જોઇએ, તેમાં કંઈ મુસ્કેલી નથી. વાંચવાથી તે સ્પષ્ટ જણાઈ જાય છે અને કોઠાઓમાં જ્યાં "।" આવું ચિહ્ન છે, તે દીર્ઘનું છે. જો ગણતાં ગણતાં તે વચ્ચે આવી જાય તો કંઈ નહિ, પરંતુ જે અક્ષરથી દશમા નંબરે તે હોય તે અક્ષરને દીર્ઘ કરવો જોઇએ.

દૃષ્ટાંતતરીકે પહેલા કોષ્ટકપર '**सु**'ના પર હાથ મૂકયો તો તેથી દશમો અક્ષર '**नु**' આવ્યો, તેથી દશમો અક્ષર '**सि**' આવ્યો તથા '**सि**' થી દશમો અક્ષર '**य**' આવ્યો; આ પ્રમાણે નીચે પ્રમાણે ચોપાઈ થઇ શકશે. આ ચોપાઇમાં "**हमारी**" નો મકાર અને "**तुम्हारी**" નો મ્હકાર કોઠાઓમાં હ્રસ્વ છે પરંતુ તેનાથી દશમા કોઠામાં "।" છે તે દીર્ઘ કર્યો છે.

**सुनु सिय सत्य असीस हमारी। पूजहि मन कामना तुम्हारी॥ १॥**
**प्रविसि नगरं कीजै सब काजा। हृदयं राखी कोसलपुर राजा॥ २॥**

**અર્થ**:—(૧) આ પ્રશ્ન ઉત્તમ છે. કાર્યસિદ્ધ થશે. (૨) ભગવાનનું સ્મરણ કરીને કાર્યનો આરંભ કરો. સિદ્ધિ થશે. ફળ શુભ છે.

તેજ પ્રમાણે '**उ**'પર હાથ મૂકયો હોય તો નીચે પ્રમાણે ચોપાઈ નીકળેઃ—

**उघरे अंत न होइ निबाहू। कालनेमि जिमि रावण राहू॥ ३॥**
**विधिवश सुजन कुसंगति परहीं। फणिमणिसम निजगुण अनुसरहीं॥ ४॥**

**અર્થ**:—(૩)જે કાર્ય તમે વિચાર્યું તે અંતે સારૂં નથી, ફળ મધ્યમ છે. (૪) ખોટા મનુષ્યનો સંગ છોડો તથા કાર્યમાં વિલંબ છે.

તેજ પ્રમાણે '**हो**' પર હાથ મૂકયો હોય તો નીચે પ્રમાણે ચોપાઈ નીકળેઃ—

होइ है सोइ जो राम रचि राखा । को करि तरक बढावहि साखा ॥५॥
मुदमंगलमय संतसमाजू । जिमि जग जंगम तीरथराजू ॥ ६ ॥

અર્થઃ—તમારું કાર્ય ભગવાનપર છોડો. કાર્ય થવામાં સંદેહ નથી. પ્રશ્ન સારો છે. કાર્ય થશે.

गरल सुधा रिपु करै मिताई । गोपद सिंधु अनल सितलाई ॥ ७ ॥
बरुण कुबेर सुरेस समीरा । रण सन्मुख धरि काहु न धीरा ॥ ८ ॥
सफल मनोरथ होई तुम्हारे । राम लषन सुनि भये सुखारे ॥ ९ ॥

અર્થઃ—(૭) પ્રશ્ન સારો છે, શત્રુઓનો નાશ થશે. (૮) કાર્ય સિદ્ધ થવામાં શંકા રહે છે, ળ મધ્યમ છે. (૯) સવ મનોરથ સિદ્ધ થશે, ધનની પ્રાપ્તિ થશે, ફળ બહુ શ્રેષ્ઠ છે.

## ६—ज्ञानमय भजन—राग बिलावल

रामचंद्र रघुनायक तुमसौं हौं विनती केहि भाँति करौं ॥
अघ अनेक अवलोकि आपने अनघनाम अनुमानि डरौं ॥
परदुख दुखी सुखी परसुखते संतशील नहिं हृदय धरौं ॥
देखि आनकी विपाति परमसुख सुनि संपाति बिनुआगि जरौं ॥
भक्ति विराग ज्ञान साधन कहि बहुविधि डहँकत लोग फिरौं ॥
शिव सरवस सुखधाम नाम तव बेंचि नरकप्र- उदरभरौं ॥
जानतहूं निजपाप जलधिजिय जलसीकर सम सुनत लरौं ॥
रजसम पर अवगुण सुमेरुकरि गुण गिरि सम रजतें निदरौं ॥
नाना वेष बनाइ दिवस निशि परवित जेहि तेहि जुगाति हरौं ॥
एकौ पल न कबहुँ अलोलचित हित दै पदसरोज सुमिरौं ॥
जो आचरण विचारहु मेरो कल्पकोटिलागि औटिमरौं ॥
तुलसिदासप्रभु कृपाविलोकनि गोपदज्यों भवसिंधु तरौं ॥

### राग झंझोटी

मन पछतै है अवसर वीते । ( टेक )
दुर्लभ देह पाइ हरिपद भजु कर्म वचन अरु ही ते ॥ मन॰
सहसबाहु दशवदन आदि नृप बचे न कालबली ते ।
हम हम करि धन धाम सँवारे अंत चले उठ रीते ॥ मन॰
सुत वनितादि जानि स्वारथरत न करु नेह सबही ते ।
अन्तहु तोहि तजेंगे पामर तू न तजहि अबहीं ते ॥ मन॰
अब नाथहिं अनुरागु जागु जड त्याग दुराशा जी ते ।
बुझे न काम अग्नि तुलसी कहुँ विषय भोग बहु घी ते ॥ मन॰

# तुलसी स्तोत्र–गोस्वामीजीकी स्तुति

(लेखक–बाबू ब्रजरत्नदास)

कविता कानन मम मन करते नित्य निवास।
रामभक्ति रत शांत चित जय जय तुलसीदास॥

कैसी सौम्य मूर्ति दर्शित है मुखपर जिसके रोष न राग।
मानो एक रूप धारण कर भासमान हों शांति विराग॥
बैठे हुए कुशासन ऊपर वृक्ष तले गंगा के तीर।
कटि में है पीतांबर शोभित कंधेपर है श्वेत सुचीर॥ १॥

गौर वर्ण आजानु–बाहु है प्रभा पुंज और तेजनिधान।
भक्तप्रवर एकाग्रचित्त हो करते राम–सीयका ध्यान॥
ज्ञान और तप रूप भानुका मुखपर है नहिं प्रखर प्रकाश।
भक्ति–चंद्रकी मधुर चंद्रिका का है कैसा पूर्ण विकाश॥ २॥

बाहु विशाल, [illegible] हृदयपर शोभा पाते तिलक ललाम।
तुलसीकी मालाएँ करती गले हाथपर हैं विश्राम॥
किंतु हृदयमें घूम रही है निसिदिन माला जो अभिराम।
उससे बदन पटलपर छाई है प्रसन्नता अति सुखधाम॥ ३॥

हिंदी के साहित्य–गगनसे हटा निशा–तम किया प्रकाश।
राम–भक्तिकी सुधा बरसकर किया हृदयमें शांति विकाश॥
शिक्षामृतके शुद्ध पानसे हुआ विवेक विरति विस्तार।
सुधा कालधर पूर्ण बिंबका जब नभ बीच हुआ संचार॥ ४॥

तुलसी ने जब राम–कथाका मथा पयोनिधि बारंबार।
निकली सुधा जो उसका मानस में भर किया प्रचार॥
रामचरित मानस सरवरसे निकली भक्ति गंगकी धार।
जिसके जलकण–स्पर्श मात्रसे जलकर पाप हुए सब क्षार॥ ५॥

कवितावली, विनय, दोहावलि, गीतावली आदि सब ग्रंथ।
मुख्य सहायक नदियाँ इसकी भक्तिसुधा पानेका पंथ॥

इस मानस सुरसरि से जिसने कभी सुधाका किया न पान।
मंगलसे वंचित रहकर वह करता है अपना अवसान॥ ६॥
दोहावलि में ग्रथित किया है राजनीति, सद्धर्म, सुज्ञान।
रस वीभत्स वीर करुणाका किया कवित्तों में निर्मान॥
विनय पत्रिकाके अनुपम पद विनय नम्रताके कल गान।
गीतावलि में आर्य जातिके रघुकुलका है कीरति-गान॥ ७॥
मानसकी पीयूषवर्षिणी शिक्षाका करनेपर पान।
बचता शेष विश्वमें फिर क्या जिसको हो लालायित प्रान॥
सांसारिक सब हर्ष शोकका इसमें ऐसा हुआ प्रभास।
जिसके पढनेसे जीवोंके मनमें भर जाता उल्लास॥ ८॥
भारतका यह धर्म-ग्रंथ है, काव्योंमें है अनुपम रत्न।
कर अनुवाद अन्य भाषामें सभी मनन करते सप्रयत्न॥
रचकर ग्रंथ अमूल्य आपने आर्य-धर्मका किया प्रचार।
इस रचनाका गौरव कहते थके विज्ञजन बारंबार॥ ९॥
हिंदीके साहित्य सुधानिधि! हिंदी कविता-कामिनिकंत।
हिंदी कविकुल कुमुदकलाधर! हैं गुणगण के राशि अनंत॥
हमें आपका अमित गर्व है, है कृतज्ञ सब भारतवर्ष।
करनेमें गुणगान लेखनी का मिटता है महा अमर्ष॥ १०॥

तुलसी राम पदाब्ज आलि नवरस मानस ग्रंथ।
भक्त भ्रमर रसपानका है यह मानस पंथ॥

'तुलसीग्रंथावली ग्रंथ तीसरा'



# आद्यकवि म.र्षि वाल्मीकिनुं वृत्त न्त

"ज न्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः। नास्ति येषां यशःकाये जरामरणजम् भयम्।
ते धन्या ते महात्मानस्तेषां लोके स्थिरं यशः। यैर्निबद्धानि काव्यानि ये च काव्येषु कीर्तिताः॥"

જેમના યશરૂપી શરીરને વૃદ્ધાવસ્થાનો કે મરણનો ભય નથી એવા શુભ કાર્યો કરવાવાળા રસસિદ્ધ કવીશ્વરોનો જય હો! જેમણે કાવ્ય રચ્યાં તે પણ એવાં રચ્યાં, કે જેથી તેઓ પોતે પણ કાવ્યોમાં ગવાઈ ગયા. માટે એવા અમર યશવાળા મહાત્માઓને ધન્ય હો!

## ૧–કવિની મહત્તા

કવિનાં વખાણ કરતાં બંગસાહિત્યસમ્રાટ્ સ્વ. બંકિમબાબુ લખે છે કેઃ—

"કોઇ ચોર ચોરી કરે તો રાજા તેને કહેશે કે, 'તું ચોરી કરતો નહિ, નહિ તો હું તને સજા કરીશ.' આથી ચોર બીકનો માર્યો પ્રગટપણે ચોરી કરતો અટકયો, પરંતુ તેને ચિત્તશુદ્ધિ ઉપજી નથી. તે એમાંથી એટલુંજ સમજશે કે, રાજા જાણી શકે નહિ એવી રીતે ચોરી કરવી જોઇએ."

"તેને ધર્મોપદેશક કહેશે કેઃ—'ઇશ્વરાજ્ઞાથી વિરુદ્ધ છે, માટે ચોરી કરવી નહિ.' ચોર કહેશે કે, ઈશ્વરે મને આહાર જેટલું આપ્યાવિનાજ એવી આજ્ઞા કરી એ કયાંનો ન્યાય! માટે હું તો ચોરી કરીનેજ ખાઇશ. ધર્મોપદેશક તેને કહેશે કે, 'ચોરી કરીશ તો નરકે જઇશ.' ચોર કહેશે કે, એ બાબતના પ્રમાણનો અભાવ છે.' "

"નીતિવેત્તા તેને કહેશે કે, 'તમે ચોરી કરો નહિ; કેમકે ચોરી કરવાથી જનસમૂહનું અનિષ્ટ થાય છે અને જેથી જનસમૂહનું અનિષ્ટ થાય તે કોઇએ પણ કરવું ન જોઇએ.' ઉત્તરમાં ચોર કહેશે કેઃ—'જનસમૂહ મારા ભરણપોષણનો વિચાર કરે, તોજ હું તેમના હિતનો વિચાર કરવાને બંધાએલો છું; પરંતુ જ્યાં લોકો મને કશું આપે નહિ, ત્યાં પછી તેમનું અનિષ્ટ હો કે ન હો તોપણ મારે ચોરી તો કરવીજ.' "

"પરંતુ કવિ તો ચોરને એવું તેવું કશુંજ કહેશે નહિ. તે તેને ચોરી કરવાનો નિષેધ પણ કરશે નહિ; પરંતુ તે એ વિષય ઉપર એવું એક પવિત્ર આખ્યાન ઉપજાવી કાઢશે કે તે સર્વ જનોનું મન હરે એવું હશે, એટલે તેથી ચોરનું મન પણ ખેંચાશેજ. મનુષ્યનો એ સ્વભાવ છે કે, જેમાં તેનું મન મોહિત થાય તે વસ્તુને વારંવાર ખુશી થઇને મન જોયા કરે છે અને તેમ થવાને પરિણામે પછી તેવું બનવાની ઇચ્છા ઉદ્ભવે છે; કેમકે લાભની આકાંક્ષાનું નામ અનુરાગ છે. આ રીતે પવિત્રતા ઉપર ચોરનો અનુરાગ ઉપજે છે, એટલે ચોરી જેવા અપવિત્ર કાર્યથી તે ઉપરામ બને છે."

"એજ પ્રમાણે રામાયણમાં પણ 'સ્વાર્થપરાયણતા ખરાબ છે, માટે તમે સ્વાર્થપરાયણ થશો નહિ' આવાં નીતિવચન સ્પષ્ટ કહેલાં નથી; તેમજ વાર્તાને મિષે એવી નીતિ સિદ્ધ કરવામાટે પણ રામાયણ રચાયેલ નથી; છતાં પણ **રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે, તેટલો કોઇ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી દૂર કરાયો નથી.** સુજ્ઞ વાચકને હવે સમજાયું હશે કે, ઉદ્દેશ્ય અને સફળતા એ બન્ને બાબતોનો વિચાર કરતાં **રાજા, રાજનીતિવેત્તા, વ્યવસ્થાપક, સમાજતત્ત્વવેત્તા, ધર્મોપદેશક, નીતિવેત્તા, વિજ્ઞાનવેત્તા અને દર્શનવેત્તા એ સૌ કરતાં કવિનું સ્થાન ઉંચું છે."**

કવિના આવા મહિમા તરફ જોતાં રામાયણ જેવા જગતશ્રેષ્ઠ મહાકાવ્યના કર્તા કવિકુળશિરોમણિ

વાલ્મીકિમુનિનું નામ પણ રામાયણના નામની સાથે પ્રત્યેક હિંદુહૃદયમાં પૂજ્યભાવને પામે તેમાં આશ્ચર્ય નથી. ભારતવંદ્ય વિવેકાનંદજી પોતાના રામાયણવિષયક વ્યાખ્યાનમાં વાલ્મીકિમુનિનું વૃત્તાંત ટુંકમાં આપે છે તે ઉપરથી તેમજ વાલ્મીકિ રામાયણમાં જૂદે જૂદે સ્થળે આવતી હકીકતો ઉપરથી આ નીચે તેમનું વૃત્તાંત આપ્યું છે.

## ૨-મહામુનિ વાલ્મીકિનું પૂર્વાશ્રમનું વૃત્તાંત

પ્રાચીન કાળમાં એક તરુણ પુરુષ બીજા કોઈ પ્રકારે પોતાના કુટુંબનો નિર્વાહ નહિ ચલાવી શકવાથી અંતે લૂંટફાટનો ધંધો કરવા લાગ્યો. શરીરે તે સુદૃઢ અને બળવાન હતો અને માર્ગમાં વટેમાર્ગુઓપર હુમલો કરવાથી મળતા દ્રવ્યવડે તે પોતાના પિતા, માતા, પત્ની અને સંતાનોનું પોષણ કરતો. એક દિવસ મહામુનિ નારદ જતા હતા. તેમની ઉપર તે લૂંટારાએ આક્રમણ કર્યું. ઋષિએ લૂંટારાને કહ્યું કેઃ-"તું મને શામાટે લૂંટે છે ? મનુષ્યપ્રાણીઓને લૂંટવાં અને મારી નાખવાં એ તો મહાપાપ કહેવાય. આવાં પાપ તું શામાટે કરે છે ? " લૂંટારાએ કહ્યુંઃ-" આ દ્રવ્યદ્વારા હું મારા કુટુંબનું પોષણ કરવા માગું છું." ઋષિએ કહ્યુંઃ-"પણ ત્યારે શું તારા કુટુંબનાં માણસો તારા પાપમાં પણ ભાગ લે છે?" લૂંટારાએ કહ્યુંઃ-"હાસ્તો, પાપમાં પણ તેઓ અવશ્ય ભાગ લેજ." ઋષિએ કહ્યુંઃ-"ઠીક, ત્યારે મને અહીંઆં બાંધી રાખીને મારા સંબંધમાં તું નિશ્ચિંત થા અને ઘેર જઈ તારાં સ્વજનોને પૂછ કે, જેવી રીતે તમે મારા રળેલા પૈસામાં ભાગ લ્યો છો, તેવી રીતે તમે મારા પાપમાં પણ ભાગ લેશો ?" ઋષિના કહેવા પ્રમાણે લૂંટારો પોતાના પિતાની પાસે ગયો અને તેમને પૂછ્યુંઃ-" પિતાજી! હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું, તે તમે જાણો છો ?" તેમણે પ્રત્યુત્તર આપ્યોઃ-"ના; તે હું જાણતો નથી." પુત્રે કહ્યુંઃ-" હું લૂંટારો છું, લોકોને મારી નાખું છું અને તેમને લૂંટી લઉં છું." આ સાંભળીને પિતાએ કહ્યુંઃ-"પુત્ર ! શું તું એમ કરે છે ? નીકળ, અહીંથી ચાંડાળ!" ત્યારપછી તે પોતાની માતાની પાસે ગયો અને તેને પૂછ્યુંઃ-"માતા ! હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું, તે તમે જાણો છો ?" તેણે પ્રત્યુત્તર આપ્યો કેઃ-"ના." પુત્રે કહ્યુંઃ-" લૂંટ અને ખૂનદ્વારા હું તમારૂં પોષણ કરૂં છું." આ સાંભળીને માતા પોકારી ઉઠીઃ-"કેટલું ભયંકર કૃત્ય !" પુત્રે કહ્યુંઃ-" પરંતુ તમે મારા પાપમાં પણ ભાગ લેશો કે નહિ ? " માતાએ પ્રત્યુત્તર આપ્યોઃ-"તારા પાપમાં મારે શામાટે ભાગ લેવો જોઇએ ? મેં કદી પણ લૂંટ કરી નથી." ત્યારપછી તેણે પોતાની પત્ની પાસે પણ એજ પ્રશ્ન કર્યો; પરંતુ તેણે પણ એજ ઉત્તર આપ્યો કે, "પાપમાં હું ભાગ શેનો આપું ? પતિતરીકે સ્ત્રીનું પોષણ કરવું એ તો તમારૂં કર્તવ્યજ છે."

હવે તે લૂંટારાની આંખ ઉઘડી કે, જેમનેમાટે હું આ લૂંટફાટનો ધંધો લઈ બેઠો છું, તેઓ સુદ્ધાં મારા પાપમાં ભાગ લેવાને રાજી નથી. જે સ્થળે તેણે ઋષિને બાંધ્યા હતા, તે સ્થળે પાછો આવીને તેણે તેમને છૂટા કર્યા અને તેમને ચરણે પડી સર્વ વાત કહીને બોલ્યો કેઃ-"મહારાજ! મારો ઉદ્ધાર કરો ! હવે મારે શું કરવું, તે કહો." ઋષિએ કહ્યુંઃ-"તારા હાલના જીવનક્રમનો ત્યાગ કર. તું જુએ છે કે, તારા કુટુંબનું કોઇપણ માણસ વસ્તુતઃ તને ચાહતું નથી, માટે આ સર્વ ભ્રમોનો ત્યાગ કર. તારાં સ્વજનો તારી સમૃદ્ધિમાં ભાગ લેશે; પરંતુ જે ક્ષણે તું સંપત્તિશૂન્ય બન્યો, તેજ ક્ષણે તારો ત્યાગ કરશે અને કોઇપણ માણસ તારા પાપમાં ભાગ નહિ લે; માટે જે પરમાત્મા સારા તેમજ માઠા પ્રસંગે સદાકાળ આપણા સાથેજ રહે છે, તેનીજ આરાધના કર. તે કદી પણ આપણો ત્યાગ કરતો નથી; કારણ કે પ્રેમ કદી પણ પતિત થતો નથી, તે બદલાને કે સ્વાર્થપરાયણતાને ઓળખતો નથી."

ત્યારપછી તે ઋષિએ તેને આરાધના કેવી રીતે કરવી તે શીખવ્યું. પછી આ માણસ બીજી સર્વ બાબતોનો ત્યાગ કરી અરણ્યમાં ગયો અને ત્યાં આરાધનામાં મશગુલ બનીને પોતાની જાતને એટલી બધી ભૂલી ગયો કે કીડીઓએ આવીને તેના શરીરપર માટીનાં દર બાંધ્યાં. તે વાતની પણ તેને ખબર પડી નહિ! આ પ્રમાણે ઘણાં વર્ષો વ્યતીત થયા બાદ એક દિવસે એકાએક એવી દેવવાણી તેને સંભળાઇ કેઃ-"હે ઋષિ ! જાગૃત થાઓ" આ ધ્વનિ સાંભળતાંજ તે જાગ્રત થઈ બોલી ઉઠ્યો કેઃ-"હું ઋષિ! હું તો લૂંટારો છું !" ધ્વનિએ પ્રત્યુત્તર વાળ્યોઃ-"હવે તમે લૂંટારા રહ્યા નથી. તમે શુદ્ધ થયેલા ઋષિ છો, તમારૂં જૂનું નામ અને કર્મ લુપ્ત થયાં છે. તમે પરમાત્મધ્યાનમાં એટલા બધા તન્મય થયા હતા કે તમારી આસપાસ કીડીઓએ જે રાફડા કર્યા હતા; તે પણ તમે જોયા નહિ.



**लुंटारा युवकने देवर्षि नारदनो उपदेशः**– નારદે પૂછ્યું "આવો પાપી ધંધો શાથી !" લુંટારો:–"બીજી રીતે કુટુંબનિર્વાહ ન બનવાથી." પ્રશ્ન–"પાપમાં પણ કુટુંબીઓનો ભાગ ખરો ?" ઉત્તર–"હા, અવશ્ય." પછી નારદે કહેવાથી તેમને ઝાડે બાંધી ઘેર પૂછવા ગયો, ઉત્તર મળ્યો કે "લૂંટ મહા મોટેરૂં પાપ, કરશો તે ભોગવશો આપ." તરતજ જઈ નારદને છૂટા કરી ચરણે પડી પૂછ્યું:–"હવે મારે શું કરવું ? મારો ઉદ્ધાર કરો." નારદે કહ્યું:–"તારો શ્રમ અને પાપમય જીવન છોડી દે; સદાના સાથી પ્રભુનેજ આરાધ." પછી નારદે બતાવેલા જપ–તપ–ધ્યાનાદિમાં એવો મંડ્યો કે દેહપર રાફડો બંધાયો ! પછી દેવવાણી થઈ કે "જાગૃત થાઓ, હવે તમે 'લુંટારા' નથી, સર્વ પાપ ટાળીને શુદ્ધ ઋષિ થયા છો. હવે તમે 'વાલ્મીકિ' કહેવાશો." (સ. સા. પ્રેસ–અમદાવાદ)

હવેથી તમે વાલ્મીકિના નામથી ઓળખાશો." (કારણ કે કીડીઓના રાફડાને 'વલ્મીક' કહે છે.) આ પ્રકારે તે લૂંટારો એક ઋષિ બન્યો.

આ તરફ હથિયારબદ્ધ લૂંટારો અને પેલ તરફ મહાજ્ઞાની નારદ ! એક તરફ ચળકી રહેલું ખુલ્લું હથિયાર અને બીજી તરફ ખુલ્લા શરીર અને એકજ વસ્ત્રમાં સુવર્ણપેરે ચળકી રહેલો ઋષિમુનિનો સરદાર! એક તરફ લૂંટારો યુવક સાચાબોલો અને જે પણ કરવું તે એકનિષ્ઠાથી તથા સર્વભાવે કરવાના સ્વભાવવાળો પરંતુ જ્ઞાનના અભાવે એ રૂડા સ્વભાવનો દુરૂપયોગ પાપના પંથમ કરવાવાળો હતો; ત્યારે બીજી તરફ દેવર્ષિનારદ દૈવી ગુણોના કુબેર ભંડારી બનીનેશું વસ્તીમાં કે શું જંગલમાં–જ્યાં પણ ફાવે ત્યાં મનમાં આવે તેમ છૂટે હાથે લૂંટાવ્યે જનારા, હરિગુણગાનમાં મસ્ત રહી વિચરનારા અને વ્યાસ–વાલ્મીકિ જેવા મહર્ષિઓ તથા દેવતાઓના પણ સાચા સલાહકાર અને માર્ગસૂચક મહાગુરુ હતા !

લૂંટારાને મન નહિ મેલ, મુનિને મન માયાનો ખેલ;<br>
આને વજ્ર સમાન શરીર, મુનિ છે માનવનો મહા પીર.<br>
આને લૂંટ વિના નહિ કામ, મનિ રહે મસ્ત હરિને નામ;<br>
આછે ઘરનો પોષક ધણી, મુનિજન જગનો પારસમણી.<br>
આ સેવે સંસાર અસાર, મુનિ માણે સારોનો સાર;<br>
આને સ્વાર્થ પાપમય ભોગ, મુનિને જ્ઞાનભક્તિનો જોગ.<br>
અહીં પૂર્વનો અધુરો યોગ, મુનિ પ્રારબ્ધે પરહિત ભાગ;<br>
હરિ આપે કેવા સંજોગ, મુનિને સહજ સિદ્ધ સૌ યોગ.<br>
અહીં ચળકે કુહાડી ઘણી, સામે ચળકે પારસમણી;<br>
લોહકુહાડી ધસમસ ધસે, મણી મોંઘેરો મધુરું હસે.<br>
આને આડ અવિદ્યા ખરી, પારસને નહિ પડદો જરી;<br>
આને પ્રકટી પૂરણ ખંત, મુનિએ કર્યો પાપનો અંત.

બસ ખુલ્લમખુલ્લા હૃદયસ્પર્શજ થવાની વાર હતી. એક સંતદેવે કેવું સરસ ગાયું છે કેઃ—

એક પારસથી રે પારસ બને, એક પારસથી હોયે હેમ, એવા જન હરિતણા.

કૃપાળુ પ્રભુ! તું પણ જબરો ! કયાં એ લૂંટારો ને કયાં એ દેવર્ષિ ! પણ હા, સરળતામાં, નિર્ભયતામાં અને જે પણ કરવું તે એકનિષ્ઠાથી અને સર્વ ભાવે કરવામાં તો બન્ને સરખા ખરા ! હે સર્વનિયંતા ! તમે તો કરી રામલો સજાતીયને સજાતીય આકર્ષે એવો મહાનિયમ !

વાંચનાર ! તમે આ ખૂબ ધ્યાનપૂર્વક વાંચશો અને તેમાંથી યોગ્ય બોધ ગ્રહણ કરીને તમારાં મન, વાણી, કર્મમાં જે કાંઈ સ્વાર્થ, જૂઠ ઇ૦ વિકાર જણાય તે દૂર કરશો. એથી તમારામાં પણ ઉચ્ચ ઇચ્છા અને પ્રયત્ન એવાં જાગી ઉઠશે, કે જેથી તમને પણ કોઇ સાચો સલાહકાર અને પારસમણિ મળીજ રહેશે. હા, એટલું ધ્યાનમાં રાખવું કે આ લૂંટારાને તો પૂર્વના કોઇ જાણતાં અજાણતાં થઇ ગયેલા અસાધારણ પુણ્યકર્મનેજ લીધે નારદ જેવો પારસમણિ પ્રાપ્ત થયો હતો. સર્વ કોઇનાં એવાં મહાપુણ્ય કયાંથી હોય! અને ન હોય ત્યાંસુધી તો ઘેર બેઠાં આવે તોપણ તેને સાંભળવામાં લાજ–શરમ ઉજે; મોટપનું મિથ્યાભિમાન આડું આવે; માટે શોધવા નીકળવા જેટલી ભૂખ હજી પણ નજ પ્રકટી હોય, તો તે પ્રકટે તેવાં સત્કર્મ પણ નિસ્કામ ભાવે કરતાજ રહેજો.

ઓ મુઠીવાદી ! જરા આટલું તો જરૂર યાદ રાખજે કે, ધોળા દિવસની ખુલ્લી લૂંટ કરવામાં તું કેટલું મોટું પાપ કરી રહ્યો છે? અત્યારે તો પાપપુણ્યની પરવા ન કરતાં લાખો કરોડો લૂંટવામાં રચ્યોપચ્યો રહે છે અને એકેક પૈસા પાછળ કેટકેટલાં પાપ છે, તેનું તને ભાન પણ જણાતું નથી; પણ દુઃખની વાત એ છે કે એ ફળ પાકશે, ત્યારે તારી શી દશા થશે ? માલિક ન થા ! મુનિમ બન ! ઉન્નત માર્ગનો મુસાફર થા ! આ જગતરૂપી કુટુંબમાં જે અજ્ઞાન અને દુઃખદારિદ્ર વ્યાપી રહ્યાં છે, તેને જડમૂળથી કહાડવા પાછળ મોટાભાઇની પેરે તનમનપૂર્વક ધનને છૂટથી ખર્ચી નાખ; અને પછી જો કે, જે કોઈ પોતાનું સર્વસ્વ માત્ર પ્રભુકૃપામાટેજ એકનિષ્ઠાથી તથા સર્વભાવે સમર્પણ કરી જાણે છે, તેને માટે અખૂટ ભંડારી શ્રીહરિનો તમામ ભંડાર તારો પોતાનો બની રહે છે કે નહિ! માટે તે અખૂટ ઐશ્વર્યવાળા પ્રભુ સાથેજ સોદો કરવા માંડો અને તમારી કલ્પનામાં પણ ન આવે, એટલું બધું તમારે આત્મું હિત લૂંટા–લૂંટાવો !

## ૩–રામાયણની રચના કેવા સંજોગોમાંથી ઉપજી ?

હવે ઉપર જણાવ્યા મુજબની પ્રાથમિક હકીકત બન્યા પછી મહર્ષિ વાલ્મીકિએ રામાયણની રચના કરવાનો વિચાર કેવા સંયોગોમાં, કેવા દિવ્ય સ્વભાવને લીધે અને કેવી રીતે ગુરુઓના પણ ગુરુ નારદમુનિની સલાહ મુજબ નક્કી કર્યો અને કેવી રીતે તેમને આદિકવિનું પદ પ્રાપ્ત થયું, તથા બીજી શી શી બાબતો બની; એ વાત વાલ્મીકિ રામાયણ ઉપરથી આ નીચે આપી છે.

તપ કરનારા વાલ્મીકિમુનિએ તપ અને સ્વાધ્યાયમાં પ્રીતિવાળા તથા વાણી જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા મુનિવર્ય નારદમુનિને એક સમયે પોતાના આશ્રમપર આવેલા જોઇને પૂછ્યું કે:–" હે મહર્ષિ ! આ ભૂલોકમાં પ્રશંસનીય ગુણવાળો, પરાક્રમવાળો, શ્રૌત–સ્માર્ત ધર્મના રહસ્યને જાણનારો, કૃતજ્ઞ, સત્યવક્તા, આપત્તિમાં પણ ગ્રહણ કરેલા નિયમનો ત્યાગ નહિ કરનારો, ઉત્તમ ચારિત્ર્યયુક્ત, સર્વ પ્રાણીઓનું હિત કરવાવાળો, આત્માનાત્મ પદાર્થને જાણનારો, પ્રજારંજન કરવામાં સમર્થ, સુંદર સ્વરૂપવાળો, પોતાના અંતઃકરણને વશ કરનારો, ક્રોધને જીતનારો, તેજસ્વી, ઈર્ષ્યાવિનાનો અને યુદ્ધસમયે જેને કોપાયમાન થયેલો જોઇને દેવો તેમજ અસુરો પણ ભય પામે એવો પુરુષ આ સમયમાં કોણ છે ? હે મુનિ ! હું એ સઘળું સાંભળવા ઇચ્છું છું. ઉપર્યુક્ત સર્વ ગુણો એકજ પુરુષમાં હોય તેવા પુરુષને જાણવાની મને બહુ ઉત્કંઠા છે. હે મહર્ષિ ! તમે એ પ્રકારના પુરુષને જાણવાને સમર્થ છો, માટે કહો. "

એ પ્રકારે વાલ્મીકિના પ્રશ્નો સાંભળીને, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા નારદમુનિએ આનંદ પામીને તથા " હે વાલ્મીકિમુનિ ! સાંભળો " એવા સંબોધનથી તેમને સાવધાન કરીને કહ્યું:–" હે મુનિ ! તમે જે ગુણોનું વર્ણન કર્યું તે સર્વ ગુણો એકજ પુરુષમાં હોવા અતિ દુર્લભ છે; તોપણ હું વિચાર કરીને તેવો પુરુષ કોણ છે, તે કહું છું, તમે સાંભળો.

સાંપ્રત સમયમાં ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા અને લોકવિખ્યાત રામ ઉક્ત સર્વ ગુણથી સંપન્ન છે. તે રામ પોતાના અંતઃકરણને નિયમમાં રાખનાર, મોટા પરાક્રમવાળા, તેજસ્વી, ધૈર્યવાન, બુદ્ધિમાન, નીતિમાન, ઉત્તમ વાણીવાળા, ઐશ્વર્યાદિથી યુક્ત, શત્રુઓનો નાશ કરનારા, વિશાળ ખભાવાળા, મોટા બાહુવાળા, શંખસમાન ગ્રીવાવાળા, માંસથી ભરેલાં કપોલવાળા, વિશાળ છાતીવાળા, ખભા આગળનાં હાડકાં (જેને હાંસડી કહે છે તે) જેનાં ગુપ્ત છે એવા, શત્રુઓનું દમન કરનારા, ઢીંચણસુધી લાંબા હાથવાળા, સુંદર મસ્તકવાળા, ભવ્ય લલાટવાળા તથા હાથી અને સિંહસમાન ગતિ કરનારા છે; તે રામ શરીરે સમાન છે, તેમના સર્વ અવયવો સરખી રીતે ઘાટીલા છે, તેમના શરીરનો વર્ણ ઇંદ્રનીલમણિ જેવો શ્યામ છે, તે પ્રતાપવાળા છે, તેમનું વક્ષઃસ્થળ માંસથી ભરેલું અને ઉંચું છે, તેમનાં નેત્ર કર્ણપર્યંત વિશાળ છે, તેમના સર્વ અવયવો સૌંદર્યયુક્ત છે અને તે સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સર્વ શુભલક્ષણસંપન્ન છે. વળી તે રામ ધર્મને જાણનાર છે, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, પ્રજાહિતનાં કાર્યોમાં પ્રીતિવાળા છે, યશસ્વી છે, જ્ઞાનસંપન્ન છે, બાહ્યાભ્યંતર શુદ્ધ છે, માતા, પિતા, આચાર્ય અને દેવોને આધીન રહેનારા છે, સમાધિવાળા છે, પ્રજાપાલનાદિ કાર્યમાં પ્રજાપતિસમાન છે, અગ્નિહોત્રી હોવાથી નિરંતર ભસ્મ ધારણ કરનારા છે, વૈદિક કર્મ કરનારા છે, વેદદ્રોહી દુષ્ટોનો નાશ કરનારા છે, પ્રાણિમાત્રનું રક્ષણ કરનારા છે અને મર્યાદાપરિપાલનવડે વર્ણાશ્રમધર્મનું રક્ષણ કરનારા છે. તે રામ યજ્ઞ કરવો, અધ્યયન કરવું, દાન કરવું દંડ દેવો અને યુદ્ધ કરવું ઇત્યાદિ સ્વધર્મનું પાલન કરનારા છે, સ્વજનોનું રક્ષણ કરનારા છે, વેદ તથા વેદાંગના× રહસ્યને જાણનારા છે, ધનુર્વેદને સારી રીતે જાણનારા છે, સર્વ શાસ્ત્રોના* રહસ્યને જાણનારા છે, સ્મૃતિમાન છે, વ્યવહારસમયમાં યોગ્યાયોગ્યને સમજનારા છે, સર્વ લોકોને પ્રિય છે, કોમળ સ્વભાવવાળા છે, દીનતાથી રહિત છે અને સર્વ કાર્યોમાં કુશળ છે. જેમ નદીઓ નિરંતર સમુદ્રનું સેવન કરે છે, તેમ સત્પુરુષો તે રામનું નિરંતર સેવન કરે છે. તે રામ સર્વને પૂજનીય છે, સર્વત્ર સમાનવૃત્તિવાળા છે–અર્થાત્ સુખદુઃખમાં હર્ષ–શોકથી રહિત છે; તેમજ શત્રુ, મિત્ર તથા ઉદાસીન જનોવિષે વૈષમ્યરહિત છે. તે સદૈવ પ્રિય આકૃતિવાળા છે. એ પ્રમાણે ઉક્ત

× ઋક્, યજુષ્, સામન્ અને અથર્વન્ એ ચાર વેદ છે; અને છંદસ્, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ, નિરૂક્ત તથા શિક્ષા એ છ વેદનાં અંગ છે.

* શાસ્ત્રો છ છેઃ–સાંખ્ય, યોગ, વૈશેષિક ન્યાય, ગૌતમન્યાય, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.



## महामुनि वाल्मीकिना मुखमांथी काव्य नीसरवुं

સ્નાન-ધ્યાનાદિ માટે મહર્ષિ વાલ્મીકિએ તમસાકિનારે શિષ્યોસહિત જવું; ત્યાં ક્રૌંચ પક્ષીનો સંહાર અને માદાનું કરુણ રોદન જોઇ માદા તરફ દયા અને પારધી તરફ ક્રોધ ઉપજવો અને તેના આવેશમાં કોઇક શ્લોક બોલાઇ જવો. તેમના મુખે સર્વથી પહેલુંજ એ કાવ્ય નીકળ્યું અને પછી એજ ધોરણે સર્વથી પહેલો રામાયણ ગ્રંથ તેમણે રચ્યો; જેથી તે " આદિ કવિ " કહેવાયા. (આ પ્રસંગ તુલસીકૃતમાં નહિ પણ વાલ્મીકિ રામાયણમાં ઉત્તમ પ્રકારે વર્ણવ્યો છે.)

તથા વક્ષ્યમાણ સર્વ ગુણોથી યુક્ત અને કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા તે રામ, ગાંભીર્યમાં સમુદ્રસમાન છે, ધૈર્યમાં હિમાલયસમાન છે, પરાક્રમમાં વિષ્ણુસમાન છે, ચંદ્રની પેઠે આહ્લાદદાયક સ્વરૂપવાળા છે, યુદ્ધસમયે ક્રોધ કરવામાં પ્રલયકાળના અગ્નિસમાન છે, ક્ષમા કરવામાં પૃથ્વીસરખા છે, દાન કરવામાં કુબેરસમાન છે અને સત્ય વચનમાં જાણે બીજો મૂર્તિમાન ધર્મજ હોય તેવા છે."

નારદજીનું વચન સાંભળી રહ્યાપછી વ્યાકરણાદિના સંસ્કારનેલીધે વિચિત્ર અર્થયુક્ત વાણીવાળા, જનસમાજને ધર્મોપદેશ કરનારા અને શિષ્યવર્ગને કલ્યાણમાર્ગ શીખવનારા એવા વાલ્મીકિમુનિએ તેમનો સર્વ પ્રકારે આતિથ્યસત્કાર કર્યો. સત્કાર કર્યા પછી દેવર્ષિ નારદજીએ "બહુ સારૂં, હવે હું જાઉં છું" એમ કહી આજ્ઞા માગી, ત્યારે વાલ્મીકિએ "આપની ઇચ્છા પ્રમાણે વિચરો" એમ કહ્યું; એટલે નારદજી આકાશ તરફ ગયા.

નારદજીના ગયા પછી બેએક ઘડી પોતાના આશ્રમમાં રહીને પછી મધ્યાહ્નકર્મ કરવામાટે વાલ્મીકિમુનિ ગંગાની સમીપમાં વહેતી 'તમસા' નામની નદીને કિનારે ગયા. તમસાનદીના તટપર આવીને અને ઋષિઓવડે સેવાતા કાદવવિનાના જળને જોઇને વાલ્મીકિમુનિએ પાસે ઉભેલા પોતાના શિષ્યને કહ્યું કે:-"હે ભરદ્વાજ! નિર્મળ જળવાળું, રમણીય અને કાદવવિનાનું આ તીર્થ સત્પુરુષના મનસરખું છે, તેને તું જો. અત્યારે મધ્યાહ્નકાળ વીતી જતો હોવાથી સમીપમાં આવેલી ગંગાના તટે નહિ જતાં હું આ ઉત્તમ તમસાનદીના જળમાંજ સ્નાન કરીશ; માટે હે તાત! તું તારા હાથમાંથી કળશને નીચે મૂકી મને વલ્કલવસ્ત્ર આપ." મહાત્મા વાલ્મીકિએ એ પ્રમાણે આજ્ઞા કરી ત્યારે ગુરુની સેવામાં તત્પર રહેનારા ભરદ્વાજે પોતાના ગુરુ વાલ્મીકિને વલ્કલવસ્ત્ર આપ્યું. પછી જિતેંદ્રિય એવા તે વાલ્મીકિમુનિ પોતાના શિષ્યના હાથમાંથી વલ્કલવસ્ત્રને ગ્રહણ કરી, મધ્યાહ્નકર્મનું અનુષ્ઠાન કરવા યોગ્ય એકાંત સ્થળ શોધવામાટે તે વિશાળ વનમાં ફરવા લાગ્યા. એટલામાં ભગવાન વાલ્મીકિમુનિએ તે ઘાટા વનની સમીપમાં ફરતું, આધિ તથા વ્યાધિરહિત અને સુંદર સ્વરવાળું એક ક્રૌંચપક્ષીનું જોડું જોયું. વાલ્મીકિ જોતા હતા છતાં તેમને નહિ ગણકારીને, જીવહિંસા કરવારૂપી પાપી નિશ્ચયવાળા અને અપરાધવિનાનાં પ્રાણીઓ ઉપર પણ નકામું વૈર રાખનારા કોઈ એક પારધીએ તે નર માદાના જોડામાંથી એક નર પક્ષીને માર્યું. તેની સ્ત્રી-માદા ક્રૌંચી કે જે લાલ મસ્તકવાળા, મદોન્મત્ત, સંભોગસમય હોવાથી વિસ્તારેલી પાંખોવાળા અને નિરંતર સાથેજ ફરનારા પતિથી વિખૂટી પડેલી હતી તે, રુધિરવડે ખરડાયેલા અંગોવાળા અને બાણના પ્રહારથી પૃથ્વીપર પડી તરફડીઆં મારતા પોતાના પતિ કૌંચને જોઇ કરુણાજનક સ્વરથી રુદન કરવા લાગી. પારધીએ તે ક્રાંચપક્ષીને એ પ્રમાણે મારેલો જોઇને ધર્માત્મા મહર્ષિ વાલ્મીકિને દયા પ્રકટી. ક્રૌંચીને રુદન કરતી જોઇને દયા પ્રકટ થવાથી અને 'કામભોગમાં આસક્ત થયેલ પ્રાણીનો વધ કરવો એ અધર્મ છે' એમ વિચારીને ક્રોધ ઉપજવાથી વાલ્મીકિમુનિ પારધીને ઉદ્દેશી નીચેનો શ્લોક બોલ્યાઃ-

"मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः । यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम्॥"

**પહેલો અર્થ**:—હે પારધિ! તેં ક્રૌંચપક્ષીના જોડામાંથી એક નરપક્ષી કે જે કામાસક્ત હતું તેને માર્યું, માટે તું લાંબા સમયસુધી આ પૃથ્વીપર સ્થિતિને પામીશ નહિ-અર્થાત્ બહુ વખતસુધી જીવી શકીશ નહિ.

**બીજો અર્થ**:—હે લક્ષ્મીના સ્વામી રામચંદ્ર! મંદોદરી અને રાવણરૂપી ક્રૌંચમિથુનમાંથી એક રાવણ કે જે કામાસક્ત હતો તેને તમે માર્યો; માટે લાંબા સમયસુધી આ પૃથ્વીપર સ્થિતિને પામો-અર્થાત્ અગીઆર હજાર વર્ષપર્યંત રાજ્ય ભોગવો!

આ પ્રમાણે અનુષ્ટુપ છંદવાળો શ્લોક એકાએક પોતાના મુખથી બોલાઇ જવાથી, 'અરે! આ પક્ષીના શોકની પીડાથી મેં મારા તપને નાશ કરનારૂં આ શું કહ્યું?' એવો વિચાર કરતા વાલ્મીકિમુનિના મનમાં પોતાના તપનો નાશ થવાવિષેની ચિંતા ઉત્પન્ન થઇ. પછી મહાબુદ્ધિમાન તથા તત્ત્વજ્ઞાનવાળા મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ "અરે, મોટો અપયશ આપે એવું કાર્ય મારાથી થઇ ગયું" એમ ચિંતન કરતાં નિશ્ચય કર્યો અને પછી તેજ બાબતનું વાક્ય પોતાના શિષ્યને કહ્યું કે:-"હે તાત! કૌંચપક્ષીના શોકથી ઉત્પન્ન થયેલો આ પારધીને શાપ દેવારૂપ શ્લોક કે જે આઠ અક્ષરોવાળા અનુષ્ટુપ ચાર ચરણથી રચાયેલો, છંદઃશાસ્ત્રમાં કહેલા ગુરુ-લઘુ અક્ષરોની

વિષમતાવિનાનો અને વીણા, તાલ, મૃદંગ, વાંસળી તથા હાથના અભિનય વગેરેના વિરામની સાથે એકે સમયે ગાવાયોગ્ય છે, તે અપયશરૂપ ન થતાં મારા યશરૂપ થાઓ." મુનિ વાલ્મીકિના આ અત્યુત્તમ વાક્યને તેમના શિષ્ય ભરદ્વાજે આનંદ પામીને "બહુ સારૂં, આપની ઇચ્છા પ્રમાણે એ શ્લોક આપના યશરૂપ થાઓ" એમ કહીને અંગીકાર કર્યું, તેથી વાલ્મીકિમુનિ તેના ઉપર પ્રસન્ન થયા. પછી તમસાનદીના પવિત્ર જળમાં સ્નાન કરી મધ્યાહ્નકર્મ કરીને મહર્ષિ વાલ્મીકિ પૂર્વોક્ત અર્થનોજ વિચાર કરતા પોતાના આશ્રમે આવવાને પાછા વળ્યા; અને જેણે ઘણાં શાસ્ત્રો સાંભળેલાં છે એવો નમ્રતાવાળો તેમનો શિષ્ય ભરદ્વાજ પણ જળથી ભરેલો કળશ લઇને તેમની પાછળ જવા લાગ્યો. પોતાના શિષ્યની સાથે આશ્રમમાં પહોંચ્યા પછી ધર્મને જાણનારા મહર્ષિ વાલ્મીકિ સુખપૂર્વક આસનપર બેસીને 'પારધીને શાપ દેતાં બોલાયેલો શ્લોક યશરૂપ કેવી રીતે થાય' એનોજ વિચાર કરતા બીજી વાતો કરવા લાગ્યા; એટલામાં સર્વ લોકના કર્તા, સ્વયંપ્રકાશ અને મહાતેજસ્વી ચતુર્મુખ બ્રહ્મા તે મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને મળવામાટે ત્યાં આવ્યા. બ્રહ્માને પોતાના આશ્રમમાં આવેલા જોઇને અત્યંત વિસ્મય પામતા વાલ્મીકિમુનિ એકાએક ઉભા થયા; અને કાંઈ પણ નહિ બોલતાં નમ્રતાથી હાથ જોડીને ઉભા રહ્યા. થોડીવારે શાંતચિત્ત થઇને અને પ્રણામ કરીને વાલ્મીકિમુનિએ પાદ્ય, અર્ઘ્ય, આસન અને સ્તુતિ આદિ ઉપચારોવડે યથાવિધિ બ્રહ્મદેવનું પૂજન કર્યું. બ્રહ્મદેવે પણ વાલ્મીકિમુનિના તપ વગેરેનું કુશળ પૂછ્યું અને પોતાને માટે બિછાવેલા આસનપર બેસીને વાલ્મીકિને પણ આસનપર બેસવાની આજ્ઞા આપી. એ રીતે લોકોના પિતામહ બ્રહ્મદેવ આસનપર વિરાજ્યા એટલે બ્રહ્મદેવની આજ્ઞાથી મહર્ષિ વાલ્મીકિ પણ આસનપર બેઠા. તે સમયે પણ વાલ્મીકિનું ચિત્ત ક્રૌંચપક્ષીમાંજ ચોંટ્યું હતું. "પાપાત્મા અને મિથ્યા વૈર લેવાની બુદ્ધિવાળા તે પારધીએ બહુજ નીચ કૃત્ય કર્યું કે જેણે સુંદર સ્વરવાળા તે ક્રૌંચનરને નિષ્કારણ હણ્યો; અને મેં પોતાના તપને હાનિ કરનાર શાપ દીધો તે પણ કષ્ટરૂપજ કર્યું." એવા વિચારમાં નિમગ્ન થયેલા વાલ્મીકિમુનિ, ક્રૌંચ-માદાને સંભારીને મનમાં ને મનમાં શોક કરવા લાગ્યા. પછી પારધીને શાપ દેતાં જે શ્લોક પોતાથી બોલાઇ ગયો હતો, તે તેમણે બ્રહ્મદેવની આગળ કહી સંભળાવ્યો. ત્યારે બ્રહ્માએ હસતાં હસતાં મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને કહ્યું કે:-"હે બ્રહ્મન્! આ તમારા મુખથી બોલાયેલો શ્લોક યશરૂપજ થશે; એમાં સંશય કરવો નહિ. મારી પ્રેરણાથીજ તમારા મુખથી એ સરસ્વતી પ્રવૃત્ત થઇ છે. હે ઋષિશ્રેષ્ઠ! તમે, લોકમાં રમણ કરનારા, ધર્માત્મા તથા બુદ્ધિશાળી ભગવાન શ્રીરામચંદ્રનું સંપૂર્ણ ચરિત્ર વર્ણવો. નારદની પાસેથી તમે ધીર તથા બુદ્ધિશાળી રામનું વૃત્તાંત જેવું સાંભળ્યું છે તેવું અને તે ઉપરાંત તેમનું જે કંઇ ગુપ્ત અથવા પ્રકાશ વૃત્તાંત હોય તે સઘળું રચો. સુમિત્રાના પુત્ર લક્ષ્મણસહિત રામચંદ્રનું, સર્વ રાક્ષસોનું અને સીતાનું જે જે વૃત્તાંત પ્રકાશ અથવા ગુપ્ત હશે તથા જે જે તમારા જાણવામાં નહિ હોય તે સઘળું તમારા જાણવામાં આવી જશે. આ રામાયણકાવ્ય રચવામાં તમારી એક પણ વાણી અસત્ય થશે નહિ. તમે મનને આનંદ દેનારી તથા પાપીને પવિત્ર કરનારી શ્લોકબદ્ધ રામકથા રચો. આ પૃથ્વીતલ ઉપર પર્વતો અને નદીઓ જ્યાંસુધી રહેશે, ત્યાંસુધી તમારી રચેલી રામકથા લોકોમાં પ્રચાર પામશે; અને તમોએ રચેલી રામકથા જ્યાંસુધી રહેશે, ત્યાંસુધી તમે મેં રચેલા ઉપરના તથા નીચેના લોકોમાં સુખપૂર્વક નિવાસ કરશો." આ પ્રમાણે કહીને ભગવાન બ્રહ્મા ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. આ સઘળો પ્રકાર જોઇને ભગવાન વાલ્મીકિમુનિ તથા તેમના શિષ્યો વિસ્મયયુક્ત થયા. ત્યાર પછી વાલ્મીકિમુનિના સર્વ શિષ્યો એજ શ્લોકને વારંવાર ગાવા લાગ્યા અને અત્યંત વિસ્મિત થતા તથા વારંવાર આનંદ પામતા પરસ્પર કહેવા લાગ્યા કે:-"મહર્ષિ વાલ્મીકિએ પારધીને શાપ દેતાં સમાન અક્ષરવાળા ચાર પાદવડે જે શ્લોક ગાયો છે તે વારંવાર બોલવાથી તેમને ઘણા શોકરૂપ થયેલો છતાં હાલમાં યશરૂપ થયો છે." ત્યારપછી શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વાલ્મીકિએ "હું આવા અનુષ્ટુપ શ્લોકોવડેજ આખું રામાયણકાવ્ય રચીશ" એવો નિશ્ચય કર્યો. એ પછી વાલ્મીકિમુનિ, બુદ્ધિમાન એવા રામચંદ્રજીનું ચરિત્ર પ્રકટ હોય વા ગુપ્ત હોય તે સઘળું યથાર્થ રીતે સમજવામાં આવે તેવો ઉદ્યોગ કરવા લાગ્યા. પૂર્વદિશા તરફ અગ્ર રહે એવી રીતે બિછાવેલા દર્ભાસનપર બેસીને, શાસ્ત્રોક્ત વિધિવડે આચમન કરીને અને હાથ જોડીને મહર્ષિ વાલ્મીકિ પોતાના યોગસામર્થ્યવડે રામચંદ્ર વગેરેનાં ગુપ્ત અને પ્રકટ ચરિત્રોનો



**महर्षि वाल्मीकिनुं रामायणलेखन**:-જે મહાન ગુરુદેવના પ્રતાપે પોતે " મહર્ષિ " થયેલા, તેજ દેવર્ષિ નારદ એકવાર આવી ચઢતાં તેમને પૂછ્યું કે, 'મારા મનમાં ઉભરાતું કવિત્વ જેના ગુણગાનમાં ઠાલવવું ગમે; એવો સર્વ ગુણસંપન્ન આ જગતમાં કોણ છે ?' નારદજીએ 'રામચંદ્ર'નું નામ આપ્યું. પછી બ્રહ્માજી મળતાં તેમણે પેલા સર્વપ્રથમ રચાયેલા શ્લોકથી ખુશ થઈ રામાયણ રચવાનું કહેતાં તે કામ ચાલુ કર્યું. આ ચિત્ર એ પણ સૂચવે છે કે, " એક માણસ જેવો લૂંટવામાં બહાદૂર હોય તેવોજ જો સાચું બોલવામાં, સદ્‌ઉપદેશને સમજવામાં અને સમજે કે તરત આચરવામા પણ બહાદૂર હોય; તો પછી તે આમ 'મહર્ષિ' અને 'આદિકવિ' બને તથા હિંસક પ્રાણીને પણ અહિંસક બનાવે એમાં નવાઈ નથી. ધન્ય એવા હૃદયને કે જે યુગો વિતવા છતાંપણ રામાયણરૂપે અની હિંદુસંતાનોના હૃદયમાં ધડકી રહ્યું છે !"

( સ. સા. પ્રેસ-અમદાવાદ )

વિચાર કરવા લાગ્યા. કૌશલ્યાદિ સ્ત્રીઓસહિત રાજા દશરથે અને તેમની પ્રજાએ રામ, લક્ષ્મણ તથા સીતાની સાથે પ્રાપ્ત કરેલો સંબંધ, હાસ્ય, ભાષણ, ગમન તથા તેઓનાં સઘળાં ચરિત્રોને વાલ્મીકિમુનિએ, સમાધિમાં પોતાના યોગબળવડે યથાર્થરીતે જોયાં. સત્યપ્રતિજ્ઞાવાળા રામચંદ્રને, સીતા અને લક્ષ્મણની સાથે વનમાં ફરતાં જે કંઇ પ્રાપ્ત થયું હતું તે સર્વ તેમણે જોયું. એ પ્રમાણે સમાધિમાં રહેલા ધર્માત્મા વાલ્મીકિમુનિએ હાથમાં રહેલા આમળાની પેઠે પૂર્વે થયેલાં રામચંદ્રાદિનાં સર્વ ચરિત્રોને જોયાં. વિશાળ બુદ્ધિવાળા વાલ્મીકિ એ પ્રમાણે યોગબળવડે તે સઘળું યથાર્થ જોઇને સર્વને આનંદ આપનારા રામચંદ્રજીનું ચરિત્ર રચવાને તૈયાર થયા. પછી તેમણે પ્રથમ મહાત્મા નારદે પોતાને જેવું કહ્યું હતું તેવું, કામપુરુષાર્થથી યુક્ત, ધર્મ અને અર્થ એ બન્ને પુરુષાર્થને આપનારૂં, કાવ્યોના ગુણો–અલંકારોરૂપી રત્નોવડે ભરેલું હોવાથી સમુદ્રસરખું અને ઉપનિષદોના અર્થને પ્રતિપાદન કરનારૂં–અર્થાત્ મોક્ષપુરુષાર્થને આપનારૂં એવું રઘુવંશમાં જન્મેલા રામચંદ્રનું ચરિત્ર બનાવ્યું.

## ૪–શ્રીસીતાજીનું આગમન

શ્રીરામચંદ્ર રાજ્યારૂઢ થયા પછી ઉપર પ્રમાણે મહર્ષિ વાલ્મીકિએ રામાયણ ગ્રંથ રચ્યો હતો. એ રચાયા પછી જ્યારે શ્રીરામચંદ્રે શ્રીલક્ષ્મણ સાથે શ્રીસીતાજીને વનમાં મોકલ્યાં. ત્યારે શ્રીરામચંદ્રની આજ્ઞા મુજબ વનમાં ગયા પછીજ શ્રીલક્ષ્મણજીએ, હવે તેમને વનવાસ સેવવાનો છે; એ વાત બહુજ ઉંડા દુઃખપૂર્વક કહી. આ સાંભળીને સીતાજીની અંતરવેદનાનો પાર રહ્યો નહિ. લક્ષ્મણ હવે તેમને પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને દુઃખી હૃદયે પાછા વળ્યા. સીતાજીના દુઃખનું હવે શું કહેવું ?

સીતાજીનું રુદન સાંભળીને અરણ્યવાસી મુનિકુમારો તેમની પાસે દોડી આવ્યા અને તેમને વિહ્વલ તથા દુઃખમૂર્ચ્છિત જોઇને દયા આવવાથી તેઓએ ઉગ્ર તપમાં નિમગ્ન થયેલી બુદ્ધિવાળા મહર્ષિ વાલ્મીકિમુનિ પાસે જઇ પ્રણામપૂર્વક કહ્યું કેઃ—"હે ભગવન્ ! કોઈ એક મહાત્માની પૂર્વે નહિ જોયેલી એવી લક્ષ્મી જેવી પત્ની છે. તે અતિશય દિલગીરીથી દીનવદન કરીને રૂવે છે. હે ભગવન્ ! આકાશમાથી ઉતરેલી દેવી જેવી કોઇ એક શ્રેષ્ઠ સ્ત્રી નદીના કિનારા ઉપર રુદન કરે છે. દુઃખ અને શોકને માટે અયોગ્ય હોવા છતાં, દુઃખ અને શોકમાંજ ડુબી ગયેલી અને અનાથની માફક વિલાપ કરતી તે સ્ત્રીને અમે જોઈ છે; તેનાપ્રતિ આપ કૃપાદૃષ્ટિ કરો તો સારૂં."

"હે મુનિસત્તમ ! અમે માનીએ છીએ કે, તે કોઇ માનુષી સ્ત્રી નથી. તે આપનેજ શરણે આવેલી જણાય છે, તો આપે તેનો સત્કાર કરવો જોઇએ. આપણા આશ્રમથી થોડે દૂર રુદન કરતી બેઠેલી એ સાધ્વી સ્ત્રી પોતાનું રક્ષણ ઇચ્છે છે, માટે હે ભગવન્ ! તમે તેનું રક્ષણ કરવાને યોગ્ય છો." મુનિકુમારોનાં વચન સાંભળીને તેમજ બુદ્ધિપૂર્વક નિશ્ચય કરીને, તપથી પ્રાપ્ત થયેલ દિવ્યદૃષ્ટિવાળા ધર્મજ્ઞ વાલ્મીકિમુનિ જ્યાં સીતાજી હતાં ત્યાં દોડી ગયા. મહામતિમાન વાલ્મીકિને જતા જોઇને એમના શિષ્યો પણ એમની પાછળ ગયા. તે મહાબુદ્ધિશાળી મુનિ એ પ્રદેશ તરફ થોડાંક પગલાં ચાલ્યા પછી અર્ઘ્ય લઇને સુંદર ગંગાના કાંઠા ઉપર આવ્યા. ત્યાં તેમણે રામચંદ્રજીનાં પ્રિય પત્ની સીતાને અનાથ જેવાં જોયાં.

શોકભારથી દુઃખી થયેલાં સીતાજીની પાસે જઇને મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ શાંતિ આપે તેવાં મધુર અને પ્રિય વચનો કહેવા માંડયાં કેઃ–"હે પતિવ્રતા ! તું દશરથની પુત્રવધૂ છે, રામની પ્રિય પત્ની છે, જનકની પુત્રી છે, તું અત્રે ભલે આવી. મેં યોગસમાધિથી તને ઓળખી લીધી છે, તેમજ તારા અહીં આવવાનું કારણ પણ મેં જાણી લીધું છે. હે મહાભાગ્યવતિ ! હું તારા શુદ્ધાચરણને યથાર્થ જાણું છું; કારણ કે ત્રણે લોકમાં જે કાંઈ થાય છે, તે સર્વ મારા જાણવામાં આવે છે. હે વૈદેહિ ! હે સીતા ! તપથી મળેલ દિવ્ય દૃષ્ટિથી હું તને નિષ્પાપ જોઉં છું. માટે હમણાં થોડો સમય ધીરજ રાખ અને મારા આશ્રમમાં આવીને રહે. મારા આશ્રમની પાસે તપસ્વિનીઓ તપ કરે છે. હે પુત્રી ! તેઓ સર્વે તારૂં હંમેશાં પુત્રની માફક પાલન કરશે. હવે તું સ્વસ્થ થઇને કલેશનો ત્યાગ કર અને મારા અર્ઘ્યનો સ્વીકાર કર. હે સીતા ! જેમ તું તારા પોતાના ઘરમાંજ આવી હોય તેમ માની લે." મુનિનાં પરમ અદ્દભુત વચનો સાંભળીને સતી

સીતાએ માથું નમાવી હાથ જોડીને તેનો સ્વીકાર કર્યો. પછી વાલ્મીકિમુનિ તપસ્વિનીઓના આશ્રમ તરફ જવા લાગ્યા, એટલે સીતાજી પણ હાથ જોડીને તેમની પાછળ ચાલવા લાગ્યાં. સીતાજીને લઇ મહર્ષિને આવતા જોયા, ત્યારે સર્વે તપસ્વિનીઓ હર્ષયુક્ત થઇને તેમની સામે આવી અને બોલી કે:-"હે મુનિરાજ ! તમારૂં આગમન શુભ હો. તમે બહુ દિવસે આવ્યાં છો, અમે સર્વે તમને અભિવંદન કરીએ છીએ, હવે અમને શી આજ્ઞા છે?" ત્યારે વાલ્મીકિએ કહ્યું કે:-"બુદ્ધિમાન રામચંદ્રજીની પત્ની, દશરથરાજાની પુત્રવધૂ, જનક રાજાની પુત્રી, સતી સીતા અત્રે આવેલ છે; તે નિષ્પાપ છે, છતાં પતિથી તજાયેલી છે; તેથી મારે તેનું સર્વદા પરિપાલન કરવું જોઇએ. તમે સર્વે પરમ સ્નેહથી એના તરફ જોજો. ખાસ કરીને મારા ગૌરવયુક્ત વાક્યથી તમારે એને પૂજ્ય ગણવી." એમ વારંવાર કહીને મહાયશસ્વી વાલ્મીકિમુનિએ તે તપસ્વિનીઓના હાથમાં સીતાને સોંપ્યાં અને પછી શિષ્યોસહિત આશ્રમમાં આવ્યા.

* * * * *

## ૫-શત્રુઘ્નનું આગમન અને આશ્રમની યજ્ઞભૂમિનો ઇતિહાસ

એકવાર "લવણાસુર"ને હણવામાટે શ્રીરામચંદ્રની આજ્ઞાથી શ્રીશત્રુઘ્ને મોટી સેના સાથે જવાનું સ્વીકાર્યું અને પ્રથમ તેમણે સેનાને રવાના કરી.

સેનાને વિદાય કર્યા પછી શત્રુઘ્ન એક માસ સુધી અયોધ્યામાં રહ્યા હતા. તે પછી ઉતાવળે મધુવનમાં જવા તે વિદાય થયા. માર્ગમાં બે રાત્રિઓ ગાળ્યા પછી ત્રીજે દિવસે શૂરવીર શત્રુઘ્ન પવિત્ર અને ઉત્તમ રહેઠાણવાળા વાલ્મીકિઋષિના આશ્રમે આવી પહોંચ્યા. ત્યાં મુનિશ્રેષ્ઠ મહાત્મા વાલ્મીકિને પ્રણામ કરીને હાથ જોડી તે બોલ્યા કે, "હે ભગવન ! રાજા રામચંદ્રના કાર્યમાટ નીકળેલો હું આજની રાત અત્રે રહેવા ઇચ્છું છું. પ્રભાત થતાં હું પશ્ચિમદિશામાં પ્રયાણ કરીશ."

ત્યારે તે મહાયશસ્વી મહાત્માને મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ હસીને કહ્યું કે, "તું ભલે આવ્યો. હે સૌમ્ય ! આ મારો આશ્રમ રાઘવકુળના રાજાઓમાટેજ છે. મારા તરફથી આસન, પાદ્ય અને અર્ઘ્ય આપવામાં આવે તેને તું કોઇપણ જાતનો સંકોચ રાખ્યાવિના સ્વીકાર." પછી વાલ્મીકિ ઋષિનો સત્કાર સ્વીકારીને ફળ, ફૂલ વગેરે જે મળ્યું તેનું ભોજન કરી શત્રુઘ્ન પરમ તૃપ્તિ પામ્યા. ભોજનક્રિયા સમાપ્ત થયા પછી તેમણે વાલ્મીકિ ઋષિને પૂછ્યું કે, "આ આશ્રમની પાસે પૂર્વદિશા તરફ જે યજ્ઞભૂમિ જણાય છે તે કોની છે ?"

ત્યારે વાલ્મીકિ મુનિ બોલ્યા કે, "હે શત્રુઘ્ન ! આ યજ્ઞભૂમિ પૂર્વે જેની હતી તેનું હું તને આખ્યાન કહું છું તે તું સાંભળ. તમારા પૂર્વજોમાં સાદાસ નામનો એક રાજા હતો. તે રાજાને વીર્યસહ નામનો અતિશય ધાર્મિક અને પરાક્રમી પુત્ર હતો. તે સૌદાસ રાજા એક વખત બાલ્યાવસ્થામાંજ આ પ્રદેશમાં મૃગયા કરવા આવ્યો હતો. ત્યાં તેણે બે રાક્ષસોને ચારે તરફ ફરતા જોયા. તે રાક્ષસો સિંહ જેવા ભયંકર હોવાથી અનેક મૃગોનો આહાર કરવા છતાં પણ ધરાતા ન હતા. તે બંને રાક્ષસોએ આખા વનને મૃગરહિત કરી દીધેલું જોઇને મહાક્રોધાવિષ્ટ થયેલા સૌદાસ રાજાએ તીવ્ર બાણથી તેમાંના એકને હણી નાખ્યો. પુરુષશ્રેષ્ઠ સૌદાસ એ બેમાંના એકને હણીને સંતાપ અને ક્રોધરહિત થયો. પછી તેણે તેના સહાયક બીજા રાક્ષસ તરફ જોયું, ત્યારે એ બીજો રાક્ષસ ઘોર સંતાપ કરતો બોલ્યો કે, "મારા સહાયકને તેં વિનાઅપરાધે હણ્યો છે, તેથી હે પાપિષ્ઠ ! હું તને તેનો બદલો બરાબર આપીશ."

એમ કહીને તે રાક્ષસ ત્યાંજ અંતર્ધાન થઈ ગયો. પછી કેટલેક કાળે સૌદાસ ગુજરી ગયો અને તેનો પુત્ર વીર્યસહ 'મિત્રસહ' એવું નામ ધારણ કરીને રાજા થયો. એ રાજા આ આશ્રમની પાડોશમાં અશ્વમેધ નામનો મહાયજ્ઞ કરતો હતો. તે યજ્ઞનું રક્ષણ વસિષ્ઠઋષિ કરતા હતા. તે મહાયજ્ઞ ઘણાં વર્ષ સુધી ચાલ્યો હતો. તે યજ્ઞ પુષ્કળ ધનધાન્યથી સમૃદ્ધ હતો તેથી દેવયજ્ઞ જેવો હતો. યજ્ઞ પૂરો થવા આવ્યો ત્યારે પૂર્વનું વૈર યાદ લાવીને વસિષ્ઠનું રૂપ ધારણ કરીને પેલો રાક્ષસ સૌદાસના પુત્ર મિત્રસહ રાજાને કહેવા લાગ્યો કે, "આજે આ યજ્ઞની પૂર્ણાહુતિ થવાની છે, માટે આજે મને માંસયુક્ત ભોજન આપો. તેમાં જરા પણ વિચાર કરવાની જરૂર નથી." વસિષ્ઠનું રૂપ ધારણ કરનાર રાક્ષસે આવી માગણી કરી ત્યારે રાજાએ પાકશાસ્ત્રમાં કુશળ

રસોઇયાઓને કહ્યું કે, "જેમ ગુરુ વસિષ્ઠ સંતોષ પામે, તે પ્રમાણે આજનું હવિષ્ય ભોજન પવિત્ર માંસયુક્ત અને સ્વાદયુક્ત બનાવો." રાજેંદ્રની આજ્ઞા થવા છતાં રસોઇયા સંભ્રમમાં પડયા, ત્યારે પેલો રાક્ષસ વળી પાછું રૂપ બદલીને રાજાના રસોડામાં ઘુસી ગયો. ત્યાં તેણે મનુષ્યમાંસયુક્ત ભોજન તૈયાર કર્યું. પછી રાજાની પાસે જઇ તેણે નિવેદન કર્યું કે, "આ સ્વાદિષ્ટ માંસયુક્ત હવિષ્યાન્ન ભોજન લાવ્યો છું." હે નરશ્રેષ્ઠ ! રસોઇયાનું રૂપ ધરનારા રાક્ષસે આણેલું તે ભોજન રાજરાણી મદયંતી વસિષ્ઠઋષિસમીપ લઈ ગઇ. એ ભોજન જ્યારે પીરસવામાં આવ્યું ત્યારે વસિષ્ઠઋષિ ભોજનમાં મનુષ્યમાંસ આવેલું છે એમ જાણીને મહાન ક્રોધ પામ્યા. તેઓ બોલ્યા કેઃ-"હે રાજન્ ! જેવી રીતે તું મને આ ભોજન આપવાને ઇચ્છે છે તેજ રીતે તે તારૂં ભોજન થશે એમાં જરા પણ સંશય નથી-અર્થાત્ તું રાક્ષસ થઇશ." આ સાંભળીને ક્રોધ પામેલો સૌદાસનો પુત્ર પણ હાથમાં જળ લઇને પ્રતિશાપ આપવા તૈયાર થયો. એ સમયે તેની રાણીએ તેને વાર્યો અને કહ્યું કે, "હે રાજન્! ભગવાન વસિષ્ઠ ઋષિ તો આપણા ગુરુ છે; એ દેવતુલ્ય પુરોહિતને પ્રતિશાપ આપવાને તમે શક્તિમાન નથી." રાણીનાં વચન સાંભળી તેજયુક્ત, બળયુકત અને ક્રોધયુકત જળ તે ધર્માત્મા રાજાએ પોતાના પગ ઉપર રેડી દીધું; એટલે એ રાજાના બંને પગ કાળા થઇ ગયા. ત્યારથી એ મહાયશસ્વી રાજા સૌદાસનો પુત્ર કલ્માષપાદ એ નામથી પ્રખ્યાત થયો. પછી રાણીસહિત તે રાજાએ વારંવાર પગે લાગીને વસિષ્ઠઋષિને પ્રસન્ન કરી વસિષ્ઠરૂપધારી રાક્ષસે જે કહ્યું હતું અને કર્યું હતું તે સર્વે વિદિત કર્યું.

આ વાત સાંભળીને તેમજ રાક્ષસની છેતરપંડી જાણીને વસિષ્ઠઋષિએ તે નરશ્રેષ્ઠ રાજાને કહ્યું કે, "મેં ક્રોધમાં ને ક્રોધમાં જે વચનો કહ્યાં છે તે મિથ્યા તો થઇ શકે તેમ નથી; પણ હું તને એક વરદાન આપું છું. તે એ કે, આ શાપનો અંત બાર વર્ષે આવશે; અને હે રાજેંદ્ર ! મારી કૃપાથી રાક્ષસાવસ્થામાં વીતેલી ઘટના તને બિલકુલ સાંભરશે નહિ." એ પ્રમાણે શત્રુનો નાશ કરનાર તે રાજાએ શાપ ભોગવીને પુનઃ રાજ્ય સંપાદન કર્યું; અને પ્રજાનું પ્રતિપાલન કરવા માંડયું. હે રાઘવ ! આ આશ્રમની પાડોશમાં જેને માટે તું મને પૂછે છે, એ કલ્માષપાદ રાજાની પવિત્ર યજ્ઞભૂમિ છે."

રાજેંદ્ર કલ્માષપાદની અતિશય કરુણ કથા સાંભળીને અને મહર્ષિ વાલ્મીકિને પગે લાગીને શત્રુઘ્ન પર્ણશાળામાં પેઠા.

## ૬ લવ-કુશનો જન્મ અને શત્રુઘ્નને આગળ જવું.

મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં શત્રુઘ્ન રાતવાસો રહ્યા તેજ રાત્રિએ સતી સીતાએ જોડ કુંવરોને જન્મ આપ્યો. અર્ધરાત્રિનો સમય થતાં ઋષિપુત્રોએ વાલ્મીકિઋષિ સમીપ આવીને કહ્યું કેઃ- 'હે ભગવન્ ! રામપત્ની સતી સીતાએ જોડ (બે) પુત્રોને જન્મ આપ્યો છે. હે મુનિવર ! તે બાળકને ગ્રહપીડા અથવા ભૂતબાધા નડે નહિ તેવી તેમની રક્ષા કરો.'

કુમારોનાં વચન સાંભળીને વાલ્મીકિમુનિ બાલચંદ્રસરખા કાંતિમાન અને દેવપુત્ર જેવા મહાઓજસવાળા રાજકુમારોને જોવા ગયા અને પ્રસન્ન થયા. પછી ભૂત અને રાક્ષસોનો નાશ કરે એવી રક્ષા કરી. (દર્ભના બે સરખા ભાગ કરીએ તો ઉપરનો અર્ધ ભાગ કુશ અને નીચેનો મૂળીઆંવાળો અર્ધભાગ લવ કહેવાય છે.) વાલ્મીકિ ઋષિએ કેટલાક દર્ભની કોળી હાથમાં લઇને વચ્ચેથી બે ભાગ કરી કુશ ભાગથી એકને અને લવ ભાગથી બીજાને સન્માર્જન કરવાને તપસ્વિનીઓને આપ્યા. વૃદ્ધ તપસ્વિનીઓએ સન્માર્જન કરી ભૂત અને રાક્ષસોથી તેની રક્ષા કર્યા પછી વાલ્મીકિમુનિ બોલ્યા કેઃ-"આ બન્ને કુમારોમાં જે પ્રથમ જન્મેલો છે તેને મંત્રસહિત કુશભાગથી પાણીનું માર્જન કરવામાં આવ્યું તેથી તેનું નામ કુશ પાડો; અને જે પાછળથી જન્મ્યો છે તેને લવ ભાગથી પાણીનું માર્જન કરવામાં આવ્યું તેથી તેનું નામ લવ પાડો. આ પ્રમાણે તે બંને જોડે જન્મેલા પુત્રો મારા આપેલા કુશ અને લવ નામથી પ્રસિદ્ધ થશે." પછી ત્યાં એકઠી થયેલી પાપરહિત વૃદ્ધ તપસ્વિનીઓએ વાલ્મીકિમુનિએ આપેલી રક્ષા ગ્રહણ કરી અને તે બન્ને કુમારોનું સાવધાનીથી જતન કર્યું. વાલ્મીકિમુનિએ "આ શુભ પુત્રો રામ અને સીતાના છે" એમ બોલી તેમના ગોત્ર અને નામકરણસંસ્કાર કર્યા.

પર્ણશાળામાં રાતવાસો રહેલા શત્રુઘ્ને પણ અર્ધરાત્રિ વીતતાં આ પ્રિય સમાચાર સાંભળ્યા. એ વખતે તે બોલ્યા કે:–"હે માતા જાનકી! બહુ સારૂં થયું કે તમે બે પુત્રોને જન્મ આપ્યો." મહાત્મા શત્રુઘ્નની એ રાત્રિ આનંદમાં અને આનંદમાં એકદમ વીતી ગઇ. પ્રભાત થતાં સર્વ આહ્નિકકર્મ કરીને મહાપરાક્રમી શત્રુઘ્ન વાલ્મીકિઋષિની આજ્ઞા માગી પશ્ચિમદિશા તરફ ચાલવા લાગ્યા.

× × × × ×

## ૭–વાલ્મીકિએ લવ અને કુશને રામાયણ શીખવવી

હવે દિવસાનુદિવસ લવકુશ મોટા થતા ચાલ્યા. તેઓ નિત્યપ્રતિ પ્રાતઃકાળે સ્નાનાદિ પરવારી વાલ્મીકિ મુનિ પાસે આવતા.

ભગવાન શ્રીવાલ્મીકઋષિએ રામચંદ્રને રાજ્યપદ પ્રાપ્ત થયા પછી, વિચિત્ર પદોના અર્થવાળું તેમનું જે સમગ્ર ચરિત્ર રચ્યું હતું; તે વિષે તેઓ એક પ્રસંગે વિચાર કરવા લાગ્યા કે:–"આ રામાયણ કાવ્યને કયો સમર્થ પુરુષ સભામાં જઇને ગાઇ સંભળાવશે ?" શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વાલ્મીકિ એ પ્રમાણે વિચાર કરતા હતા તે સમયે મુનિના સરખા વેષવાળા કુશ અને લવ જેઓ દિવસે દિવસે મોટા થતા હતા અને એક તરફ સીતાજીદ્વારા અને બીજી તરફ મહામુનિદ્વારા ઉત્તમોત્તમ શિક્ષણ પામ્યા કરતા હતા; તેઓ તેમની પાસે આવ્યા અને પ્રણામ કરીને બોલ્યા કે:–"હે ગુરુ ! આપની કૃપાથી તે રામાયણકાવ્ય અમે સભામાં ગાઇશું." એ સાંભળી, મહર્ષિ વાલ્મીકિએ પોતાના આશ્રમમાં રહેનારા, ધર્મને જાણનારા, યશસ્વી, સુંદર સ્વરવાળા અને રાજપુત્ર એવા એ બન્ને ભાઈ કુશ-લવની સામું જોઇ, તેઓમાં 'રામાયણકાવ્ય ભણવાની યોગ્યતા છે' એવો નિશ્ચય કર્યો. તે બન્ને ભાઇઓ વિદ્યાને સારીરીતે ધારણ કરી શકે એવી બુદ્ધિવાળા હતા અને ચારે વેદોને ભણી રહ્યા હતા, તેથી સમર્થ અને વ્રતાચરણ કરનારા વાલ્મીકિમુનિએ, સીતા અને રામના શ્રેષ્ઠ ચરિત્રવાળા રામાયણ કાવ્યને "પૌલસ્ત્યવધ" એવું નામ આપીને અને "આ રામાયણ (પૌલસ્ત્યવધ) કાવ્યથી વૈદક અર્થના જ્ઞાનમાં વૃદ્ધિ થશે" એમ જાણીને તે બન્ને ભાઇ કુશ–લવને ભણાવ્યું.

× × × × ×

## ૮–શત્રુઘ્નનું અયોધ્યા તરફ જતં આશ્રમમાં આવવું.

પછી લવણાસુર હણાયો ત્યારે ઇંદ્ર તથા અગ્નિને આગળ કરીને સર્વે દેવોએ અતિશય મધુર વાણીથી શત્રુને તપાવનાર શત્રુઘ્નને કહ્યું કે, "હે વત્સ ! સદ્‌ભાગ્યે તારો વિજય થયો અને તેં લવણાસુરને હણ્યો, માટે હે પુરુષસિંહ ! હે સુવ્રત ! તું અમારી પાસે કાંઇ વરદાન માગ. હે મહાભુજ ! તારો વિજય ઇચ્છનારા સર્વે દેવો તને વરદાન આપવા ઇચ્છે છે, કારણ કે અમારૂં દર્શન નિષ્ફળ જવું જોઇએ નહિ."

દેવોનું આવું ભાષણ સાંભળીને મહાબાહુ આત્મસંયમી શૂરવીર શત્રુઘ્ને માથું નમાવી હાથ જોડી વરદાન માગ્યું કે, દેવે એ નિર્માણ કરેલી રમ્ય અને મધુર આ મધુપુરી એકદમ મારી રાજધાની થાઓ. એ વરદાન મને આપો. ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા દેવોએ "તથાસ્તુ" એમ કહ્યું; અને જણાવ્યું કે, તે રમ્ય નગર શૂરસેનવંશની રાજધાની થશે. એમ કહીને સર્વે દેવો સ્વર્ગમાં ગયા. પછી મહાતેજસ્વી શત્રુઘ્ને પોતાની સર્વ સેનાને ત્યાં બોલાવી. તે સેના પણ શત્રુઘ્નનો વિજય થયો સાંભળીને એકદમ ત્યાં આવી અને તુરતજ શ્રાવણ માસથી તે પુરી વસાવવાનું શરૂ કર્યું. તે પ્રદેશ પહેલા બાર વર્ષમાંજ સર્વ સ્થળેથી ભયરહિત અને પૂર્ણ વસ્તીવાળો થઈ ગયો; અને શૂરસેનવંશી રાજાઓને વસવાને યોગ્ય થયો. તે પ્રદેશમાં યથાસમયે વરસાદ વરસવા લાગ્યો અને ત્યાંનાં સર્વ ખેતરો ધાન્યયુક્ત થઈ ગયાં. એ પ્રમાણે શત્રુઘ્નના રાજઅમલથી બધી વસ્તી નિરોગી અને વીરત્વ ગુણવાળી થઈ ગઈ. તે શોભાયમાન નગરી અર્ધચંદ્રાકારે યમુનાતીરે આવેલી હતી. તેમાં મોટાં મોટાં મંદિરો, રાજમાર્ગો અને બજારો આવેલાં હતાં; તેમજ તે પુરી ચારે વર્ણના લોકો અને અનેક વેપારીઓથી શોભી રહેલી હતી. લવણાસુરે પૂર્વે તે શહેરમાં એક સુંદર અને મહાન ભવન બનાવ્યું હતું તેને શત્રુઘ્ને વિવિધ પ્રકારના રંગોથી રંગાવીને શોભીતું કર્યું. તે નગરીની આસપાસ શોભીતાં વિહારસ્થાનો અને ઉપવનો શોભી રહેલાં હતાં, તેમજ દેવો અને મનુષ્યો પણ તેની

શોભામાં વધારો કરતાં હતાં. દેશદેશાંતરમાંથી આવેલી વેપારની ચીજો અને વેપારીઓથી તે પુરી દિવ્ય નગરી જેવી શોભતી હતી. સમૃદ્ધ અર્થવાળા ભરતજીના નાના ભાઈ મહાત્મા શત્રુઘ્ન મધુપુરીને આ રીતે સુંદર અને આબાદ થયેલી જોઇને પરમ હર્ષ પામ્યા. એ નગરીમાં રહેતાં રહેતાં તેમને જ્યારે બાર વર્ષ થયાં ત્યારે "રામચંદ્રજીનાં ચરણારવિંદનાં દર્શન કરવા જાઉં" એવી તેમને ઇચ્છા થઇ. રઘુકુળના વંશની વૃદ્ધિ કરનાર નરરાજ શત્રુઘ્ને વિવિધ પ્રકારનાં માણસોથી વસાવેલી અમરાપુરી જેવી આ મધુપુરીમાં રહીને રામચંદ્રજીનાં પાદારવિંદનાં દર્શન કરવાની ઇચ્છા કરી.

મહાત્મા શત્રુઘ્ન બારમે વર્ષે થોડા સેવકો અને થોડું સૈન્ય સાથે લઇને રામથી પાલિત થતી અયોધ્યા નગરી તરફ જવા નીકળ્યા. સીમાડેથી મંત્રી આદિ સેનાના મુખ્ય પુરુષોને પાછા વાળીને પોતાની સાથે શ્રેષ્ઠ ઘોડા જોડેલા સો રથો લઇને શત્રુઘ્ન અયોધ્યા જવા લાગ્યા. મહાયશસ્વી રઘુનંદન શત્રુઘ્ન માર્ગમાં સાત–આઠ રાતવાસા કર્યા પછી વાલ્મીકિઋષિના આશ્રમે આવી પહોંચ્યા. ત્યાં આવી પુરુષશ્રેષ્ઠ શત્રુઘ્ન વાલ્મીકિના ચરણમાં નમ્યા અને મુનિશ્રીના હાથથીજ અર્ધ્ય, પાદ્ય આદિ આતિથ્યનો સ્વીકાર કર્યો. પછી વાલ્મીકિ મુનિએ મહાત્મા શત્રુઘ્નસાથે અતિશય મધુર વાણીથી વાતચિત કરવા માંડી. તેઓએ લવણાસુરના વધવિષે વાત ઉચ્ચારી અને કહ્યું કે, "હે સૌમ્ય! તેં લવણાસુરને હણ્યો તે ઘણું દુષ્કર કાર્ય કર્યું છે. હે મહાભુજ! લવણાસુરે મહાબળવાન ઘણાય રાજાઓને યુદ્ધ કરતાં કરતાં સર્વ સૈન્ય અને વાહનોસહિત હણી નાખ્યા હતા. હે પુરુષશ્રેષ્ઠ! એવા પાપીને તેં રમત રમતમાં હણી નાખ્યો છે અને તારા એ વીર્ય–પરાક્રમવડે જગત શાંત અને નિર્ભય થયું છે. રામચંદ્રજીએ મહાપ્રયત્નથી રાવણનો ભયંકર રીતે નાશ કર્યો હતો, પણ તેં તો આ અતિશય મહાન કામ સહજ પ્રયત્નથી કરેલું છે. એ પ્રમાણે લવણાસુર હણાયાથી તારા ઉપર દેવોની પરમ પ્રીતિ ઉત્પન્ન થઇ છે; કારણ કે તેં જગતના પ્રાણીમાત્રનું પ્રિય કરેલું છે. હે રાઘવ! હે પુરુષશ્રેષ્ઠ! ઇંદ્રની સભામાં બેઠાં બેઠાં મેં તારૂં તે યુદ્ધ બરાબર નિહાળ્યું હતું. હે શત્રુઘ્ન! મને પણ અંતઃકરણમાં પરમ પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેથી હું તારૂં મસ્તક સુંઘીશ; કારણ કે એ કાર્ય સ્નેહની પરિસીમારૂપ છે." એમ કહીને મહામતિ વાલ્મીકિએ શત્રુઘ્નનું મસ્તક સુંઘ્યું. પછી તેનું તેમજ તેના અનુચરોનું આતિથ્ય કર્યું.

ભોજનકાર્ય ચાલતું હતું તે સમયે મહાત્મા શત્રુઘ્ને કોઇએક સ્થળમાં ગવાતું, પ્રથમથી જોડી રાખેલું, ઉત્તમ ગીતમાધુર્યવાળું રામચરિત સાંભળ્યું. તે ગાન ઉર, કંઠ અને શિર, એ ત્રણ સ્વરવાળું, વીણાના લયસહિત તાલવાળું, વ્યાકરણ, વૃત્ત, કાવ્ય અને સંગીતશાસ્ત્રના લક્ષણોવાળું સંસ્કૃત ભાષામાં થતું હતું. તે સમયે પ્રથમથી રચી રાખેલું, જે પ્રમાણે પૂર્વે બનેલ હતું તે પ્રમાણે અક્ષરે અક્ષર સત્યતાથી ભરેલું, રામચરિત શત્રુઘ્ને સાંભળ્યું. તે સાંભળીને મહાત્મા શત્રુઘ્નની આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી અને એક મુહૂર્તસુધી સ્તબ્ધ થઇ જઇને તે વારંવાર નિસાસા નાખવા લાગ્યા. મહાત્મા શત્રુઘ્ન પૂર્વકાળમાં બનેલી હકીકત જાણે વર્તમાનકાળમાંજ બનતી હોય એમ એ ગીતમાં સાંભળવા લાગ્યા. વળી તેની સાથે આવેલા અનુચરો પણ એ ગીત સાંભળીને મોઢું નીચું કરી દીન થઈ ગયા અને "આશ્ચર્ય! આશ્ચર્ય!" એમ બોલવા લાગ્યા. તેઓ અંદર અંદર પૂછવા લાગ્યા કેઃ–"અરે! આ શું છે? આપણે કયાં છીએ? શું આ સ્વપ્નદર્શન તો નથી? આપણે જે પૂર્વે જોયું હતું તે આજ પુનઃ આશ્રમમાં સાંભળીએ છીએ? આ ઉત્તમ ગીતબંધ શું આપણે સ્વપ્નમાં તો સાંભળતા નથી?" એ પ્રમાણે પરમ વિસ્મય પામેલા સૈનિકો શત્રુઘ્નને કહેવા લાગ્યા કેઃ–"હે નરશ્રેષ્ઠ! મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને પૂછો કે આ શું છે?" ત્યારે કુતૂહલવાળા તે સર્વેને શત્રુઘ્ને ઉત્તર આપ્યો કેઃ–"હે સૈનિકો! મુનિને આ પ્રમાણે પૂછવું એ મને યોગ્ય લાગતું નથી; કારણકે તેમના આશ્રમમાં આવાં ઘણાં આશ્ચર્યો થાય છે; માટે કુતૂહલને વશ થઇને આ હકીકત મુનિને પૂછવી યોગ્ય નથી." એ પ્રમાણે રઘુનંદન શત્રુઘ્ને સૈનિકોને કહ્યું એટલે મહર્ષિને અભિવંદન કરીને તેઓ પોતપોતાના સ્થાનકે ગયા.

અનેક અર્થવાળા ઉત્તમ રામચરિતસંબંધી વિચારમાં તલ્લીન થવાથી નરવ્યાઘ્ર શત્રુઘ્નને નિદ્રા આવી નહિ. તે મહાત્માની એ રાત્રિ વીણાના લયસહિત અતિશય મધુર શબ્દોવાળું ગાન સાંભળવામાં એકદમ વીતી ગઇ. પછી પ્રાતઃકાળ થતાં આહ્નિક કર્મથી પરવારી મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને હાથ જોડીને તેમણે કહ્યું કેઃ–"હે ભગવન્! રઘુનંદન રામચંદ્રજીનાં દર્શનની મને અ-

ભિલાષા છે, માટે અતિ તીવ્ર વ્રત-તપ આચરનારા આ ઋષિઓસહિત આપની આજ્ઞા માગું છું." શત્રુનો સંહાર કરનાર શત્રુઘ્ને એમ કહ્યું એટલે વાલ્મીકિ મુનિ તેમને ભેટયા અને જવાની રજા આપી.

## ૯–મહર્ષિ સાથે લવકુશનું યજ્ઞપ્રસંગે અયોધ્યા આવવું; અને રામાયણનું ગાન કરવું.

મહામુનિ વાલ્મીકિઋષિના આશ્રમમાં રામપત્ની સતી સીતાજી રહેતાં હતાં અને તેઓએ પ્રતાપી લવ-કુશને જન્મ આપ્યો હતો તેને બાર વર્ષ વીતી ગયાં હતાં. એ સમયદરમિયાન વાલ્મીકિમુનિએ લવ-કુશને યોગ્ય વિદ્યા શીખવવાને પોતે રચેલું 'રામચરિત' તાલ-લય સાથે શીખવ્યું હતું. તેઓ સતી સીતાને રામચંદ્રનો મેળાપ થાય અને કુમાર લવ-કુશને સદાએ તપોવનમાં રહેવું ન પડે તેવા વિચારમાં એક દિવસ નિમગ્ન હતા; એટલામાં તેમને રાજા રામચંદ્રના અશ્વમેધ યજ્ઞમાં પધારવા આમંત્રણ મળ્યું. આથી હવે યોગ્ય પ્રસંગ આવ્યો માનીને પોતાના પ્રિય શિષ્યો લવ-કુશસહિત તેઓ અયોધ્યા તરફ પધાર્યા.

અયોધ્યામાં પરમ અદ્‌ભુત યજ્ઞ ચાલી રહ્યો હતો ત્યારે ભગવાન વાલ્મીકિઋષિ પોતાના શિષ્યોસહિત ત્યાં આવ્યા. આ અદ્‌ભુત દેખાવના દિવ્ય યજ્ઞનું દર્શન કરીને તે મુનિશ્રેષ્ઠે પોતાના સાથીઓસહિત ત્યાં આવેલી પર્ણશાળામાં ઉતારો કર્યો. પછી રાજા રામચંદ્રના સેવકોએ સુંદર ફળમૂળથી ભરેલાં અનેક ગાડાંઓ વાલ્મીકિના ઉતારે મોકલ્યાં. પછી રાજાએ અને મહાત્મા મુનિઓએ તેમની સારી રીતે પૂજા કરી. પછી એ મહાતેજસ્વી અને પરમાત્માસરખા વાલ્મીકિઋષિ ત્યાં વિસામો લેવા લાગ્યા.

પછી મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ સાવધાન ચિત્તવાળા, યુવાન અને અતિશય હર્ષ પામેલા પોતાના બંને શિષ્યોને પરમ આનંદથી રામચરિત્રનું ગાન કરવાની આજ્ઞા આપતાં કહ્યું કેઃ-" હે પુત્રો ! ઋષિઓનાં પવિત્ર સ્થાનોમાં, બ્રાહ્મણોનાં નિવાસસ્થાનોમાં, શેરીઓમાં, રાજમાર્ગોમાં, રાજમહેલોમાં, જ્યાં બ્રાહ્મણો યજ્ઞ કરે છે તે વેદીનાં દ્વારપર અને ઋત્વિજોની પાસે તમે આ ચરિત્ર ખાસ કરીને ગાઓ. આ પર્વતનાં શિખરો ઉપર જે વિવિધ સ્વાદવાળાં ફળો થાય છે તે ખાતા રહેજો અને મેં શીખવેલું રામચરિત ગાતા ચાલજો. એ અતિશય મીઠાં ફળો અને મૂળો ખાવાથી તમને જરા પણ થાક લાગશે નહિ અને તમારો રાગ પણ બગડશે નહિ. જો તમને ઋષિઓની વચ્ચે બેઠેલા રાજા રામચંદ્ર બોલાવે તો વિનયપુરઃસર તેમની પાસે જજો; અને જો તેઓ પણ સાંભળવાની ઇચ્છા બતાવે તો મીઠી વાણીથી મેં બતાવેલા પ્રમાણ પ્રમાણે પ્રતિદિન વીસ સર્ગ ગાજો. હે પુત્રો! ધનની ઇચ્છા કે બક્ષીસથી તમે જરા પણ લલચાશો નહિ; કારણકે આપણે ફળમૂળથી મસ્ત રહેનારા આશ્રમવાસીઓને ધનની શી જરૂર છે ? કદાચ રામચંદ્રજી તમને પૂછે કે, તમે બંને કોના પુત્ર છો ? તો તમે રાજાજીને કહેજો કે, અમે બંને વાલ્મીકિના શિષ્યો છીએ. આ વીણા અતિશય મીઠો અવાજ ઉત્પન્ન કરનારી છે; તેમાં તાલ, સ્થાન, લય અને મૂર્છનાનો બરાબર યોગ સાધીને નિશ્ચિંત થઈ તમે મધુર વાણીથી મેં શીખવેલું રામચરિત ગાજો. આદિસર્ગથી ગાવાનો આરંભ કરજો. તમે રાજાજીની જરાપણ અવજ્ઞા કરશો નહિ; કારણ કે એવા ધર્મધુરંધર રાજા તો સાક્ષાત્ ઈશ્વરતુલ્ય અને પ્રાણીમાત્રના ધર્મપિતા છે. હે પુત્રો ! આનંદી ચિત્તવાળા અને સાવધાન મનવાળા એવા તમે બંને આવતીકાલે પ્રાતઃકાળ થતાં વીણાસાથે એ મધુર કાવ્ય ગાવાનો આરંભ કરજો."

પરમ ઉદાર વાલ્મીકિ ઋષિ આ રીતે તે બન્ને કુમારોને પ્રોત્સાહન આપીને અને રામચરિત ગાવાની પ્રેરણા કરીને શાંત થયા. ત્યારે શત્રુને દમનારા સીતાના તે બંને કુમારોએ "તેમજ કરીશું" એમ ઉત્તર આપ્યો. જેમ ઔશનમુનિએ રચેલી નીતિસંહિતા અશ્વિનીકુમારોએ હૃદયમાં રાખી હતી તેમ તે બંને કુમારોએ વાલ્મીકિઋષિએ કહેલી અદ્‌ભુત વાણી હૃદયમાં રાખીને 'પ્રાતઃકાળે આપણે ગાન કરવા જઇશું' એવા ઉત્સાહમાં ને ઉત્સાહમાં આખી રાત્રિ આનંદમાં ગાળી.

રાત્રિ વીતી અને પ્રભાત થયું, ત્યારે લવ-કુશ બન્ને ભાઇઓએ સ્નાન અને હોમ આદિ કર્મથી પરવારીને વાલ્મીકિમુનિના કહ્યા પ્રમાણે રામાયણનું ગાન શરૂ કર્યું. * * * તેઓ નાટ્યશાસ્ત્રના તત્ત્વને જાણનારા, સ્વરોનાં સ્થાન અને મૂર્છના જાણવામાં કુશળ, ઉત્તમ સ્વરવાળા, ગંધર્વસમાન રૂપવાળા, ઉત્તમ લક્ષણવાળા, મધુર વચન બોલનારા અને સૂર્ય અથવા ચંદ્રના બિંબથી જેમ પ્રતિબિંબ ઉત્પન્ન થાય, તેમ રામચંદ્રના દેહથી જાણે બીજા રામચંદ્રજ ઉત્પન્ન થયા

હોય એવા હતા. તેઓએ પાઠ કરવામાં અને ગાન કરવામાં કાનને મધુર લાગનારૂં ધૃત, મધ્ય અને વિલંબિત એવાં ત્રણ પ્રમાણોવાળું, ષડ્જ વગેરે સાત સ્વરયુક્ત, વીણાના સ્વર સાથે ગાવાયોગ્ય અને શૃંગાર, કરુણા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, વીર, બીભત્સ, અદ્ભુત તથા શાન્ત એવા નવ રસમય આ રામાયણ કાવ્ય ગાવા માંડયું. ગાયનશાસ્ત્રના તત્ત્વને જાણનારા તથા સ્થિર ચિત્તવાળા તે બન્ને રાજપુત્ર કુશ–લવ, ધર્મયુક્ત અને ઉત્તમ એવા આ રામાયણ કાવ્યનો મુખપાઠ કરીને જ્યાં ઋષિઓ, દ્વિજો અને સત્પુરુષો એકત્ર થયા હોય ત્યાં આગળ ગુરુએ શીખવ્યા પ્રમાણે ગાવા લાગ્યા. એક સમયે મોટા ભાગ્યવાન અને સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સર્વ લક્ષણોવાળા તે બન્ને મહાત્મા રાજપુત્ર એકઠા મળેલા નિશ્ચિત બુદ્ધિવાળા ઋષિઓની સભામાં ગયા અને ત્યાં બન્ને સાથે રહીને આ રામાયણ કાવ્યનું ગાન કરવા લાગ્યા. તે સાંભળીને હર્ષથી જેમનાં નેત્રોમાં આંસુ આવી ગયાં છે એવા ધર્મવત્સલ તે સર્વ મુનિઓ વિસ્મય પામીને "સાધુ, સાધુ" એમ કહેવા લાગ્યા. તેઓ રામાયણનું ગાન કરનારા અને પ્રશંસા કરવા યોગ્ય એવા કુશ–લવને વખાણવા લાગ્યા કેઃ–"અહા ! ગાયનમાં અને શ્લોકમાં કેવી મધુરતા છે ! આ રાવણવધસુધીનું રામચરિત્ર ઘણા સમયપર થઇ ગયેલું છે છતાં કવિએ હાલમાં પ્રત્યક્ષ હોયની તેવું વર્ણવ્યું છે!" આ સમયે કુશ–લવ સાથે મળીને અને રામાયણના તે તે સ્થળના ભાવને સારી પેઠે સમજીને કર્ણને મધુરૂં લાગે તેવું ઉત્તમ સ્વરસહિત ગાન કરી રહ્યા હતા. તપવડે પ્રશંસનીય થયેલા મહર્ષિઓએ પોતાની પ્રશંસા કરવાથી જ્યારે તેઓ અત્યંત ઉચ્ચ સ્વરવડે કર્ણમધુર ગાન કરવા લાગ્યા, ત્યારે તો તે મુનિસભામાં બેઠેલા કોઇ મુનિએ પ્રસન્ન થઇને તે કુશ–લવને કળશ આપ્યો, મહાયશસ્વી કોઇ મુનિએ વલ્કલવસ્ત્ર આપ્યું, કોઇએ કૃષ્ણમૃગચર્મ આપ્યું, કોઇએ યજ્ઞોપવીત આપ્યું, કોઇએ કમંડળુ આપ્યું, કોઇ મહામુનિએ મુંજમયી કટિમેખલા આપી, કોઇએ દર્ભાસન આપ્યું, કોઇએ કૌપીન આપ્યું, કોઇ મુનિએ તેમને કુઠાર (કુહાડી) આપ્યો, કોઇએ કાષાય વસ્ત્ર આપ્યું, કોઇએ વનચીર આપ્યું, કોઇએ જટા બાંધવાને માટે ખાખરા વગેરેની છાલની દોરડી આપી, કોઇએ યજ્ઞપાત્ર આપ્યું, કોઇએ કાષ્ઠનો ભારો આપ્યો અને કોઇએ ઉંબરાની છાલથી ગુંથેલી સાદડી આપી. કેટલાએક મુનિઓએ "તમારૂં કલ્યાણ થાઓ" એમ કહ્યું તથા કેટલાએક મહર્ષિઓએ હર્ષથી "તમે દીર્ઘ આયુષ્યવાળા થાઓ" એવો આશીર્વાદ આપ્યો. એ પ્રમાણે સત્યવાદી સર્વ મુનિઓએ વરદાન આપીને વળી પ્રશંસા કરતાં કહ્યું કેઃ–"હે સર્વ પ્રકારે ગાયનવિદ્યામાં કુશળ કુશ–લવ બાળકો ! વાલ્મીકિમુનિએ પ્રકટ કરેલું આ આશ્ચર્યરૂપ આખ્યાન કવિઓને પરમ આધારભૂત, આયુષ્યની વૃદ્ધિ કરનારૂં, શ્રોતા–વક્તાનો અભ્યુદય કરનારૂં છે અને ઉપનિષદ્‌ના અર્થને જણાવનારૂં છે, તેને તમે બહુ સારી રીતે ગાઇ બતાવ્યું છે."

× × × × × × × × ×

એ પછી લવ અને કુશ બંને રોજ રોજ અયોધ્યામાં જૂદે જૂદે ઠેકાણે રામકથાનું ગાન કરતા વિચરવા લાગ્યા. એક દિવસ યજ્ઞશાળાના મુખ્ય દરવાજા આગળજ તેમણે એ ગાન લલકારવા માંડયું. પૂર્વે ગાનાચાર્ય ભરતમુનિએ નિર્માણ કરેલી અપૂર્વ પાઠય જાતિયુક્ત, ગેયવવાળું, અનેક પ્રકારનાં પ્રમાણવાળું, વીણા સાથે ગવાતું, રામાયણનું એ સંગીત સાંભળીને રાજા રામચંદ્રજીને અતિશય કુતૂહલ થયું. તે પરથી યજ્ઞવિરામનો સમય થતાં પુરુષસિંહ રાજા રામચંદ્રજીએ મહામુનિઓને, પાર્થિવોને, પંડિતોને, વેદ જાણનારા દ્વિજોને, પુરાણ જાણનારાઓને, શબ્દશાસ્ત્ર જાણનારા વૃદ્ધોને, સંગીતના સ્વરોનાં લક્ષણો જાણનારાઓને, રામાયણ સાંભળવાને ઉત્સુક દ્વિજશ્રેષ્ઠોને, સામુદ્રિક લક્ષણો જાણનારાઓને, ગાંધર્વોને, પૌરજનોને, પદ, અક્ષર અને સમાસ જાણનારાઓને, ગાયત્રી આદિ છંદશાસ્ત્રોનાં માપ જાણનારાઓને, કળા, માત્રા, પ્રસ્તાર, મેરુ આદિ પિંગળશાસ્ત્ર જાણનારાઓને, જ્યોતિષમાં પારંગત થયેલાઓને, ભાષાઓ જાણનારાને, મનોભાવ જાણનારાઓને, વ્યવહારસમયમાં યુક્તિ વાપરનારાઓને, તાર્કિકોને, બહુશ્રુતોને, છંદ, વેદ અને પુરાણ જાણનારાઓને, દ્વિજશ્રેષ્ઠ વેદીઆઓને, ચિત્રકળા જાણનારાઓને, વ્રતજ્ઞ અને સૂત્રશાસ્ત્ર જાણનારાઓને, ગીત, નૃત્ય આદિના વિશારદોને, સર્વ શાસ્ત્ર જાણનારાઓને, નીતિનિપુણોને, વેદનો અર્થ સ્પષ્ટ કરનારાઓને, એ સર્વે સમાજને સન્માનપૂર્વક બોલાવીને રામાયણનું ગાન કરનારા તે બન્ને ભાઇઓને સભામાં બોલાવ્યા. પછી રાજા રામચંદ્રજીની આજ્ઞા થતાં વાલ્મીકિમુનિના તે શિષ્યોએ શ્રોતાજનોને હર્ષ ઉપજાવનાર રામાયણનું ગાન કરવા માંડયું. મનુષ્યની ગતિ ન પહોંચે તેવું એ મધુર

સંગીત સાંભળીને સર્વે શ્રોતાજનો મુગ્ધ થઇ ગયા અને વારંવાર તે સાંભળવાની ઇચ્છા કરવા લાગ્યા. સર્વે મહાબળવાન રાજાઓ અને મુનિઓ રાજી થયા અને તેઓ વારંવાર એ બંને કુમારો સામું નિહાળીને જાણે તેના રૂપનું પાન કરતા હોય તેમ જોઇ રહ્યા. એ સર્વે સાવધાન ચિત્તવાળા પરસ્પર એવું કહેતા હતા કેઃ–"જેમ પાણીમાં રવિનું પ્રતિબિંબ તેના જેવુંજ જોવામાં આવે છે, તેમજ આ બંને કુમારો રામચંદ્રજી જેવાજ છે. જો માથે જટા ન હોત અને વલ્કલ ધારણ કર્યાં ન હોત તો તે બન્ને કુમારો અને રાઘવમાં કાંઈ ફેરફાર જોઈ શકાત નહિ." એમ જ્યારે પૌરજનો અને દેશજનો અંદર અંદર સંભાષણ કરતા હતા, ત્યારે નારદજીએ કહેલો પહેલો સર્ગ શરૂ થયો. પહેલા સર્ગથી માંડીને વીસ સર્ગસુધી તેમણે ગાયું, ત્યારે બપોર થયા. એ રીતે વીસ સર્ગો સાંભળ્યા પછી મહાત્મા રાઘવે પોતાના ભાઇને કહ્યું કેઃ–"હે કાકુત્સ્થ ! આ મહાત્માઓને અઢાર હજાર સુવર્ણમહોરો અને બીજું જે કાંઇ તે ઈચ્છતા હોય તે સર્વે એકદમ અર્પણ કરો." મહાત્મા રાઘવની આજ્ઞાનુસાર લવ–કુશને ધન આદિ આપવા માંડતાં તેમણે કહ્યું કેઃ–"એ ધન–સંપત્તિની અમને શું જરૂર છે ? અમે વનવાસીઓ વનમાં ઉત્પન્ન થયેલા ફળ-મૂળમાં સંતોષ માનનારા છીએ, તો અમે એ સુવર્ણને શું કરીએ ?"

લવ–કુશનો આશ્ચર્યકારક ઉત્તર સાંભળી સર્વે શ્રોતાજનો તેમજ રાજા રામચંદ્રજી અતિશય વિસ્મય પામ્યા. પછી મહાતેજસ્વી રાજા રામચંદ્રજી તે બંને મુનિશિષ્યોને એ કાવ્યની ઉત્પત્તિ કેવી રીતે થઇ ? એ કાવ્ય કેવડું મોટું છે ? એ કાવ્યનો વિષય શું છે ? એ મહાન કાવ્યના નિર્માણ કરનારા મુનિશ્રેષ્ઠ ક્યાં રહે છે ? વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યા ત્યારે તે મુનિશિષ્યોએ ઉત્તર આપ્યો કેઃ–"એ કાવ્યના કર્તા ભગવાન વાલ્મીકિ મુનિ છે. તેઓ આ યજ્ઞમાં આવેલા છે. તેમણે આ આખું ચરિત્ર તમને સંભળાવવાની અમને આજ્ઞા આપી છે. ભૃગુવંશી મહાતપસ્વી વાલ્મીકિમુનિએ આ આખું ચરિત્ર ચોવીસ હજાર શ્લોકનું રચેલું છે. તેમાં એકસો ઉપાખ્યાનો ગોઠવેલાં છે. હે રાજન્ ! એ મહાત્માએ પહેલેથી માંડીને છેલ્લેસુધી પાંચસો સર્ગો અને છ કાંડો રચ્યા છે અને છેલ્લો ઉત્તરકાંડ રચ્યો છે. અમારા ગુરુ વાલ્મીકિઋષિએ આપનાં ચરિત્રોને ઉદ્દેશીને આ કાવ્ય લખ્યું છે. જ્યાંસુધી સૃષ્ટિ રહેશે ત્યાંસુધી આ કાવ્યની પ્રતિષ્ઠા રહેશે. હે રાજન્ ! હે મહારથ ! જો એ ચરિત્ર સાંભળવાની આપની ઈચ્છા હોય, તો યજ્ઞપ્રયોગના વિરામ-સમયે પ્રાપ્ત સુખવાળા થઇને સર્વે ભાઇઓસહિત તમે તે સાંભળજો"

કુમારોનાં વચન સાંભળી રાજા રામચંદ્રજીએ તેમની પ્રશંસા કરી અને ફરી આવવાનું કહી તેઓને રજા આપી. પછી તે બંને ભાઇઓ જ્યાં મુનિ વાલ્મીકિ હતા ત્યાં ગયા અને રાજા રામચંદ્રજી મહર્ષિઓ અને રાજાઓ સાથે એ મધુર ગીત સાંભળીને યજ્ઞશાળામાં ગયા.

## ૧૦–વાલ્મીકિની પ્રતિજ્ઞા અને સીતાજીનું જમીનમાં સમાવું.

એ પ્રમાણે રાજા રામચંદ્રે ઘણા દિવસસુધી મુનિઓ, રાજાઓ અને વાનરોસાથે એ પરમ શુભ સંગીત સાંભળ્યું. તે સંગીતવૃત્તાંત ઉપરથી કુશ અને લવ એ બંને સીતાના પુત્રો છે, એમ રામને જણાયું; ત્યારે તુરતજ રાજા રામચંદ્રે સાચા સમાચારો લાવનાર દૂતને બોલાવીને પોતાના મનની ઇચ્છા જણાવતાં કહ્યું કે, તું અહીંથી ભગવાન વાલ્મીકિ પાસે જા અને મારા નામથી તેમને કહે કેઃ–"જો સીતા શુદ્ધ આચાર પાળનારી હોય અથવા વનવાસ કરવાથી તેનાં પાપ બળી ગયાં હોય, તો તે આપની અનુમતિ લઇ આપની સાથે આવી આ જનસભામાં પોતાની આત્મશુદ્ધિની ખાત્રી કરી આપે. હે દૂત ! તું મુનિનું હાર્દ સમજીને તેમજ સીતાની મનોગત ઇચ્છા જાણીને જે સત્ય વાત જણાય તે તુરત મને વિદિત કર. વળી તેમને જણાવજે કે, જો જનકપુત્રી આવતી કાલે સવારે આ સભામાંજ સોગંદ લે, તો હું સ્ત્રીસૌંદર્યથી લોભાયો છું; એવા લોકાપવાદથી મુક્ત થાઉં."

રાઘવનાં આ પરમ અદ્‌ભુત વચન સાંભળીને તે દૂત વાલ્મીકિમુનિના નિવાસસ્થાને ગયો અને અમાપ તેજથી પ્રકાશતા તે મહાત્માને પ્રણામ કરીને તેમને રામચંદ્રજીનાં મૃદુ અને મધુર વચનો વિદિત કર્યાં. દૂતે કહેલા રામચંદ્રના અંતરના વિચારો જાણીને મહાતેજસ્વી વાલ્મીકિમુનિ સર્વ પરિસ્થિતિ સમજી ગયા. પછી તેઓ બોલ્યા કેઃ–"હે દૂત ! તમારૂં કલ્યાણ થાઓ. સતી

સીતા મહાત્મા રાઘવ કહે છે તેમજ કરશે, કારણકે આનું દૈવત તેનો સ્વામી છે." મુનિનાં વચન સાંભળી મહાબળવાન રાજદૂતે મહાત્મા રાઘવની પાસે જઇને મુનિએ જે પ્રમાણે કહ્યું હતું તેજ પ્રમાણે વિદિત કર્યું. મહાત્મા વાલ્મીકિનો આવો ઉત્તર સાંભળીને રાજા રામચંદ્રજી બહુ પ્રસન્ન થયા અને ત્યાં એકઠા થયેલા ઋષિઓ અને રાજાઓને કહ્યું કે:-"હે ભગવન્! સશિષ્ય સર્વે ઋષિઓ અને અનુચરોસહિત સર્વે રાજાઓ, તેમજ અન્ય જે કોઇને ઇચ્છા હોય તે સર્વેને આવતી કાલે થનાર સીતાશપથ વખતે આ સભામાં પધારવા વિનતિ છે" મહાત્મા રાઘવનાં આવાં વચન સાંભળીને સર્વે મુખ્ય ઋષિઓએ "ધન્ય છે, ધન્ય છે" એમ કહ્યું; અને પ્રશંસા કરવા લાગ્યા કે:-"હે નરશ્રેષ્ઠ! તમારા જેવો બીજો કોઇ રાજા પૃથ્વી ઉપર ઉત્પન્ન થયો નથી." શત્રુનો નાશ કરનાર મહાત્મા રાઘવે પોતાનો નિશ્ચય જણાવ્યા પછી તે સર્વે ઋષિઓને "આવતી કાલે આવજો" એમ કહીને વિદાય કર્યા. મહાનુભાવ મહાત્મા રાજસિંહ રામચંદ્રજીએ આવતી કાલે જાનકીના શપથ સમયે સર્વેને પધારવાનું કહી સભાને વિસર્જન કરી.

રાત્રે વીતી અને પ્રભાત થયું, ત્યારે યજ્ઞશાળામાં ગયેલા રાજા રામચંદ્ર મહાતેજસ્વી સર્વ ઋષિઓને ત્યાં બોલાવ્યા. મહાત્મા વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કાશ્યપ, વિશ્વામિત્ર, દીર્ઘતમા, મહાતપસ્વી દુર્વાસા, પુલસ્ત્ય, શક્તિ, ભાર્ગવ, વામન, માર્કંડેય, દીર્ઘાયુ, મહાયશસ્વી મૌદ્ગલ્ય, ગર્ગ, ચ્યવન, ધર્માત્મા શતાનંદ, તેજસ્વી ગૌતમ, કાત્યાયન, ભરદ્વાજ, અગ્નિપુત્ર સુપ્રભ, નારદ, પર્વત, મહાયશસ્વી સુયજ્ઞ અને તપોનિધિ અગસ્ત્ય આદિ અનેક વ્રતધારી મુનિઓ તેમજ મહાપરાક્રમી રાક્ષસો, મહાબળવાન વાનરો, સેંકડો ક્ષત્રિયો, વૈશ્યો અને શુદ્રો સીતાશપથ જોવામાટે ત્યાં એકઠા થયા. જૂદા જૂદા દેશોમાંથી આવેલા વ્રતધારી, જ્ઞાનનિષ્ઠ, કર્મનિષ્ઠ અને યોગનિષ્ઠ બ્રાહ્મણો પણ સીતાશપથ જોવામાટ ત્યાં આવ્યા હતા. એ રીતે ગોઠવાયેલી સર્વે સભા ચિત્રવત્ સ્થિર હતી તેવામાં ભગવાન વાલ્મીકિમુનિ સતી સીતાસહિત ત્યાં આવતા જણાયા. મહાત્મા રાઘવનુંજ ચિંતન કરતાં સતી સીતા મોઢું નીચું કરીને હાથ જોડી રોતાં રોતાં ઋષિની પાછળ આવતાં હતાં. ભગવાન વાલ્મીકિમુનિની પાછળ એ રીતે આવતાં સતી સીતા જાણે પિતામહ બ્રહ્માની પાછળ શ્રુતિ હોય તેવાં લાગતાં હતાં. એ સમયે કોઇ ધન્ય છે, ધન્ય છે, એમ બોલતા હતા; ત્યારે કેટલાક આ દૃશ્યને જોઈ મહાદુઃખમાં ગરકાવ થઇ જતા હતા. એ સમયે શોકાતુર થયેલા સર્વે દ્રષ્ટાઓએ અતિ આર્ત્તરવ કરી મૂકયો. કોઇ ધન્ય રામ! તો કોઇ ધન્ય સીતા! તો વળી કોઇ ધન્ય સીતારામ! એ પ્રકારે કોલાહલ કરતા હતા. સીતાને સહાય કરનાર ભગવાન વાલ્મીકિમુનિએ સભામાં આવીને મહાત્મા રાઘવને કહ્યું કેઃ—

"હે દાશરથી રામ! આ સીતા શુભ આચરણવાળી અને ધર્મવત્સલ છે, છતાં લોકાપવાદને લઇ તમે તેનો મારા આશ્રમની પાસે ત્યાગ કર્યો છે. હે મહાવ્રતશાળી રામ! લોકાપવાદથી ભય પામેલા તમને આ સીતા પોતાની વિશુદ્ધિની ખાત્રી આપવા ઇચ્છે છે, માટે તેને રજા આપવી જોઇએ. હે રઘુનંદન! હું સત્ય કહું છું કે, જાનકીના ઉદરથી જોડે જન્મેલા આ બંને મહાદુર્ધર્ષ કુમારો તમારાજ પુત્રો છે. હું પ્રચેતાનો દશમો પુત્ર છું. હું કદી અસત્ય બોલ્યો હોઉં એમ મને સાંભરતું નથી; તેથી હું કહું છું કે, આ બંને તમારા પુત્રો છે. મેં હજારો વર્ષોસુધી તપ કરેલ છે, તે તપના શપથ ખાઇને હું કહું છું કે, જો આ મૈથિલી દુષ્ટ આચરણવાળી હોય, તો મારા તપનું ફળ મને જરાપણ ન મળો. મેં કયારે પણ મન, વચન અને કર્મથી કાંઈ પણ પાપ કર્યું નથી. તે તપનું ફળ પણ જો આ જાનકી પાપી હોય તો મને ન મળો. હે રાઘવ! પાંચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠું મન એ સર્વેથી વિચારીને આ સીતા શુદ્ધ છે એવી મારી ખાત્રી થઇ, ત્યારેજ હું વનમાંના ઝરાના કિનારેથી તેને મારે આશ્રમે લઇ ગયો હતો. આ રીતે શુદ્ધ આચરણવાળી, નિષ્પાપ અને પતિને દેવતરીકે માનનારી આ સીતા લોકાપવાદથી ભય પામેલા તમને પોતાની વિશુદ્ધિની ખાત્રી આપશે. હે દશરથપુત્ર! તમારી આ પ્રિયતમા વિશુદ્ધ છે એમ તમે જાણો છો, છતાં લોકાપવાદના ભયથી ખિન્ન ચિત્તવાળા થઈને તમે તેને તજી દીધી છે. હું મારી દિવ્યદૃષ્ટિ અને જ્ઞાનદૃષ્ટિવડે તમને ખાત્રી આપું છું કે તે વિશુદ્ધ છે માટે તમે તેને ગ્રહણ કરો.

સતી સીતાને સભામાં આવેલાં જોઇને અને ભગવાન વાલ્મીકિમુનિની પ્રતિજ્ઞા સાંભળીને ગળગળા થયેલા રામચંદ્રજી બોલ્યા કેઃ—"હે મહાભાગ! હે ધર્મવિદ્! તમે કહો છો તે યથાર્થ

છે. હે બ્રહ્મન્! મને તમારાં નિર્દોષ વચનોમાં વિશ્વાસ છે. પૂર્વે વૈદેહીએ દેવોની સમક્ષ લીધેલા શપથથી એની વિશુદ્ધિની મને ખાત્રી થઇ હતી અને તેથીજ મેં એને મારી સાથે રાજમંદિરમાં રાખી હતી; પણ જ્યારે લોકાપવાદ અતિશય પ્રવર્ત્યો, ત્યારે એ અપાપી છે એમ જાણતાં છતાં રાજધર્મ બજાવવાની ખાતર મારે તેનો ત્યાગ કરવો પડયો છે. હે મુનિ! તેને માટે ક્ષમા કરો. હું જાણું છું કે, આ જોડે જન્મેલા કુશ અને લવ એ બંને મારા પુત્રો છે અને આ મૈથિલી આખા જગતમાં વિશુદ્ધ છે, તેથી મારી એના ઉપર પ્રીતિ હો."

આજે સીતા શપથ લેશે એ વાત સાંભળી પિતામહ બ્રહ્માને આગળ કરીને આદિત્યો, વસુઓ, રુદ્રો, વિશ્વદેવો, વાયુદેવો, સાધ્યદેવો, પરમર્ષિઓ, નાગદેવો, સુપર્ણો, સિદ્ધો વગેરે અનેક સુરશ્રેષ્ઠો ત્યાં આવેલા હતા. એ સર્વે દેવો અને ઋષિઓને જોઇને રાઘવે ફરીથી કહ્યું કે, "હે સુરશ્રેષ્ઠો! મને આ ઋષિનાં અપાપી વચનોમાં સંપૂર્ણ વિશ્વાસ છે. આ જગતમાં વૈદેહી વિશુદ્ધ છે અને એના ઉપર મારી પૂર્ણ પ્રીતિ છે."

રામચંદ્રના મનનો અભિપ્રાય જાણીને સૌ પ્રસન્ન થયા. એ સમયે સુંદર, દિવ્ય ગંધવાળો, પવિત્ર અને શુભકારક વાયુ વાવા લાગ્યો; તેથી બધા સુરશ્રેષ્ઠો અને આખો જનસમાજ આનંદ પામ્યો. જૂદા જૂદા દેશોમાંથી આવેલા માણસો જાણે સત્યુગ પ્રવર્ત્યો હોય તેવું આ અદ્‌ભુત અને ન સમજી શકાય તેવું દૃશ્ય જોવા લાગ્યા. તે સમયે કાષાય વસ્ત્ર ધારણ કરેલાં સતી સીતા બે હાથ જોડીને નીચું મોઢું રાખી ભૂમિ તરફ દૃષ્ટિ કરતાં બોલ્યાં કે:–

**यथाहं राघवादन्यं मनसापि न चिन्तये । तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥**

"જો મેં રાઘવસિવાય અન્યનું મનવડે પણ ચિંતન કર્યું ન હોઉં તો હે માધવી દેવિ! મને તારામાં સમાવી દે. હે પૃથ્વીમાતા! મને માર્ગ આપ."

**मनसा कर्मणा वाचा यथा राम समर्चये । तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥**

"જો મેં મન, વચન અને કર્મવડે નિરંતર રામનુંજ આરાધન-પૂજન કર્યું હોય તો હે માધવી દેવિ! મને તારામાં સમાવી દે. હે પૃથ્વીમાતા! મને માર્ગ આપ."

**यथैतत्सत्यमुक्तं मे वेद्मि रामात्परं न च । तथा मे माधवी देवी विवरं दातुमर्हति ॥**

"જો હું રામસિવાય બીજા કોઇને જાણતી ન હોઉં-અર્થાત્ મન, વચન અને કર્મથી રામચંદ્રનેજ ભજનારી છું તે સત્ય હોય તો હે માધવી દેવિ! મને તારામાં સમાવી દે. હે પૃથ્વી-માતા! મને માર્ગ આપ."

સતી સીતાએ જ્યારે ઉપરાઉપરી આવા ત્રણ શપથ લીધા ત્યારે ત્યાં એકાએક આશ્ચર્યકારક દૃશ્ય ઉત્પન્ન થયું. સર્વ સભા સમક્ષ સતી સીતા ઉભાં હતાં ત્યાંની પૃથ્વી ફાટી અને તેમાંથી એક ઉત્તમ અને દિવ્ય સિંહાસન બહાર આવ્યું. એ દિવ્ય સિંહાસનને દિવ્ય દેહધારી, દિવ્ય રત્નનાં આભૂષણ ધારણ કરનારા, અમિત પરાક્રમી નાગોએ માથા ઉપર ધારણ કરેલું હતું અને તેના ઉપર ધરણી દેવી બેઠેલાં હતાં. તેમણે સીતાને બંને હાથથી આલિંગન કરી, 'પુત્રી! કલ્યાણ થાઓ' એ પ્રમાણે અભિનંદન આપી તેને પોતાના ખોળામાં બેસાડી લીધાં; અને રસાતળમાં જવા લાગ્યાં. એ સમયે દિવ્ય સિંહાસન ઉપર બેઠેલાં ધરણી દેવીસહિત સીતાજી ઉપર આકાશ-માંથી દિવ્ય પુષ્પોની અવિચ્છિન્ન વૃષ્ટિ થવા લાગી. વળી દેવોમાં પણ મહાન સાધુઓ એકદમ ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે, જેનું આવું શીલ છે તે સીતા તને ધન્ય છે! ધન્ય છે! સીતાજીનો ભૂમિપ્રવેશ જોઇને અંતરિક્ષમાં રહેલા પ્રસન્ન ચિત્તવાળા અનેક દેવોએ એ પ્રમાણે અનેક પ્રકારે ધન્યવાદ આપ્યો. રાજા રામચંદ્રજીના યજ્ઞમાં આવેલા સર્વે મુનિઓ તથા પુરુષસિંહ રાજાઓ તો આ દૃશ્ય જોઇને દિંગજ થઇ ગયા. એજ રીતે મહાકાય દાનવો અને પાતાળવાસી પન્નગો; તેમજ અંતરિક્ષમાં રહેલાં અને ભૂમિ ઉપરનાં સર્વે સ્થાવરજંગમ પ્રાણીઓ પણ આ દૃશ્ય જોઇને દિંગજ થઈ ગયાં. કેટલાક પ્રસન્ન થઇને "જય જય" બોલવા લાગ્યા, કેટલાક ધ્યાન-પરાયણ થઇ ગયા, કેટલાક મહાત્મા રામચંદ્ર તરફ જોઇ રહ્યા, ત્યારે કેટલાક જડ જેવા થઇને ભૂમિપ્રવેશ કરતાં સતી સીતા તરફ જોઇ રહ્યા. એ સમયે ઋષિઓનો સત્સમાગમ અને સીતાનો ભૂમિપ્રવેશ જોઇને આખું જગત એક મુહૂર્તપર્યંત સંમોહ પામી ગયું.

જ્યારે વૈદેહીએ રસાતળમાં પ્રવેશ કર્યો, ત્યારે રામની સંનિધિમાં રહેલા સર્વે વાનરો અને મુનિઓએ "સતી સીતા, તને ધન્ય છે ! ધન્ય છે !" એવો હર્ષનાદ કર્યો. એ સમયે રાજા રામચંદ્રજી યજ્ઞદંડને ટેકવી નીચે મુખે બેઠા હતા, તે ઉંચું પણ જોઇ શકયા નહિ. તેમની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને દીનચિત્ત થયેલા હોવાથી તેઓ અતિશય દુઃખી જણાતા હતા. અંતે તેઓએ મહાન શોકસાગરમાં ડુબી રોદન કરવા માંડયું અને તેમની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. ઘણીવાર રોદન કર્યા પછી તેમણે કહ્યું કે, "લક્ષ્મી જેવી સ્વરૂપવાન સીતાએ મારા દેખતાંજ ભૂમિપ્રવેશ કર્યો, તેથી કોઇ દિવસ નહિ થયેલો એવો અપાર શોક મારા હૃદયને ભેદી નાખે છે. પૂર્વે મહાસાગરને સામે કાંઠે આવેલી લંકામાં જ્યાં કોઇને એનું દર્શન પણ થયું ન હતું, ત્યાંથી પણ મેં એને પાછી આણી હતી, તો પછી પૃથ્વીના તળમાંથી તેને પાછી આણવી તે મોટી વાત નથી. હે દેવી ભગવતી વસુધે ! મને મારી સીતા પાછી આપો, નહિ તો તમે મને ઓળખો છો તે પ્રમાણે હું તમારા ઉપર ક્રોધ કરીશ. ખરેખર, તમે મારાં સાસુજી છો, કારણ કે હળથી ખેડ કરતા જનકરાજાને સીતા તમારી પાસેથી પ્રાપ્ત થયેલ હતી. હે વસુધે ! સીતા મને પાછી આપો અથવા મને પણ તમારામાં સમાવી દો, કે જેથી પાતાળમાં કે સ્વર્ગમાં પણ હું સીતાની સાથેજ વસું. હે વસુધે !. તમે મને સીતા પાછી આણી આપો, કારણકે તેનાવિના હું ગાંડો થઇ ગયો છું. જો તમે સીતા જેવી હતી તેવી મને પાછી નહિ આપો તો હું પૃથ્વીમાં પ્રવેશ કરીશ. આટલું છતાં પણ તમે નહિ માનો તો હું પર્વત અને વનોસહિત આખી પૃથ્વીને વ્યાકુળ કરીને સર્વ ભૂમિ જળમય કરી દઇશ અને અંતે તમારો નાશ કરીશ."

રાજા રામચંદ્રજી ક્રોધ અને શોકયુક્ત વચનો બોલવા લાગ્યા ત્યારે દેવોસહિત બ્રહ્માએ કહ્યુંઃ— "હે રામ ! હે રામ ! હે સુવ્રત ! તમારે કોઇ પણ પ્રકારનો સંતાપ કરવો યોગ્ય નથી. હે શત્રુનાશક ! પૂર્વે કરેલ મંત્ર અને ભાવનું સ્મરણ કરો. હે મહાબાહુ ! તમારા એ ઉત્તમ વિષ્ણુભાવનું અમે કાંઇ તમને સ્મરણ કરાવતા નથી, માત્ર ઇશારોજ કરીએ છીએ. હે દુર્ધર્ષ ! આ પળે તમે તમારા જન્મનો હેતુ અને કાર્યનો વિચાર કરો. વૈદેહી સીતા વિમલ સાધ્વી હતી અને નિરંતર તમારૂંજ ચિંતન કરનારી હતી. તે તમારા આશ્રયથી તેમજ તેના તપોબળથી નાગલોકનું સુખ ભોગવવા ગયેલ છે. તે જરૂર ફરીથી સ્વર્ગમાં તમને મળશે, માટે હવે આ સભામાં હું જે વચનો કહું તે તમે સાંભળો."

"હે રામ ! જે કાવ્ય તમે સાંભળ્યું છે તે સર્વે કાવ્યોમાં ઘણું ઉત્તમ છે અને મેં પણ પૂર્વે સાંભળેલું છે. તમારાં સર્વે ચરિત્રોનું તેમાં વિસ્તારથી વ્યાખ્યાન કરેલું છે. હે વીર ! જન્મથી માંડીને તમે જે સુખદુઃખ ભોગવેલાં છે અને ભવિષ્યમાં જે ભોગવવાનાં છે તે સર્વે વાલ્મીકિ ઋષિએ એમાં વર્ણવેલાં છે. હે રામ ! આ આખું આદિકાવ્ય તમારાવિષેજ રચેલું છે. ખરેખર, રાઘવસિવાય બીજો કોઇ એ કાવ્યનો યશ ભોગવવા યોગ્ય નથી. દિવ્ય અદ્‌ભુત સ્વરૂપી અને સત્ય વાકયવાળું આ કાવ્ય પૂર્વે મેં દેવોની સાથે સાંભળેલું હતું. હે પુરુષસિંહ ! હે કાકુત્સ્થ ! ધર્મને લીધે સાવધાન ચિત્તવાળા તમે ભવિષ્યનો રામાયણનો શેષ ભાગ સાંભળો. હે મહાતેજસ્વી ! હે મહાયશસ્વી! એ કાવ્યનો બાકીનો ઉત્તમ ઉત્તરભાગ તમે ઋષિઓની સાથે સાંભળો. હે વીર ! હે રઘુનંદન ! તમારા જેવા પરમ રાજર્ષિએ એ રહસ્યવાળો ભાગ બીજા કોઇ ભાઇની સાથે સાંભળવો ન જોઇએ." એ પ્રમાણે કહીને ત્રિભુવનપતિ બ્રહ્મા, દેવો અને બીજા સર્વે પોતાના બાંધવો સાથે સ્વર્ગલોકમાં ગયા.

એ સમયે બ્રહ્મલોકમાં નિવાસ કરનારા જે જે મહાત્મા ઋષિઓ હતા તે સર્વે બ્રહ્માજીની આજ્ઞાથી પોતપોતાને સ્થાનકે જવા નીકળ્યા હતા; પરંતુ રાજા રામચંદ્રનું હવે પછી થવાનું ઉત્તરચરિત સાંભળવાની ઇચ્છાથી તેઓ સભામાં પાછા આવ્યા. પછી તેમની વતી શુભ વાણીથી રાજા રામચંદ્રે ભગવાન વાલ્મીકિને બાકીનો ભાગ સંભળાવવા વિનતિ કરી; ત્યારે પરમ તેજસ્વી વાલ્મીકિ બોલ્યા કેઃ—"હે ભગવન્ ! બ્રહ્મલોકનિવાસી ઋષિઓ તમારૂં ભવિષ્ય શ્રવણ કરવાની ઇચ્છા કરે છે, તો હવે તે આવતીકાલ સવારથી શરૂ કરીશું." એવો નિશ્ચય જાહેર કરી કુશ અને લવને સાથે લઇને તે સભામંડપ છોડીને પર્ણશાળામાં ગયા અને સાક્ષાત લક્ષ્મીજીના અવતાર જેવાં સીતાજીનો શોક કરતાં કરતાં રાત્રિ વીતાવી.

## ૧૧–હિંદુજાતિનો મહાન અને સાચો ધર્મગુરુ

એક વર્તમાન દેશભક્ત અને મહાન સ્વાર્થત્યાગી "ભાઇ પરમાનંદ એમ. એ." તરફથી હાલમાંજ "વાલ્મીકિ મુનિકા જીવનચરિત્ર" નામે એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે. (પૃષ્ઠસંખ્યા ૧૮૦, મૂલ્ય ાા, ઠેકાણું આર્યપુસ્તકાલય અનારકલી–લાહોર) એમાં વાલ્મીકિના ચરિત્ર સાથે વર્તમાન દેશદશા ઉપર પણ તેમણે પુષ્કળ લખ્યું છે. એ પુસ્તકમાં મહર્ષિ વાલ્મીકિ અને તેમની રામાયણ વિષે તેઓ લખે છે કેઃ—

"કિસી મનુષ્ય કે જીવનચરિત્ર જાનને કે લિયે પહેલી બાત તો યહ હૈ કિ હમ યહ જાનના ચાહતે હૈં કિ વહ કહાં પૈદા હુઆ, કહાં ઉસકા પાલનપોષણ હુઆ, ઉસને ક્યા ક્યા બડે કામ કિયે. ઇન સબ બાતોં કા જો થોડા બહુત પતા લગ સકા હૈ હમ ને ઉસકા વર્ણન ઋષિ વાલ્મીકિ કે સંબંધ મેં કર દિયા હૈ. મનુષ્ય કા જીવન કેવલ ઇતના હી નહીં હોતા હૈ. હમારા વાસ્તવિક જીવન હમારે વિચારોં કે અંદર પાયા જાતા હૈ, જીસે હમ અપના માનસિક જીવન કહ સકતે હૈં. લોગ કહતે હૈં કિ યદિ તુમ હમેં બતાદોગે કિ અમુક મનુષ્ય કિન લોગોં કી સંગતિ મેં રહતા હૈ તો હમ બતાદેંગે કિ વહ કૈસા મનુષ્ય હૈ–અર્થાત્ મનુષ્ય સંગતિ સે ભી પહિચાના જા સકતા હૈ. મનુષ્ય બાતોં સે ભી પહિચાના જા સકતા હૈ. સબ સે બઢ કર મનુષ્ય કો પ્રકટ કરનેવાલે ઉસકે વિચાર હોતે હૈં. કિસી કે વિચારોં કા પ્રભાવ થોડે સે લોગોં પર થોડે સે સમય કે લિયે રહતા હૈ. કઈ એક કા થોડે સે સમય કે લિયે બહુત લોગોં પર રહતા હૈ. સચ્ચે મહાપુરુષ વે હૈં જીનકા પ્રભાવ ચિરકાલ તક બહુત લોગોં પર રહતા હૈ. નિઃસંદેહ વાલ્મીકિ ઉન મેં સે એક હૈ. વાલ્મીકિ કી રામાયણ ને હિન્દૂજાતિ કે હૃદયોં પર અતિ પ્રાચીન કાલ સે લેકર આજ તક જીતના પ્રભાવ ડાલા હૈ વહ શાયદ હી કિસી ઔર પુસ્તક ને ડાલા હો. પિછલે સમય મેં જીતની રામાયણેં ભારતવર્ષ કે ભિન્ન ભિન્ન ભાગોં મેં લિખી ગઇ હૈં વહ સબ વાલ્મીકિ રામાયણ સે નકલ કી ગઈ હૈ. વાસ્તવિક રામાયણ વાલ્મીકિ કી હી હૈ. ઔર ઉનકે સબ વિચાર વાલ્મીકિ કે હી હૈ. યદિ વાલ્મીકિ બિના રામાયણ લિખે મર જાતે તો ઉનકા નામ ઉન સૈંકડોં ઋષિયોં મેં સે એક હોતા, જો ભારતવર્ષ કે ગગનમંડળ મેં તારકાઓં કે સદશ ચમક રહે હૈ; પરંતુ વાલ્મીકિ ને અપને ઉચ્ચ વિચારોં કો રામાયણ કા રૂપ દેકર હિન્દૂ જાતિ કા ઐસા ઉપકાર કિયા હૈ કિ વે હમારે સચ્ચે ધર્મગુરુ બન ગયે હૈ."

"યોં તો હમ જાનતે હૈં કિ હમારે ધર્મપુસ્તક વેદ હૈં. હમ યહ ભી જાનતે હૈં કિ હમારા ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાન હમારી ઉપનિષદોં મેં ભરા પડા હૈં. હમેં યહ ભી માલૂમ હૈ કિ હમારા તત્ત્વજ્ઞાન હમારે દર્શનોં મેં પાયા જાતા હૈ. હમારા કાનૂન માનવધર્મ–શાસ્ત્ર ઔર દૂસરી સ્મૃતિયોં મેં મૌજૂદ હૈ. રામાયણ કી વિશેષતા ક્યા હૈ? ધર્મ ઔર જ્ઞાન કો કેવલ ઉપદેશદ્વારા ફૈલાના બહુત કઠિન હૈ. સાધારણ લોગધર્મ કો ઇસ વિધિ સે જલદી ગ્રહણ નહીં કર સકતે. લોગોં કો ધર્મ કી શિક્ષા દેને કી ઉત્તમ વિધિ યહ હૈ કિ ઉનકે સામને ઐસે જીવન કા આદર્શ રખા જાય જીસકે અન્દર ધર્મ કે સબ નિયમ કાર્ય રૂપ મેં પાયે જાતે હોં. વાલ્મીકિ ને રામાયણ લિખકર હમારી જાતિ કે સાર ધર્મ કો કાર્ય રૂપ મે પરિણિત કર દિયા હૈ. યહી વાલ્મીકિ કી વિશેષતા હૈ ઔર ઇસી લિયે વહ હમારા ધર્મગુરુ હૈ."

"વાલ્મીકિ કી સબસે બડી વિશેષતા ઇસ બાત મેં હૈ કિ ઉન્હોંને ગૃહસ્થ–ધર્મ કો અતિ ઉત્તમ ઔર પૂર્ણ–રૂપ મેં હમારે સન્મુખ રક્ખા હૈ. ગીતા મેં કૃષ્ણ ને પુરુષોત્તમ કા સ્વરૂપ બતાયા હૈ. વાલ્મીકિ કી રામાયણ હમારે સામને મર્યાદા પુરુષોત્તમ કા સ્વરૂપ ઉપસ્થિત કરતી હૈ. યહી નામ હૈ જો હિન્દૂ જાતિ ને શ્રીરામચંદ્રજી કો દિયા હૈ કેવલ રામચંદ્ર હી મર્યાદા પુરુષોત્તમ ન થે ઉનકા સારા કુલ મર્યાદા કા અતિ ઉત્કૃષ્ટ નમૂના હૈ. પ્રકૃતિ કે સૌંદર્ય કા વર્ણન કરને મેં વાલ્મીકિ અદ્વિતીય હૈ. કિસી નઇ ચીજ કા ચિત્રણ કરને મેં ભી ઉન્હોંને કમાલ દિખાયા હૈ. જબ હમ દશરથ, કૈકેયી, લક્ષ્મણ, શ્રીરામચંદ્ર ઔર સીતા કી બાતોં કો પઢતે હૈં તો હમેં ઐસા અનુભવ હોને લગતા હૈ માનોં વે જીતે–જાગતે હમારે સામને બાતેં કર રહે હૈં. વાલ્મીકિ ને ઇન સબ ચરિત્રોં કો સંસાર મેં અમર કર દિયા હૈ."

# रघुनाथदास गोस्वामीनुं टूंकुं चरित्र

સીત કમલ સકલાત વિદિત પુરુષોત્તમ દીની; સૌચ ગયે હરિસંગ કૃત્ય સેવકકી કીની.
જગન્નાથ-પદ પ્રીતિ નિરંતર કરત ખવાસી; ભગવત-ધર્મ-પ્રધાન પ્રસન્ન નિલાચલવાસી.
'ઉત્કલ-દેશ ઉડિસા નગર વૈનતેય સબકોઉ કહૈં; શ્રી રઘુનાથ ગુસાંઈ ગરુડ જ્યોં સિંહ-પૌરિ ઠાઢે રહૈં.

**(નાભાદાસકૃત ભક્તમાળ)**

જ્યારે મહાપ્રભુ ગૌરાંગ સમસ્ત ભારતવર્ષને ભક્તિરસથી ભીંજવી રહ્યા હતા; તે સમયે અનેક ધનવાનો, માન્યપુરુષો તથા વિદ્વાનો સંસારનો મોહ, માનમરતબો, વિષયવાસના, ધનની આસક્તિ વગેરે તરફ બેદરકાર રહીને તેમના અનુયાયી થતા હતા. શ્રી ચૈતન્ય મહાપ્રભુના દૈવી ચરિત્રથી આકર્ષિત થઇને જે અતુલ ઐશ્વર્યશાળી મહાનુભાવો સંસારને તૃણવત્ સમજીને માત્ર ભગવાનનુંજ નામ-સંકીર્તન તથા કથાવાર્તામાંજ સમય ગાળવા ભિક્ષુ થઇને નીકળી પડ્યા હતા, તેઓમાં શ્રી રઘુનાથદાસ ગોસ્વામી સર્વશ્રેષ્ઠ ગણાય છે. એજ મહાનુભાવનું પરમ પવિત્ર ચરિત્ર સંક્ષેપમાં અત્રે રજુ કરવામાં આવે છે.

ચારસો વર્ષ ઉપર બંગાળામાં સરસ્વતી નદીને કિનારે સપ્તગ્રામ નામે એક નગર હતું. ઘણા જૂના કાળથી તે બંગાળાનું એક મુખ્ય વ્યાપારી નગર હતું; પરંતુ સરસ્વતી નદીમાં રેતી ભરાઇ જવાને લીધે ત્યાં વહાણો ઓછાં આવવા લાગ્યાં અને સન ૧૬૩૨ માં હુગલી બંદર સ્થપાયું, એટલે આ નગર એક રીતે ઉજ્જડ જેવુંજ થઇ ગયું. ત્યારપહેલાં આ સ્થળ ધન અને મનુષ્યોથી ભરપૂર હતું. ત્યાં હિરણ્યદાસ અને ગોવર્ધનદાસ નામના બે સગા ભાઈ રહેતા હતા. તેઓ જાતે કાયસ્થ હતા. બંગાળાના નવાબ સૈયદ હુસેનશાહે આ બન્ને ભાઇઓને કર ઉઘરાતદારતરીકે નીમ્યા હતા, તેથી તેઓ મજમુદાર કહેવાતા. આ સ્થળની આવક ૨૦ લાખની હતી, જેમાંથી બારલાખ નવાબને મોકલતા અને બાકીના આઠ લાખની તેમની આવક હતી. તે વખતની આટલી આવક તે આજની આવક કરતાં દશગણીના જેટલી હતી. એ ઉપરથી તેમના વૈભવનો પૂરો ખ્યાલ આવી શકે તેમ છે. વળી તેઓ મહાપંડિત, દાની અને ધાર્મિક હતા. નવદ્વીપના ઘણાય બ્રાહ્મણોનો જીવન-નિર્વાહ તેમની મદદથી ચાલતો. મોટાભાઇ હિરણ્યદાસને કંઇ સંતાન ન હતું. હા, નાનાભાઈ ગોવર્ધનદાસને માત્ર એક પુત્ર હતો. આ લેખના ચરિત્રનાયક રઘુનાથદાસજ તે એક માત્ર પુત્ર હતા, એટલે બાલ્યકાળમાં તેમનું કેવીરીતે લાલન-પાલન થયું હશે તેનું અનુમાન સહેજે થઇ શકશે.

રઘુનાથદાસનો જન્મ ઘણે ભાગે સંવત ૧૫૫૪ ના અરસામાં થયો હશે. તેમનો જન્મથીજ ધર્મતરફ પ્રેમ હતો. પોતાના કુલપુરોહિત બળરામ આચાર્યને ઘેરજ તેઓ વિદ્યાધ્યયન કરવા જતા હતા; ત્યાંજ તેમને યવનકુળમાં ઉત્પન્ન થયેલા પરમ ભાગવત શ્રીહરિદાસ ઠાકુરનાં દર્શન થયાં. તે દિવસોમાં ઠાકુર મહાશય ત્યાંજ રહેતા હતા. તેમને મુખે હરિનામનું માહાત્મ્ય સાંભળીને બાળક રઘુનાથના હૃદયમાં વૈરાગ્યનો ઉદય અને ધર્મપ્રત્યે પ્રેમ જાગૃત થયો. રઘુનાથ વિદ્યાધ્યયનને બહાને ત્યાં જઇને હરિદાસનું દર્શન કર્યા કરતા હતા. સંસારના ભોગવિલાસ વગેરેપ્રત્યે તેમની ઉદાસીનતા જોઇને તેમનાં માતપિતા બહુજ ચિંતા કરવા લાગ્યાં.

ત્યારબાદ કેટલાક દિવસો પછી શ્રી ચૈતન્ય મહાપ્રભુ સંન્યાસ લઇને શાન્તિપુર પધાર્યા, ત્યારે ત્યાં તેમના દર્શનમાટે ઘણાય ભકતો એકઠા થયા. રઘુનાથ પણ બધાની સાથે ત્યાં ગયા. શ્રી ચૈતન્યદેવના પિતા સાથે હિરણ્યદાસને બહુ સ્નેહ હતો એટલે ચૈતન્ય રઘુનાથને સારીરીતે ઓળખતા હતા. શાંતિપુરના શ્રી અદ્વૈતાચાર્ય સાથે પણ તેમને ઓળખાણ હતું. તેમણે રઘુનાથને પોતાને ત્યાં રાખીને બહુ મહેરબાની કરીને શ્રી ચૈતન્યનો ઉચ્છિષ્ટ પ્રસાદ તેને આપ્યો. ચૈતન્યદેવ નાની ઉંમરના રઘુનાથનો ધર્મપ્રેમ જોઇને અત્યંત પ્રસન્ન થયા અને કંઈ ઉપદેશ આપીને તેને વિદાય કર્યો. શ્રી ગૌરાંગના સમાગમથી રઘુનાથની ભક્તિને પૂર ચઢયાં અને તેને ઘર એ તો માત્ર બંધન જેવું જણાયું. તેમનો પ્રેમ એટલો બધો વધી ગયો કે તેઓ ઘેરથી ભાગી નીકળ્યા, પરંતુ તેમના પિતાએ તેમને પકડી મંગાવ્યા.

આ રીતે રઘુનાથદાસે કેટલાયેવાર નાસી જવાના પ્રયત્નો કર્યા, પરંતુ દરેક વખતે પકડાઇ ગયા. તેમના ઉપર કેટલાયે પહેરેગીરો ચોકી કરતા હતા. તેમને સાંસારિક મોહપાશમાં જકડી લેવા માટે ભોગ-વિલાસની અનેક સામગ્રીઓ રજુ કરવામાં આવી અને એક રૂપવતી કન્યા સાથે તેમનો વિવાહ પણ કરી દીધો; પરંતુ આ સઘળા પ્રયત્નોનો પ્રભાવ ઉલટોજ પડયો—અર્થાત્ સાંસારિક સુખોમાં જકડવામાટે જેટલી તૈયારી કરવામાં આવી હતી તેટલુંજ તેમનું મન તે વસ્તુસ્થિતિઓથી ઉપરામ થતું ગયું. રઘુનાથદાસની પ્રેમમય દશા જોઇને લોકો તેમને ગાંડા અને ચિત્તભ્રમ થયેલા માનવા લાગ્યા અને તેમના પિતાને દવા કરાવવાનું કહેતા. કેટલાક દિવસ પછી શ્રીગૌરાંગ ફરીથી શાન્તિપુર આવ્યા. આ સમાચાર સાંભળી રઘુનાથદાસ પણ દર્શન કરવા ગયા. પિતાએ કેટલાય માણસોને રખવાળ તરીકે સાથે મોકલ્યા. ત્યાં રઘુનાથદાસ ચૈતન્યદેવ સાથે સાત દિવસસુધી રહ્યા અને તેમની સાથે નીલાચળ જવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી. શ્રી ગૌરાંગે તેમનો મનોભાવ જાણી જઇને કહ્યું:-"હજુ ચિત્ત સ્થિર કરીને ઘેર પાછા જાઓ. એકદમ ગાંડા થવાથી કામ નહિ ચાલે. ભવસિંધુને લોકો ધારે ધારેજ તરી જાય છે. સંસારને દેખાડવા ખાતર મર્કટ-વૈરાગ્ય ના ધારણ કરતા. બહારથી લોકાચાર પ્રમાણે ચાલતા રહીને તેમાં લેપાતા નહિ અને ભગવાનમાં પ્રીતિ કાયમ રાખ્યા કરો. પ્રભુ તમને સંસાર-બંધનમાંથી તરતજ મુક્ત કરશે. અમે વૃંદાવન જઇને નીલાચળ આવીએ ત્યારે તમે ત્યાં આવજો. ભગવાન જેના ઉપર કૃપા કરે છે, તેને કોણ બાંધી રાખી શકે?"

રઘુનાથ દાસ ઘેર પાછા આવ્યા અને શ્રી ગૌરાંગના ઉપદેશ પ્રમાણે કામકાજ કરવા લાગ્યા. માતાપિતાએ અત્યંત પ્રસન્ન થઇને સઘળું કામકાજ તેમને સોંપ્યું. તેમના ઉપરના ચોકીપહેરા પણ ઓછા થયા અને તેઓ કોઇ ને કોઇ રીતે સઘળા કામની દેખરેખ રાખવા લાગ્યા. જો કે આથી તેમને બહુ આંતરિક દુઃખ થતું હતું, પણ ગમે તેમ કરીને દિવસ વીતાવતા હતા. કેટલાક દિવસ પછી તેમના સાંભળવામાં આવ્યું કે ચૈતન્ય મહાપ્રભુ જગદીશપુરીમાં આવી ચૂકયા છે. આ શુભ સમાચાર સાંભળી તેઓ અધીરા થઇ ગયા અને છટકી જવાનો લાગ શોધવા લાગ્યા. તે દિવસોમાં શ્રી નિત્યાનંદજી ચૈતન્ય મહાપ્રભુએ પ્રવર્તાવેલા ભક્તિમાર્ગના પ્રચારમાટે બંગાળમાં ભ્રમણ કરતા હતા. તેમની સાથે રઘુનાથદાસને મેળાપ થયો ત્યારે તેઓએ ખૂબ આદરભાવ અને પ્રેમપૂર્વક સઘળા વૈષ્ણવોને નિમંત્રણ આપી ભોજન કરાવ્યું. રઘુનાથદાસ વૈષ્ણવોનું નૃત્ય-કીર્તન જોઇને ઘણા ખુશી થયા અને શ્રી નિત્યાનંદજીને અત્યંત વિનીતભાવે પૂછયું કે, મને ચૈતન્યદેવનાં દર્શન કયારે થશે? શ્રી નિત્યાનંદજીએ અત્યંત પ્રસન્ન થઇને તેમને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે, "તમે આ વખત ઘેર જાઓ, તમને તરતમાંજ શ્રી ગૌરાંગ પ્રભુનાં દર્શન થશે."

બંગાળી વૈષ્ણવો તેજ દિવસોમાં રથયાત્રાના દર્શનમાટ જગદીશ જતાં હતાં. રઘુનાથદાસે આ સમાચાર સાંભળી તે લોકો સાથે જવાનો નિશ્ચય કર્યો; પરંતુ ફરીથી વિચાર કર્યો કે, તે લોકો તો રાજમાર્ગેથી જશે અને જો હું તે લોકો સાથે જઇશ તો જરૂર પકડાઇ જઇશ. એમ વિચારીને રઘુનાથદાસે જંગલને રસ્તે જવાનો નિશ્ચય કર્યો અને એક રાત્રે પાછલે પહોરે જ્યારે બધાં ઘોર નિદ્રામાં સૂતાં હતાં તે વખતે ઘરમાંથી નાસી છૂટયા. તે જંગલોમાં થઇને રાતદિવસ શ્રી ગૌરાંગનું સ્મરણ કરતા કરતા જગદીશ તરફ ચાલી નીકળ્યા. બીજે દિવસે પ્રાતઃકાળે ઘેર ભારે કોલાહલ થયો. આમતેમ લોકો શોધવા ગયા પણ તેમનો કંઇપણ પત્તો ન લાગ્યો.

આ તરફ રઘુનાથદાસે ભોજનાદિને તિલાંજલી આપીને રાતદિવસ "હા ગૌર! ક્યારે દર્શન થશે" એમ કહેતા કહેતા ચાલવા લાગ્યા. બાર દિવસમાં તેઓ પુરુષોત્તમ ક્ષેત્રમાં પહોંચ્યા અને જ્યાં ચૈતન્યદેવ ભકતોસહિત વિરાજમાન હતા ત્યાં જઇને તેમનાં ચરણોમાં મસ્તક મૂકીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. શ્રી ગૌરાંગ ઉભા થઇ તેમને ભેટયા અને આદરમાન સાથે બેસાડયા. પછી રસ્તાના થાકથી ક્ષીણ અને મેલા થયેલા રઘુનાથના શરીર તરફ જોઇને શ્રી સ્વરૂપ દામોદરને કહ્યું:— "રઘુનાથને હું તમને અર્પણ કરૂં છું. તેણે રસ્તામાં બહુ દુઃખ સહ્યાં છે, તેથી તેનું પુત્રની પેઠે પાલન કરજો." આમ કહીને ચૈતન્ય મહાપ્રભુએ પોતે રઘુનાથનો હાથ સ્વરૂપના હાથમાં આપ્યો. સ્વરૂપે મહાપ્રભુની આ આજ્ઞા શિરોધાર્ય ગણીને રઘુનાથને છાતી સરસા ચાંપ્યા. રઘુનાથે સમુદ્રમાં સ્નાન કર્યા પછી જગદીશનું દર્શન કર્યું અને પછી પ્રસાદ લઇને આરામ લીધો.

રોજનો નિયમ થઇ ગયો હતો કે રઘુનાથદાસ સ્નાન કરીને આવતા, ત્યારે ભોજનમાટે તેમને મહાપ્રસાદ મળતો હતો. આ રીતે પાંચ દિવસ વીતી ગયા. પછી રઘુનાથે વિચાર કર્યો કે, આ પ્રકારે તૃપ્ત થઇને પ્રસાદ લેવાથી ભજનમાં વિક્ષેપ થશે. આથી છઠ્ઠે દિવસે તે ત્યાં ભોજન કરવા ન ગયા અને આખો દિવસ ભજનમાં ગાળી રાત્રે શ્રીજગદીશની પુષ્પાંજલિનાં દર્શન કરીને સિંહદ્વાર આગળ ભિક્ષાને માટે ઉભા રહ્યા. તેવખતે ત્યાં એવી પ્રથા હતી કે જે ભક્ત ભિક્ષા નહોતા માગતા તેઓ રાત્રે સિંહદ્વાર આગળ ચૂપચાપ ઉભા રહેતા; અને જ્યારે જગદીશના સેવકો સેવા-પૂજાથી પરવારી ઘેર જતા ત્યારે તે અન્નાર્થી વૈષ્ણવોને કંઇક પ્રસાદ આપતા હતા. રઘુનાથે એજ અકિંચન ભિક્ષુઓનું અનુકરણ કર્યું.

જ્યારે આ સમાચાર શ્રી ગૌરાંગના જાણવામાં આવ્યા, ત્યારે તેમણે અત્યંત સંતોષ પામીને કહ્યું કે, રઘુનાથે વિરક્તોને યોગ્યજ કાર્ય કર્યું છે. વિરક્તોએ હમેશાં નામ-સંકીર્તન કરવું જોઇએ અને જે કંઇ મળી આવે તેનાથી ઉદર-પોષણ કરવું જોઇએ. સંસારનો ત્યાગ કરીને પણ જેઓ ભોગ-વિલાસ અને ઇન્દ્રિયસુખમાં તત્પર રહે છે તેઓ ભગવાનને મેળવી શકતા નથી. વૈરાગ્ય અને વિનય એ ધાર્મિક પુરુષોના શણગાર છે. રઘુનાથમાં વૈરાગ્ય જેટલા પ્રમાણમાં હતો તેટલીજ નમ્રતા પણ હતી. તે કદી ચૈતન્ય સાથે આંખે આંખ મેળવીને વાતચીત નહોતા કરતા. જો કોઈ વાત કહેવી હોય તો બીજાની મારફત કહેવડાવતા. એક દિવસ આચાર્ય સ્વરૂપની મારફત તેમણે પ્રભુને જણાવ્યું કે, "હું ઘર છોડીને અહીં આવ્યો છું, મારા જીવનનો શું ઉદ્દેશ છે અને મારે શું કર્તવ્ય છે તે કશું મને ખબર નથી. આપ પોતેજ શ્રીમુખે મારફત કંઈ ઉપદેશ આપીને મને કૃતાર્થ કરજો."

શ્રી ગૌરાંગે કહ્યું:-"તમે સ્વરૂપ પાસેથી સાધ્ય-સાધનતત્ત્વનું શિક્ષણ લ્યો. તેજ તમારા ઉપદેશક છે. તે જે જાણે છે તે હું નથી જાણતો: છતાં પણ જો મારી વાતમાં વિશ્વાસ હોય તો મારે એજ કહેવાનું છે કે, સારરહિત ગ્રામ્ય કથાવાર્તા કહેવી નહિ અને સાંભળવી પણ નહિ. સારૂં ખાવું નહિ અને સારૂં પહેરવું નહિ. જાતે માન મેળવવા ન ઇચ્છતાં બીજાઓને માન આપવું. હમેશાં હરિનામ લેવું અને શ્રી રાધાકૃષ્ણની માનસિક ઉપાસના કરવી. મારો આજ ટુંકો ઉપદેશ છે અને બીજી વાતો સ્વરૂપ પાસેથી જણાશે." આ પ્રમાણે કહીને પોતાનો રચેલો શ્લોક વાંચ્યો.

**तृणादपि सुनीचेन तरोरपि सहिष्णुता । अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥**

રઘુનાથ આ ઉપદેશ સાંભળીને સ્વરૂપની સાથે પ્રભુની સેવામાં પોતાનો સમય ગાળવા લાગ્યા. બીજી તરફ રથયાત્રાના ઉત્સવમાં ભાગ લેવાને શિવાનંદ આદિ બંગાળી વૈષ્ણવો નીલાચળ આવ્યા, તેમની સાથે તેમના પિતાએ એક પત્ર અને દશ માણસ રઘુનાથને પાછા લાવવામાટે મોકલ્યા હતા. શિવાનંદે બધા સમાચાર રઘુનાથને કહ્યા. રથયાત્રાના સમયના ભક્તવૃંદસહિત શ્રીચૈતન્યનાં નૃત્યકીર્તન જોઇને રઘુનાથ આશ્ચર્યચકિત થયા અને પ્રેમથી ગદ્‌ગદ્‌ થઇ ગયા. ચાતુર્માસ વીત્યા પછી જ્યારે ભકતો પોતાને દેશ પાછા ફર્યા ત્યારે રઘુનાથના પિતાએ શિવાનંદને પોતાના પુત્રના સમાચાર પૂછ્યા. તેમણે કહ્યું:-"તેમને કોણ નથી જાણતું ? તે એક પ્રખ્યાત ભકત છે અને રાત-દિવસ કીર્તનમાંજ મગ્ન રહે છે. તે પોતાના ભોજન આચ્છાદનની પણ દરકાર નથી કરતા. ભોજન માટે ભિક્ષા લેવા પણ જતા નથી. કોઇએ કંઈ આપ્યું તો ખાઈ લે છે નહિ તો કંઈ પરવા નહિ. તેમણે જે મહાન ઐશ્વર્યવાળાં માતપિતા તથા સ્ત્રી વગેરેનો મોહ તજીને વૈરાગ્ય ધારણ કર્યો છે તેનાથી તથા પોતાના ચારિત્ર્યના બળથી તેઓ ભકતોના અત્યંત પ્રીતિપાત્ર થઇ પડયા છે."

સેવકોને મુખે રઘુનાથના અપવાસી રહેવાના અને ભિક્ષા ન લેવા જવાના સમાચાર જાણીને ગોવર્ધનદાસને ભારે દુઃખ થયું. તેમણે ચારસો સોનામહોરો તથા બીજી કેટલીએ સામગ્રી જગદીશ મોકલી આપી. રઘુનાથ તે લેવા ઇચ્છતા ન હતા, પરંતુ પિતાને દુઃખ થશે એમ સમજીને બધુંયે રાખી લીધું. તેમણે પોતાને માટે તેમાંની એક કોડી પણ ન લીધી. ઘણુંખરૂં વૈષ્ણવોને વહેંચી દીધું. તેમાંથી જે કંઈ રાખ્યું હતું તેમાંથી તેઓ મહીનામાં બે વાર ગૌરાંગ મહાપ્રભુને નિમંત્રણ આપી ભોજન કરાવતા. બે વર્ષ આ રીતે ભોજન કરાવીને રઘુનાથે આ કાર્ય પણ બંધ કર્યું. બે ત્રણ મહીના પછી શ્રી ગૌરાંગે સ્વરૂપને પૂછ્યું કે, 'હવે રઘુનાથ મને ભોજનનું નિમંત્રણ

કેમ નથી આપતો ?' સ્વરૂપે કહ્યું કે,'રઘુનાથે એમ વિચારીને નિમંત્રણ બંધ કર્યું છે કે વિષયાસક્ત મનુષ્યના પૈસાથી પ્રભુને ભોજન કરાવવાથી તેનું મન પ્રસન્ન નથી થતું અને આપ તેના આગ્રહનેજ આધીન થઇને નિમંત્રણ સ્વીકારી લ્યો છો, એટલે નિમંત્રણ બંધ કરવું એજ ઉત્તમ છે.' આ સાંભળી શ્રીગૌરાંગે પ્રસન્ન થઇને કહ્યું કેઃ–' વિષયીનું અન્ન ખાવાથી મન મલિન થાય છે અને મન મલિન થવાથી શ્રીહરિનું સ્મરણ રૂડે પ્રકારે નથી થતું. તેને રાજસિક નિમંત્રણ કહે છે. એથી દાતા અને ભોક્તા બન્નેનાં ચિત્ત કલુષિત થાય છે. રઘુનાથે નિમંત્રણ બંધ કરીને ઠીકજ કર્યું છે. '

પૂર્વોક્ત વ્યવસ્થાનો ઉલ્લેખ ભક્તમાળના ટીકાકાર પ્રિયાદાસજીએ આ રીતે કર્યો છેઃ—
અતિ અનુરાગ ધર સંપતિ સોં રહ્યો પાગિ, તાહૂ કરી ત્યાગ નીલાચલ કિયો બાસ હૈ;
ધનકો પઠાવૈ પિતા તોપૈ નહિં આવૈ કછૂ, દેખિબે સુહાવૈ મહા પ્રભુજી કો પાસ હૈ.
મંદિર કે દ્વારરૂપ સુંદર નિહાર્યો કરૈ, લગ્યો સીત ગાત સકલાત હુઈ દાસ હૈ;
સૌચ સંગ જાઇબે કી રીતિ કો પ્રમાન વહે, વૈસે સબ જાન્યો માધોદાસ સુખરાસ હૈ.

કેટલાક દિવસ પછી રઘુનાથે સિંહદ્વાર પાસે ઉભા રહેવાનું પણ છોડી દીધું; કેમકે તેને ધનવાનનો પુત્ર જાણીને લોકો અધિક ભિક્ષા આપવા લાગ્યા હતા. હવે તે અન્નક્ષેત્રામાં જઇને ત્યાંથી જે કંઈ મળતું તેનાથી જીવનનિર્વાહ કરતા. ચૈતન્યદેવ આ સમાચાર સાંભળી અત્યંત પ્રસન્ન થયા અને કહ્યું કે,"રઘુનાથે ઠીકજ કર્યું છે; કેમકે સિંહદ્વાર પાસે ઉભા રહીને ભિક્ષા કરવી એ વેસ્યાઓના આચાર જેવું છે. ચૈતન્યદેવ આ વાતથી એટલા પ્રસન્ન થયા કે પોતાની ગોવર્ધનશિલા અને ગુંજામાળા રઘુનાથને ભેટ આપી. રઘુનાથ ચૈતન્યના આદેશાનુસાર આ શિલાની ભક્તિપૂર્વક પવિત્ર જળ અને તુલસી–મંજરીઓથી પૂજા કરતા. એ ભેટથી તે અત્યંત પ્રસન્ન થયા હતા અને પ્રભુની પોતાના ઉપર પૂર્ણ કૃપા સમજ્યા હતા.

ત્યારબાદ રઘુનાથે અન્નક્ષેત્રામાં પણ જવાનું છોડી દીધું. ગાયોને માટે જે વાસી અને સડેલો પ્રસાદ બહાર ફેંકી દેવાતો અને જેને ગાયો પણ નહોતી ખાતી તેને રઘુનાથ રાત્રે ઉપાડી લાવતા અને તેને પાણીમાં ધોવાથી જે ચોખા નીકળતા તેમાં મીઠું ભેળવીને ખાતા. એક દિવસ રઘુનાથ આવું ભોજન કરતા હતા તેજ વખતે ચૈતન્ય મહાપ્રભુ ત્યાં જઈ પહોંચ્યા અને તેમાંથી એક મુઠ્ઠી ભરીને ખાઈ ગયા. જ્યારે બીજીવાર ખાવા ઇચ્છયું ત્યારે તેમણે અટકાવ્યા અને કહ્યું કે, "તે આપને ખાવા યોગ્ય નથી." ચૈતન્યે કહ્યું કે, "હું રોજ અનેક પ્રકારના મહાપ્રસાદ જમું છું, પરંતુ આવું સ્વાદિષ્ટ ભોજન મેં કદી ખાધું નથી."

રઘુનાથ આ રીતે સંપૂર્ણ રીતે ઇંદ્રિય–નિગ્રહ કરી અને માત્ર નામજપ તથા નામસંકીર્તન કરી શ્રી ચૈતન્યના પવિત્ર સહવાસમાં જીવન વ્યતીત કરવા લાગ્યા. રાતદિવસ તે ધર્મ–ચિન્તનમાંજ મગ્ન રહેતા અને માત્ર બે અઢી કલાક સૂવામાં અને ખાવાપીવામાં ગાળતા. સ્વાદનો વિચાર નહિ કરતાં કેવળ શરીર ધારણ કરવા પૂરતોજ થોડો આહાર કરતા અને શરીરને ઢાંકવામાટે ફાટલું તૂટલું જૂનું વસ્ત્ર પહેરતા. આ રીતે ૧૬ વર્ષ રઘુનાથ નીલાચલમાં રહ્યા. ચૈતન્ય મહાપ્રભુની પ્રેમવિરહોન્મત્ત મહાભાવની અવસ્થામાં સ્વરૂપની સાથે રઘુનાથ પણ સારીરીતે તેમના દેહનું રક્ષણ અને સેવા કરતા હતા. શ્રી ચૈતન્યે લીલા સમાપ્ત કર્યા પછી પણ કેટલાક દિવસસુધી તે નીલાચળમાં રહ્યા; પરંતુ જ્યારે સ્વરૂપનું પણ મૃત્યુ થયું, ત્યારે તેઓ ગુરુ–વિરહના શોકથી દુઃખી થઈને વૃંદાવન ચાલ્યા ગયા. પ્રિયાદાસ લખે છે કેઃ–

મહાપ્રભુ કૃષ્ણ ચૈતન્ય જૂકી આજ્ઞા પાઈ, આયે વૃંદાવન રાધાકુંડ વાસ કિયો હૈ;
રહનિ કહનિરૂપ ચહનિ ન કહિ સકે, થકે સુનિ તનભાન રૂપ કરિ લિયો હૈ.
માનસી મેં પાયો દૂધ ભાત સરસાત હિએ, લિએ રસ ભારી દેખિ વૈદ કહિ દિયો હૈ;
કહાઁ લૌં પ્રતાપ કહૌં આપુ હિ સમુઝિ લેહુ, દેહુ વહી રીઝિ જૈસો આગે પાય જીયો હૈ.

આ પદથી રઘુનાથદાસ ગોસાંઇજીની માનસિક ઉપાસનાની પરાકાષ્ઠા બતાવવામાં આવી છે. એકવાર તેમણે માનસિક પૂજન–અર્ચન ઉપરાંત ખીરનું માનસિક નૈવેદ્ય પણ ધરાવ્યું હતું; અને તે ઉપરાંત તે પ્રસાદને માનસિકરૂપે ખૂબ ખાધો પણ હતો; જેનું પરિણામ એ આવ્યું કે, તેમને

અજીર્ણ થયું હતું. એક સજ્જન કે જેમને તેમના માનસિક પૂજન વગેરેમાં વિશ્વાસ નહોતો, પણ જે એટલું જાણતા હતા કે તેમણે કંઇ ભારે ભોજન કર્યું નથી અને કરતા પણ નથી, તે તેમને માટે એક અત્યંત બાહોશ વૈદ્યને બોલાવી લાવ્યા. તેણે કહ્યું કે, "તેમણે કોઇ ભારે પદાર્થ ખાધો છે અને તેનાથી અજીર્ણ થયું છે."

વૃંદાવનમાં શ્રીરૂપ અને સનાતનનો ભેટો થવાથી રઘુનાથદાસને કંઇક શાંતિ થઈ અને તે તેમની સાથે આનંદથી રહેવા લાગ્યા. રૂપ અને સનાતન રઘુનાથદાસ પાસેથી શ્રીગૌરચંદ્રની ગહન લીલા સાંભળવા લાગ્યા. રઘુનાથદાસે ગૌરલીલા ઉપર બંગાળીમાં એક પુસ્તક લખ્યું છે. તેઓ સંસ્કૃતના પણ સારા પંડિત હતા. તેમણે 'ચૈતન્ય-સ્તવ-કલ્પવૃક્ષ,' 'મનઃશિક્ષા' અને 'ગુણલેશ શેખર' વગેરે કેટલાક ગ્રંથો રચ્યા છે. 'કૈટે લાગસ કૈટે લાગોરમ' માં તેમના નામની પહેલાં સ્વરાવલી, મનઃશિક્ષા અને ગુણલેશ શેખરનાં નામ આપેલાં છે; પણ તેમાં ગુણલેશ શેખરનું નામ ગુણલેશ સુખદ આપેલું છે. પ્રથમ પુસ્તકમાં પોતાના ઉદ્ધારવિષે તેમણે લખ્યું છે કેઃ-

**महासंपद्दारादपि पतितमुद्धृत्य कृपया, स्वरूपे यः स्वीये कुजनमपि मां नस्य मुदितः।**
**उरो गुञ्जाहारं प्रियमपि च गोवर्द्धनशिलां, ददौ मे गौराङ्गो हृदय उदयन्मां मदयति ॥**

મારા જેવા દુર્જન ઉપર પણ કૃપા કરીને મહત્તા અને સ્ત્રી-પ્રલોભનથી મારો ઉદ્ધાર કરીને સ્વરૂપના હાથમાં સોંપ્યો અને પ્રસન્ન થઇને મને પોતાના કંઠમાંનો ગુંજાહાર અને ગોવર્ધનશિલા આપ્યાં, એજ ગૌરાંગ મારા હૃદયમાં જાગૃત થઇ મને પ્રેમોન્મત્ત બનાવી દે છે.

ભક્તશ્રેષ્ઠ શ્રી ધ્રુવદાસજીએ પોતાની ભક્તનામાવળીમાં રઘુનાથદાસ ગોસાંઇવિષે લખ્યું છે કેઃ—

ભજનરાસિ રઘુનાથજી રાધાકુંડ સ્થાન, લોન તક્ર બ્રજકો લયો પરસ્યો નહિ કછુ આન;
વંદન કરી કૈ ચિંતવન ગૌરસ્યામ અભિરામ, સોવત હૂ રસના રટૈ રાધાકૃષ્ણ સુનામ.

વૃંદાવનમાં રાધાકુંડ ઉપર એક કુટી બનાવીને રઘુનાથદાસ પહેલાં કરતાં પણ અધિક કઠિન વ્રત પાળતા રહીને સમય વીતાવવા લાગ્યા. કહેવાય છે કે, વૃંદાવનમાં તેમણે અન્નજળ છોડી દીધાં હતાં અને માત્ર છાશ પીને રહેતા હતા. રઘુનાથદાસ હમેશાં ત્રણવાર રાધાકુંડમાં સ્નાન કરીને વૈષ્ણવોને ભેટતા હતા, એક લાખ હરિનામના જપ કરતા અને એક હજાર વૈષ્ણવોને દંડવત્ પ્રણામ કરતા. એક પહોર શ્રી ચૈતન્યના અલૌકિક ગુણ અને ચરિત્રનું વર્ણન કરતા અને બાકીનો સમય રાધાકૃષ્ણનાં ધ્યાન, ધારણા અને માનસપૂજામાં ગાળતા હતા. વૈષ્ણવોમાં રઘુનાથજીનું સ્થાન બહુ ઉંચું છે. બંગાળી વૈષ્ણવોમાં જે છ ગોસ્વામી આદિગુરુ કહેવાય છે તેમાં રઘુનાથજી પણ એક છે. રઘુનાથદાસજીએ વૃંદાવનમાં ૪૯ વર્ષ નિવાસ કર્યો. 'ચૈતન્યચરિતામૃત'ના રચનાર કૃષ્ણદાસ કવિરાજ તેમના શિષ્ય હતા. આશ્વિન શુકલ દ્વાદશીને દિવસે તેમણે દેહત્યાગ કર્યો. દર વરસે એ દિવસ વૈષ્ણવોમાં મહાન ઉત્સવતરીકે ઉજવાય છે. કહે છે કે, સં. ૧૬૩૯ માં તેમણે દેહત્યાગ કર્યો હતો.

અતુલ ઐશ્વર્યના એકલાજ અધિકારી અને પતિપરાયણ સુંદર સ્ત્રીના સ્વામી હોવા છતાં રઘુનાથદાસ ગોસ્વામીએ સંસારનો ત્યાગ કરી વૈરાગ્ય,ગરીબાઇ તથા ભગવદ્દભક્તિની એકનિષ્ઠાને પોતાનાં કર્યાં હતાં. શ્રીકૃષ્ણદાસ કવિરાજે પોતાના બંગાળીમાં રચેલા ચૈતન્યચરિતામૃતમાં એક સ્થળે રઘુનાથદાસ ગોસ્વામીવિષે લખ્યું છે કેઃ-

> અનન્ત રઘુનાથેર ગુણ કિ કરિબે લેખા, રઘુનાથેર નિયમ જેનં પાષાનેર રેખા.
> સાઢે સાત પ્રહર જાય ક્રીંહાર સ્મરણે, આહાર નિદ્રા ચારિ દંડસે ઓ નહે કો ન દિને.
> વૈરાગ્યેર કથા તાર અદ્દભુત કથન, આજન્મ ના દિલ જીહ્વાય રસેર સ્પર્શન.

વ્રજભૂષણદાસ

# મહાન ભક્ત લાલાબાબુનું ટૂંક ચરિત્ર

(બંગાળી ઉપરથી લેખકઃ—**શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિત**)

ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સના વિખ્યાત દિવાન ગંગા ગોવિંદસિંહના નામથી ઇતિહાસના અભ્યાસીઓ સુપરિચિત છે. અમારા ચરિતનાયક એમનાજ પૌત્ર થાય. ઇ. સ. ૧૮૦૩ માં તેમને ઉડિસ્સાના વસુલાતી ખાતાના દિવાનનું પદ આપવામાં આવ્યું હતું; પરંતુ એ પદ ઉપર તેઓ ઝાઝા દિવસ સુધી રહ્યા નહિ. સ્વતંત્રપણે જીવન ગાળવાની અભિલાષાથી તેમણે નોકરીનું રાજીનામું આપ્યું અને પૈતૃક જમીનદારી તથા અન્ય સંપત્તિના વહિવટમાં ચિત્ત પરોવ્યું. એક દિવસ એ પોતાની જમીનદારીની તપાસ કરીને સંધ્યાકાળે એક ગામડામાં થઈ ઘેર પાછા ફરતા હતા એવામાં એક ધોબીની કન્યા તેના પિતાને કહી રહી હતી: 'બાપા, વેળા તો થઈ ગઇ. દીવો સળગાવોને?' આ શબ્દો રાજા રામકૃષ્ણસિંહના ચિત્તમાં મર્મભેદી બાણની પેઠે વિંધાઇને પ્રવેશ પામ્યા. એ વિચારવા લાગ્યાઃ 'વેળા તો મારી પણ થઈ ગઈ છે, પણ મેં હજુસુધી અંતરમાં દીવો પ્રગટાવ્યો છે? આટલાં વર્ષ નાહક મોજમજાહ અને ભોગવિલાસમાં જીવન વ્યતીત કર્યું!' આ પ્રમાણે અન્તર્મુખી વૃત્તિ કરીને વિચાર કરવાથી તેમના હૃદયમાં એક ક્ષણમાત્રમાં જ્ઞાનજ્યોતિ પ્રકટી નીકળી. ચિત્તમાં દૃઢ વૈરાગ્યનો ઉદય થયો અને ત્રીસ વર્ષની ભરયુવાવસ્થામાં રાજવૈભવ તથા સુંદર, પતિવ્રતા યુવતી પત્ની રાણી કાત્યાયનીનો ત્યાગ કરીને સંન્યાસધર્મ સ્વીકાર્યો. બંગાળાનો ત્યાગ કરીને પોતે પવિત્ર ધામ વૃન્દાવનમાં પધાર્યા; અને પચીસ લાખ રૂપિયાનું ખર્ચ કરીને ત્યાં એક વિશાળ, ચતુષ્કોણ ભવ્ય મંદિર બંધાવ્યું. એ મંદિરમાં કૃષ્ણચન્દ્રની મૂર્તિ પધરાવવામાં આવી છે. રાજપૂતાનાના આરસપહાણવડે એ મંદિર બાંધવામાં આવ્યું છે. વૃન્દાવનનાં દર્શનીય સ્થાનોમાં એની ગણત્રી છે. એ મંદિર સાથે સાધુ, સંત, અતિથિ, અભ્યાગતને સારૂ એક અન્નક્ષેત્રની પણ વ્યવસ્થા છે. એમંદિરની સ્થાપના કર્યા પછી એમણે મથુરાંના રાધાકુંડની ચોતરફ શ્વેત પથ્થરનાં પગથીઆં બંધાવી આપ્યાં.

એ સમયમાં રાજપૂતાનાના કેટલાક રાજાઓ સાથે અંગ્રેજ સરકાર સંધિના કોલકરાર કરી રહી હતી. એમાંના કોઇ એક રાજાને સંધિપત્ર ઉપર સહી નહિ કરવાની સલાહ રાજા કૃષ્ણચન્દ્ર ઉર્ફે લાલાબાબુએ આપી છે, એવો સંદેહ ઉપજવાથી તે વખતના સરકારી રેસિડેન્ટ સર ચાર્લ્સ મેટકાફ તેમને દિલ્હી લઇ ગયા; પરન્તુ પૂરી તપાસ થતાં તેઓ નિર્દોષ છે એવી ખાત્રી થયાથી દિલ્હીના બાદશાહ સાથે તેમનો પરિચય કરાવ્યો. બાદશાહે તેમનો ઘણો આદરસત્કાર કર્યો અને 'મહારાજા' ની ઉપાધિ આપવા માંડી; પરન્તુ માનવૈભવનો પ્રથમથીજ ત્યાગ કરી આવેલા લાલા બાબુએ વિનયપૂર્વક ત્યાગ કર્યો. દિલ્હીથી પાછા ફરતી વખતે પોતે સ્થાપેલા મંદિર આદિ ધાર્મિક સંસ્થાઓના નિભાવ અર્થે મથુરા જીલ્લામાં પંદર ગામ ખરીદી લેવાનો બંદોબસ્ત કરતા આવ્યા. તેમની મથુરાની જમીનદારીની આવક પુષ્કળ હતી. એમાંથી મંદિરનું બધું ખર્ચ જતાં વર્ષ દિવસે બાવીસ હજાર રૂપિયા બચતા, તે અન્નસત્રના નિભાવ સારૂ જૂદા કાઢવામાં આવ્યા. એ અન્નસત્ર વ્રજમંડળમાં નિરાશ્રિત બંગાળીઓનું આશ્રયસ્થાન છે. એ મંદિર તથા અન્નસત્રને સારૂ ખરીદેલી જમીનદારીને અંગે મથુરાંના સૌથી પ્રસિદ્ધ શેઠજી, જેમની સરકાર દરબારમાં તથા લોકોમાં પણ સારી પ્રતિષ્ઠા અને લાગવગ હતી, તેમની સાથે લાલા બાબુને કજીયો ઉભો થયો અને કચેરીમાં મુકદ્દમા ચાલવા લાગ્યા. એ પ્રસંગથી લાલા બાબુને પાર્થિવ સંપત્તિ, આત્માભિમાન વગેરે ઉપર બહુ તિરસ્કાર ઉપજ્યો; અને સૂક્ષ્મ ભોજન કરીને રાતદિવસ હરિનું નામ લેવામાં તેમણે સમય વ્યતીત કરવા માંડયો. એ વખતે નાભાજીની 'ભક્તમાળ' નો બંગાળી અનુવાદ કરનાર સાધકચૂડામણિ પરમ વૈષ્ણવ કૃષ્ણદાસ બાબાજી વૃન્દાવનમાં બિરાજતા હતા. તેમની સાધુતા, અસીમ પાંડિત્ય, અહંકારશૂન્યતા અને અસાધારણ ભગવદ્ભક્તિની વાત લાલા બાબુને કાને પહોંચી હતી. બાબાજીની સેવામાં જઇને દીક્ષા લેવાની પ્રબળ ઇચ્છા એમના મનમાં હતી. લાલાબાબુની પૂર્વાવસ્થા, વૈરાગ્ય, દીનતા, દયા, સૌજન્ય અને વિનય આદિ ગુણોથી બાવાજી પણ કયારનાએ જાણીતા હતા. એમનું ચિત્ત પણ લાલાબાબુ પ્રતિ ઘણા સમયથી આકર્ષિત થયું હતું; પરન્તુ આટલા દિવસ બન્નેને પરસ્પર મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. એક દિવસ લાલાબાબુ બાવાજીના આશ્રમમાં જઇને બેઠા અને દીનભાવે પોતાનો અભિલાષ પ્રગટ કર્યો. બાવાજીએ ઘણાજ આદરપૂર્વક તેમનો

સત્કાર કર્યો. યોગ્ય ગુરુની આગળ યોગ્ય શિષ્ય દીક્ષા ગ્રહણ કરવાનો આગ્રહ કરી રહ્યા છે. કેવું સુંદર દશ્ય ! આવા વિશુદ્ધ ચરિત્રવાળા, સંસાર ઉપર વિરક્તિ ધરાવનારા, પરમ ભગવદ્ભક્ત સુપ્રસિદ્ધ લાલાબાબુને દીક્ષા આપવામાં ગુરુએ વિલંબ કરવો જોઇએ કે એમને દીક્ષા આપીને કૃતાર્થ થયેલા ગણવા જોઇએ ! પરંતુ સાધુ મહાત્માઓના સ્વભાવ વિચિત્રજ હોય છે. કૃષ્ણદાસ બાવાજીએ આદરપૂર્વક તેમને પોતાની પાસે બેસાડીને દીન અને કરુણ સ્વરે કહ્યું:–"બેટા ! તારે દીક્ષા ગ્રહણ કરવાને હજુ થોડીવાર છે. હજુ થોડા દિવસ વાટ જો !" બાવાજીનાં વચનથી લાલાબાબુ દુઃખ અને વિસ્મયસાગરમાં લીન થઇ ગયા અને કુંજમાં પાછા ફરીને પોતાના સ્વભાવ તથા ચારિત્ર્યનું અવલોકન કરવા અને તેમાં શા દોષ છે તે તપાસવા લાગ્યા. થોડીવાર પછી તે બોલી ઉઠયાઃ–"હા, હવે હું સમજ્યો. ખરેખર, મારે દીક્ષા ગ્રહણ કરવામાં હજુ ઘણો વિલંબ છે. ભગવદ્ભક્તિમાં મોટો પ્રતિબંધ નાખનાર, હૃદયની મુખ્ય મલિનતારૂપ અહંકાર હજુસુધી મારા હૃદયમાં જડ ઘાલી બેઠો છે. મારૂં મંદિર છે, હું મારા પૈસાથી બંધાવેલા મંદિરનો પ્રસાદ ગ્રહણ કરૂં છું, એવા વિચાર હજુસુધી મારામાં ઠસેલા છે. 'હું' અને 'મારૂં' એ ભાવ હજુસુધી ગયો નથી. ધિક્કાર છે મારા જીવતરને !"

એજ ક્ષણેથી લાલા બાબુએ મધુકરીવૃત્તિ સ્વીકારી. કુંજમાં ઘેરેઘેર ભટકીને એક એક મુઠ્ઠી ભિક્ષા માંગીને તેનુંજ ભોજન કરવા માંડયું. હૃદયમાંથી જ્યારે હુંપદ–અહંબુદ્ધિનો બીલકુલ લોપ થયેલો જણાયો, ત્યારે પાછા એક દિવસ બાવાજીના આશ્રમમાં જઇ પહોંચ્યા અને દીનતાપૂર્વક તેમને ચરણે નમીને દીક્ષા લેવાની પુનઃ પ્રાર્થના કરી. એમને ખાત્રી હતી કે, આ વખતે તો બાવાજી અવશ્ય કૃપા કરીને દીક્ષા આપશે. બાવાજીએ પહેલાં કરતાંયે અધિક મધુરભાવે અને મૃદુ શબ્દોમાં કહ્યું:–'બેટા ! તારે દીક્ષા ગ્રહણ કરવામાં હજુ પણ થોડો વિલંબ છે.' લાલા બાબુ સ્તંભિત થઇને આશ્રમના આંગણામાં પુતળાની પેઠે ઉભા રહીને ચોધાર અશ્રુ વરસાવવા લાગ્યા ! થોડીવાર પછી નિરાશ થઇને પોતાની કુંજમાં પાછા ફર્યા અને ઊંડા વિચારમાં નિમગ્ન થયા. 'ગુરુજીનું કથન સકારણજ હોવું જોઇએ. મારામાં હજુપણ કોઇ દોષ હશે જેને લીધે ગુરુજીએ મને દીક્ષાને માટે અયોગ્ય ગણ્યો.' આવી ચિન્તામાં નિમગ્ન થઇ એ પોતાના અપરાધોનું અવલોકન કરવા લાગ્યા. વિચાર આવ્યોઃ–"મેં સ્ત્રી, પુત્ર, ધન, સંપત્તિનો ત્યાગ કરીને શ્રી વૃંદાવનમાં વૃક્ષની નીચે આશ્રમ બાંધ્યો છે; માધુકરીવ્રત ધારણ કરીને જીંદગી ગાળું છું; હરિના ચરણકમળમાં ચિત્તને સમર્પણ કરીને આઠે પહોર ભગવાનનું નામ જપ્યા કરૂં છું; એ બધી વાત સાચી, પરંતુ મારા મનની મલિનતા હજુ પણ દૂર નથી. શામાટે હું શેઠજીના કુંજમાં મધુકરી માગવા સારૂ નથી જઇ શકતો ? હજુપણ શત્રુપ્રત્યે તિરસ્કાર અને દ્વેષબુદ્ધિ મારામાં પ્રબળરૂપે રહ્યાં છે, તોપછી મારૂં મન શુદ્ધ થયું કેમ કહેવાય ? શત્રુ, મિત્ર, માન, અપમાન, એ બધું ભેદજ્ઞાન જ્યાંસુધી આટલું બધું પ્રબળ છે, ત્યાંસુધી અહંકારબુદ્ધિ કેવી રીતે જતી રહે ? શું આવા લક્ષણેજ હું બાવાજીની કૃપા મેળવવા ગયો હતો ? ધિક્કાર છે મને ! ધન્ય છે બાવા કૃષ્ણદાસ તમને ! ધન્ય છે તમારા મહિમાને ! તમારા મહિમાનો અંત નથી. તમેજ મને તમારો દાસ બનાવવાને યોગ્ય બનાવી રહ્યા છો !"

જે શેઠજીનો ઉપર ઉલ્લેખ કરી ગયા છીએ તે એક મહા ધનાઢય જમીનદાર અને પરમભક્ત હતા. વૃંદાવનમાં તેમણે એક અતિ વિશાળ મંદિર બંધાવ્યું છે. તેમના ઐશ્વર્યની સીમા નહોતી. મથુરાં અને તેની આસપાસનાં કેટલાંએ ગામ તેમણે જમીનદારીમાં ખરીદી લીધાં હતાં. લાલાબાબુની પણ મથુરાંમાં કેટલીક સંપત્તિ છે. વાર્ષિક આવક લાખેક રૂપિયાની છે. જમીન સદા કજીયાનું કારણ થઇ પડતી હોવાથી આ બન્ને ભક્તજનોમાં પણ વૈમનસ્યનું નિમિત્ત થઇ પડી. એ જમીનદારીની ખાતર બન્ને વચ્ચે લાંબા સમયસુધી મુકદ્દમો ચાલ્યો હતો અને બન્નેનાં મન એટલાં ઉંચાં થઇ ગયાં હતાં, કે એકબીજાના સામું જોતા નહિ. એક વખત તો એ શત્રુતા એટલી બધી પ્રબળ થઇ પડી હતી કે બન્નેને પોતપોતાના જીવનની શંકા થઈ પડી હતી.

લાલાબાબુ બધી કુંજોમાં જઇને ભિક્ષા માગી આવતા, પરંતુ શેઠજીની હવેલીમાં જતાં એમનો પગ ઉપડતો નહિ. મનમાં વિચાર આવતાંજ ગઈ ગુજરી સાંભરી આવતી અને એમને ત્યાં મધુકરી માગવા જવું એ માથું કાપ્યા જેવું લાગતું. કેમ ન લાગે ? વૉરન હેસ્ટીંગ્સનો જ-

મણો હાથ, ભારતવર્ષના રાજતંત્રની લગામ એક વખત પોતાના હાથમાં રાખનાર રાજા ગંગા ગોવિંદસિંહના પૌત્રને એક શેઠને નમ્યું આપતાં સંકોચ કેમ ન આવે ! પરંતુ લાલાબાબુ તો હવે રાજા કૃષ્ણચંદ્ર મટીને એક દીન ભિક્ષુ બન્યા હતા. પોતાના મનનો અહંકાર કાઢી નાખવાને તેમણે દઢ સંકલ્પ કર્યો હતો. એ સંકલ્પનું ભાન થતાં વારજ એમનો બધો સંકોચ જતો રહ્યો. માન, અભિમાન, શત્રુતા, અહંકારઆદિ વિકારો તેમના હૃદયમાંથી પલાયન કરી ગયા. બીજે દિવસે મધ્યાહ્નકાળે યમુનાસ્નાન કરી આવીને દીનવેશે લાલાબાબુ શેઠજીની કુંજમાં જઇને ઉપસ્થિત થયા અને મુઠ્ઠીભર અન્નની ભિક્ષા માગી. કલકત્તાના એક બંગાળી રાજાને ભિક્ષા માગતા જોઈ શેઠજીની હવેલીના નોકરો ગદ્‌ગદ્‌ થઈ ગયા. તેમની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. રખે પોતાના શેઠ નારાજ થાય એ બીકથી તેઓ કાંઈ પણ કહી શકયા નહિ; તેમજ ભિક્ષા આપતાં પણ હિંમત ચાલી નહિ. દૈવયોગે શેઠજી પોતેજ એ વખતે ત્યાં હતા. નોકરોએ દોડતા દોડતા જઇને ખબર આપ્યા કે લાલાબાબુ આપણે ત્યાં મધુકરી માગવા આવ્યા છે. શેઠજી ઉતાવળે પગે બહાર આવીને જુએ છે, તો ખરેખર લાલાબાબુજ ઉભેલા છે. તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ. લાલાબાબુનો દીન વેશ અને વૈરાગ્ય જોતાંજ તેમની પ્રત્યે શેઠજીનો જે કાંઈ દ્વેષ અને શત્રુભાવ હતો તે જતો રહ્યો. લાલાબાબુને મુખેથી મધુકરી ભિક્ષાની પ્રાર્થના સાંભળતાં વાર તેમનું હૃદય પીગળી ગયું. એ લાલાબાબુના ચરણમાં પડી ગયા. લાલાબાબુએ શેઠજીને ઉભા કરીને દઢ આલિંગન આપ્યું. બન્નેનાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. શેઠજીએ તેમને પ્રસાદ આરોગવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ લાલાબાબુ પોતાનું મધુકરીવ્રત તોડવા કોઇપણ પ્રકારે તૈયાર થયા નહિ અને ઘણાજ વિનયપૂર્વક ફક્ત એક મુઠ્ઠી અન્નનીજ યાચના કરી.

શેઠજી લાચાર થઇને લાલાબાબુને મધુકરી આપવાની નોકરોને આજ્ઞા આપીને અશ્રુપૂર્ણ નેત્રે તથા વ્યાકુળ ચિત્તે ઘરમાં ચાલ્યા ગયા. લાલાબાબુની આટલી બધી દીનતા તથા વિનયને લીધે બધા મુગ્ધ થઇ ગયા. ઘોર શત્રુને પરમ મિત્ર ગણી તેને ઘેર ભિક્ષા માગી આવીને જેવા બહાર નીકળ્યા તેવા શું જુએ છે ! કૃષ્ણદાસ બાવાજી સન્મુખ ઉભા છે ! લાલાબાબુ મૂર્ચ્છિત થઇને તેમના ચરણમાં ઢળી પડયા. બાવાજીએ પરમ યત્નપૂર્વક તેમને ઉઠાડીને આલિંગન આપ્યું અને સ્નેહપૂર્વક કહ્યું:-'બેટા, તારી દીક્ષાનો સમય આવી પહોંચ્યો છે.' ત્યારપછી લાલાબાબુએ સાધુ કૃષ્ણદાસજીપાસે દીક્ષા લઇ જીવનની સર્વોચ્ચ કામના પૂર્ણ કરી.

વૃંદાવનમાં લાલાબાબુનું નામ પ્રાતઃસ્મરણીય છે; અને તેમનો વૈરાગ્ય તથા પ્રેમભક્તિ સાધુઓને માટે આદર્શરૂપ થઇ પડયાં છે. વ્રજમંડળમાં તેમની કીર્તિ ઘેરે ઘેર ગવાય છે. ભારતવર્ષમાં દૂર દેશાવરથી વૈષ્ણવો લાલાબાબુની કુંજ જોવા સારૂ આવે છે અને તેમની સમાધિનાં દર્શન કરીને પોતાને ધન્ય માને છે. વૃંદાવનનાં સેંકડો પવિત્ર સ્થાનોમાંનું એ એક પવિત્ર સ્થાન મનાય છે.

દીક્ષા લીધાપછી લાલાબાબુએ મૌનવ્રત ધારણ કર્યું હતું. એ અવસ્થામાં એક દિવસ તેઓ રાજમાર્ગ ઉપર જઇ રહ્યા હતા, એવામાં ગ્વાલિયરનાં મહારાણી એમને જોઇને ભક્તિપૂર્વક દર્શન કરવા તૈયાર થયાં. મહારાણીને પાસે આવતાં જોઇ એ ખસી જવા લાગ્યા, એવામાં એક સવારના ઘોડાની અડફટમાં આવી જવાથી ત્યાંજ પડી ગયા અને ઘોડાની લાત પેટમાં વાગવાથી એકદમ ભોંય ઉપર પડી ગયા. ભકતો તરતજ તેમને ઉંચકીને કુંજમાં લઈ ગયા. ત્યાં આગળ ગુરુદેવના ખોળામાં માથું મૂકીને રાધા-કૃષ્ણની યુગલમૂર્તિનાં દર્શન કરતાં ઇ. સ. ૧૮૨૨ માં જ્યેષ્ઠ સુદી બીજને દિવસે ૪૬ વર્ષની વયે, એમણે દિવ્ય ધામપ્રતિગમન કર્યું. ગુરુદેવ બ્રહ્મનામ સંભળાવવા લાગ્યા. ભકતજનો રોવા લાગ્યાં. ગ્વાલિયરનાં મહારાણીના શોકનો પાર નહોતો, કે આવી હતી પુણ્ય કમાવા અને સાધુજનના મૃત્યુનું નિમિત્ત થઇ પડી ! હાય ! મારા જેવી પાપી કોણ હશે ? એ દિવસે આખા વૃંદાવનમાં શોક વ્યાપી ગયો. ધર્મજગતમાંથી એક ઉજ્જવલ નક્ષત્ર ખરી પડયું. સંસારમાં લાલાબાબુ સમાન ધાર્મિક પુરુષો જવલ્લેજ જોવામાં આવે છે.

એમના મૃત્યુની પૂર્વે કેટલાંક વર્ષોથી એમની જાગીરનો વહિવટ એમનાં પત્ની રાણી કાત્યાયની કરતાં હતાં. કાર્યકુશળ હોવા ઉપરાંત એ સેવાપરાયણ અને પરોપકારી નારી હતાં. સત્કાર્યોમાં એમણે પણ પુષ્કળ દાન કર્યું છે. બંગાળામાં પાઇકપાડાના રાજા એમનાજ વંશજ છે.

**ભક્ત લાલાબાબુ અને સાધ્વી કાત્યાયનીના પવિત્રાત્માને શ્રદ્ધાંજલિ અર્પી વાચકોની રજા લઇશું.**

# रामायणविषे केटलाक विचारो

( આ સંસ્થા તરફની વાલ્મીકિ રામાયણ તેમજ ગિરધરકૃત રામાયણ સાથે અત્ર તરફના નિવેદનમાં રજુ કરાયલા વિચારો વગેરે આમાં પહેલા તેમજ બીજા પેટાપ્રકરણરૂપે આપ્યા છે. એ પછી પેટાપ્રકરણ ૩ (ક)–રૂપે **રામાયણ અને એક મહાત્માજી** એવા મથાળા નીચે એક અસરકારક ન્હાની વાર્તા આપી છે; તથા ૩ (ખ)–રૂપે **ગોસ્વામીજી અને તેમની રામાયણવિષે મહત્ત્વના અભિપ્રાય'** એવા મથાળા નીચે વિદ્વાનોના જાણવા જેવા વિચારો તેમની પોતાનીજ હિંદી બોલીમાં આપ્યા છે. તે પછી ચોથું પેટાપ્રકરણ **'હિંદુજાતિ ઉપર રામાયણનો પ્રભાવ'** એવા મથાળા નીચે આપ્યું છે; તથા પાંચમું પેટાપ્રકરણ **'રામાયણની રહસ્યકથા'** એવા મથાળાવાળું હોઇને તેમાં સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીના મહત્ત્વપૂર્ણ વિચારો આપ્યા છે. આ પ્રમાણે આ પહેલું પ્રકરણ પૂરૂં થયા પછી બીજું પ્રકરણ **'રામાયણવિષે જાણવાજોગ હકીકત'** એવા મથાળાવાળું અને પંદર પેટા પ્રકરણોવાળું આપેલું છે; આ સર્વ એટલાજ માટે આપ્યું છે કે જે સજ્જનો આ સંસ્થા તરફની અન્ય રામાયણો ન લઇ શકતાં માત્ર આ તુલસીકૃત રામાયણજ લઇ શકે, તેઓ પણ તે તે ઉપકારક બાબતોથી જાણીતા થાય. આસો વદ ૫–સંવત ૧૯૮૨. **ભિક્ષુ: અખંડાનંદ**

## १–रामायणनी सर्वसामान्यमाटे उपकारकता

ભારતવાસી હિંદુસંતાનોને તેમના પ્રાચીન ગ્રંથો જે અવર્ણનીય લાભ પહોંચાડતા આવ્યા છે, તેમાં કાળક્રમથી ભલે રામાયણનું નામ વેદ, ઉપનિષદ્ અને મનુસ્મૃતિ ઇ૦ ની પછી આવતું હોય; પરંતુ હિંદુસમાજના લગભગ સઘળા ભાગને ઉપકારક થવામાં તો તેનું સ્થાન સર્વોપરીજ રહેતું આવ્યું છે. દુર્દશાનાં સૈકાંપર સૈકાં વીતી જવાથી અત્યારે પુષ્કળ હિંદુસંતાનોના મનમાંથી વેદ, ઉપનિષદ્, દર્શનશાસ્ત્ર, મનુસ્મૃતિ કે ગીતા જેવા શ્રેષ્ઠ આર્યગ્રંથોનાં નામસુદ્ધાંએ ભૂલાઈ ગયાં છે; પરંતુ રામ અને સીતાનું નામ ન જાણતો હોય અને તેમના તરફ પૂજ્યભાવ નહિ ધરાવતો હોય એવો હિંદુ તો ભાગ્યેજ હશે; કારણ કે એ નામો અને એ પૂજ્યભાવ હિંદુમાત્રના હૃદયમાં ગળથુથીના સાથે તો શું, પણ ગર્ભાવસ્થામાંથીજ (માતાપિતાના સંસ્કારોદ્વારા) દાખલ થયેલાં હોય છે. દેહાંતસમયે પણ શ્રીરામનું નામ પ્રત્યેક હિંદુનો તારકમંત્ર હોઇને તેના શબની સ્મશાનયાત્રાસુદ્ધાં એ પુણ્યપવિત્ર નામના અખંડ ઘોષસહિતજ થવાની.

રામ અને સીતાનાં પુણ્યપવિત્ર નામોની પેઠેજ તેમના શબ્દચિત્રરૂપ રામાયણગ્રંથ હિંદુજાતિમાં સર્વત્ર પૂજ્ય અને પ્રચલિત થઇ રહ્યો છે. ભારતવર્ષમાં કોઈ પણ ગામ એવું નહિ હોય કે જ્યાંના હિંદુ રહેવાસીઓ રામકથાના નામથી અજ્ઞાત હોય.

સંસ્કૃતના સમયમાં વાલ્મીકિકૃત રામકથા હયાત છતાં પણ અનેક સુકવિઓએ જૂદા જૂદા સેંકડો ગ્રંથોરૂપે તેને તેજ ભાષામાં જૂદી જૂદી રીતે ગાઇને પોતાની વાણી પવિત્ર કરી છે અને પ્રાકૃતનો સમય આવતાં તે તે પ્રાકૃત ભાષાને પણ તેના સુકવિઓએ એ મહાન ગ્રંથથી વિભૂષિત કરી છે.

રામાયણ અને મહાભારતના સમર્થ અભ્યાસી અને સમાલોચક શ્રીમાન ચિંતામણ વિ૦ વૈદ્ય રામાયણના સંબંધમાં કહે છે કેઃ–

" રામચંદ્રના અતિ ઉત્તમ ચરિત્રને વાંચી પ્રેમ, આનંદ અને આદરભાવની લાગણી કયા ભારતવાસીજનને નહિ થાય ? આપણી આર્યભૂમિ વૈભવ અને નીતિના શિખરપર પહોંચી હતી એવા સમયનું તે ચિત્ર આંખ આગળ ઉભું રહેતાં કોનું હૃદય આનંદથી નહિ ઉછળી રહે ? જો કે આપણા આર્યદેશના પ્રાચીન ઇતિહાસનો થોડો સરખો ભાગજ આપણને મળી આવ્યો છે, તોપણ એ અંધકારમય પ્રાચીનકાળમાં શ્રીરામચંદ્રનો સમય શરદ્પૂર્ણિમાની રાત્રિ પ્રમાણે શુભ અને આનંદદાયક પ્રકાશથી ભરપૂર દેખાય છે. એ સમયમાં શ્રીરામચંદ્રની મોહક મૂર્તિ પૂર્ણચંદ્રની પેઠે મધ્યે વિરાજમાન થયેલી માલમ પડે છે અને તેમનાથી ક્ષણભર પણ વેગળી ન પડનારી જાનકી ચંદ્રની જ્યોત્સ્ના પ્રમાણે શોભી રહે છે. તેજસ્વી અને શીઘ્ર કોપ કરનાર લક્ષ્મણજી મંગળના લાલ ગ્રહ પ્રમાણે પ્રકાશમાન દેખાય છે; અને શાંત–પ્રેમાળ ભરતજી બૃહસ્પતિના તારાની પેઠે શુભ્ર અને

કોમળ તેજથી શોભી રહે છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર, જનક, દશરથ, ભરદ્વાજ, અગસ્ત્ય, કૌશલ્યા, અનસૂયા ઇત્યાદિ અનેક વંદનીય સ્ત્રી–પુરુષોની મૂર્તિઓ પણ પોતપોતાના પ્રકાશવડે ચળકી રહેલા ગ્રહોની પેઠે તે સમયમાં ચળકી રહી છે. આવા ઉત્તમ રામાયણના સમયપ્રત્યે ભારતવાસી આર્યલોકો આનંદ અને અભિમાનની દૃષ્ટિથી જુએ એમાં નવાઇ શું ?"

"આર્યસ્ત્રીઓના અંતઃકરણમાં સીતાદેવીનું પવિત્ર ચરિત્ર–એટલે કે તેમનો નિઃસીમ પતિપ્રેમ, દૃઢ પતિવ્રત, પતિ સાથે સંકટ ભોગવવાની તેમની તત્પરતા ઇત્યાદિ અસંખ્ય ગુણોનું ચિત્ર, આર્ય સ્ત્રીઓના હૃદયપટપર એવું કોતરાઇ રહ્યું છે, કે જેને લીધે તેઓ હજારો વર્ષથી આપણા સમાજના ભૂષણરૂપ બનતી આવી છે. શ્રીરામનું ઉચ્ચ અને મનોહર ચરિત્ર પણ પ્રત્યેક ભારતવાસી પુરુષને માટે 'દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું" તે દેખાડનારા નિષ્કલંક આદર્શરૂપ છે. રામચંદ્રનું નામ લેતાંજ આપણા મનમાં સર્વ સદ્‌ગુણોની મોહક મૂર્તિ ખડી થઇ રહે છે. હિંદુસંતાનોને માટે ઉત્તમ પુત્ર, ઉત્તમ બંધુ, ઉત્તમ મિત્ર, ઉત્તમ શત્રુ, ઉત્તમ રાજા, એ બધાનો એકત્ર નમુનો તે શ્રીરામચંદ્રજ છે."

"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇ પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ; રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો એક પણ પુરુષ ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી; તેમજ વાલ્મીકિઋષિ સરખી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કોઇ પણ કવિ આજપર્યંત થયો નથી. ગ્રીસ તથા રોમદેશમાં પુરાતનકાળમાં હોમર તથા વર્જીલ નામના કવિઓએ "ઇલિયડ" તથા "ઇનીડ" નામના ગ્રંથો લખ્યા છે, તે પાશ્ચાત્યદેશોમાં ઉત્તમ ગણાય છે; અને ઈંગ્લાંડમાં મિલ્ટન નામના કવિએ 'પેરેડાઇઝ લૉસ્ટ' નામનો ગ્રંથ રચ્યો છે, તે પણ ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં પણ રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે કદાચ કોઇ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓનાં કાવ્યના નાયકો એકિલીસ, ઇનિયસ અને ઍડમ–એ સર્વે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં અતિશય ઉતરતા જણાય છે. સારાંશ એજ કે રામાયણસંબંધે આર્યલોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

ભારતવાસીઓને માટે રામાયણ આ પ્રમાણે પ્રાચીન સમયથી ઉપકારક થતી આવી છે અને ભવિષ્યમાં પણ જ્યાંસુધી આર્યજાતિનું નામ જારી રહેશે, ત્યાંસુધી ઉપકારક થતી રહેશે. મહામુનિ વાલ્મીકિનું અસામાન્ય કવિત્વ જોઇને બ્રહ્માજી પોતેજ કહી ગયા છે કે:—

**यावत्स्थास्यं तिगिरयः सरितश्च महीतले । तावत्रामायणकथा लोकेषु प्रचरिष्यति ॥**

અર્થાત્ આ પૃથ્વીતલ ઉપર જ્યાંસુધી પર્વતો અને નદીઓ રહેશે, ત્યાંસુધી તમારી રચેલી રામકથા લોકોમાં પ્રચાર પામતી રહેશે.

વેદો, ઉપનિષદો અને દર્શનશાસ્ત્રો જેવા મહાન ગ્રંથો અને તેના દ્રષ્ટા–પ્રણેતા મહર્ષિઓ કરતાં પણ આ પ્રમાણે રામાયણ અને શ્રીરામ–સીતાનાં નામ વિશેષ પ્રચાર પામવાનું એક મોટું કારણ એ પણ છે કેઃ–

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु । युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥**

ભગવતી ભગવદ્‌ગીતામાં આ પ્રમાણે યુક્તતાનું જે મહત્ત્વ આહારવિહાર ઉપરાંત અન્ય પણ પ્રત્યેક ક્રિયા અને ચેષ્ટાને માટે ઉપદેશવામાં આવ્યું છે, તે યુક્તતાના સૂત્રનુંજ–રામાયણનો અને રામ સીતાનો આટલો બધો આદર કરીને–હિંદુસમાજે પાલન કર્યું છે. "યુક્ત" ના અર્થ એ સ્થળે યોગ્ય, ઘટિત હોય તેવું અથવા અધિકારને બંધબેસતું એવોજ છે. મિષ્ટાન્ન ભોજન ગમે તેટલું તુષ્ટિ-પુષ્ટિદાયક હોય, પણ તે સબળ જઠરવાળાને માટેજ હોઇને માંદાને તો નુકસાનજ કરે; એજ પ્રમાણે વાચન, ભણતર, નિત્યપાઠ વગેરેના સંબંધમાં પણ સમજી લેવાનું છે. મોક્ષનાં મુખ્યસાધનરૂપ જે તત્વજ્ઞાન, તેને લગતા ગ્રંથો ગમે તેટલા ઉપકારક હોવા છતાં પણ તેમની તે ઉપકારકતા–ખુદ તે ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે–સાધનચતુષ્ટયસંપન્ન (વિવેક, વિરાગ, ષડ્‌ગુણસંપત્તિ અને મોક્ષેચ્છાયુક્ત) જિજ્ઞાસુજનોનેજ માટે છે.

એ સાધનસંપત્તિને બદલે જેનામાં પામરતા અને વિષયલોલુપતાજ પ્રાધાન્ય ભોગવીરહી હોય અને પછી ગીતા, ઉપનિષદ્ કે બીજા વેદાંતગ્રંથોમાંના અભેદ સિદ્ધાંતને ગોખી મારવામાં આવે, તો

તો તેવી અયુક્ત–અનધિકાર–કર્મચેષ્ટાનું પરિણામ માંદાને મિષ્ટાન્ન અથવા ચોરને અભયદાનની પેઠે અધ્યાત્મજ્ઞાનનો દુરૂપયોગ થવામાંજ આવે.

આમ થવાથી એવા મનુષ્યો પ્રથમ કરતાં પણ વધારે ભ્રમણા, અનીતિ અને વિષયલોલુપતામાં જઇ પડે અને પોતાની ચારિત્ર્યહીનતાનો બચાવ "હમકો કયા લગના હૈ" "એક બ્રહ્મ દ્વિતિયો નાસ્તિ" "**इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तंत**" વગેરે વેદાંતવાકયોના બકવાદથી કરે, એમાં આશ્ચર્ય નથી. અશાશ્વત વિષયો તરફથી મન–ઇંદ્રિયને પાછાં વાળી તેને શાશ્વત સચ્ચિદાનંદપદદાયક કર્મયોગ અથવા સાંખ્યયોગમાં પ્રવર્તાવનાર યતાત્માનેજ વેદાંતનાં ઉચ્ચ સત્યો ઉપકારક થઇ શકે છે. સાંખ્યમાર્ગનો પ્રવાસી પોતાના તે તે શુભ જ્ઞાનચારિત્ર્યના સંબંધમાં ભૂલે ચૂકે પણ અભિમાનમાં ન ચઢી જતાં "ગુણોજ ગુણોમાં વર્તી રહ્યા છે", એ સત્યને લક્ષમાં રાખીને પોતાના સર્વથી પર એવા આત્મભાવમાંજ ચિત્તને વાળ્યા કરે અને કર્મયોગી જે કાંઇ શુભ કર્મ કરે, તે નિષ્કામભાવે અને પ્રભુપ્રીત્યર્થેજ કરતો રહીને પ્રભુની પ્રેરણા અને કૃપાથીજ તે સર્વ બને છે એમ સમજીને નિરભિમાની રહે, એટલા માટેજ એવાં સત્યોનો ઉપયોગ હોય છે; પરંતુ કયાં અર્જુન જેવો જ્ઞાનચારિત્ર્યસંપન્ન, સંયમી, બલિષ્ઠ અને દયાના આવેશમાં બાપદાદાના રાજપાટને પણ જતું કરવાને તૈયાર થયેલો મહાવીર! અને કયાં હાલનો આ કંગાલ વિષયરક્ત વાચક વેદાન્તી!

અનધિકારી અને કુપાત્રને બ્રહ્મવિદ્યાનું દાન આપવું એ અસલથીજ પાપરૂપ ગણાતું આવ્યું છે. મહર્ષિ વસિષ્ઠે આ વાત અલંકારમાં ઉપદેશતાં બ્રહ્મવેત્તાપ્રત્યે બ્રહ્મવિદ્યા પાસે નીચલા ભાવનું કહેવરાવ્યું છે કેઃ–"હું હવે તારી માલિકીની વસ્તુ થઇ છું; પરંતુ મારૂં દાન તું બહુ સાચવીને કરજે. જે મારૂં હાસ્ય કરે, જે દુષ્ટ હોય અને જે ઇંદ્રિયોનો ગુલામ હોય, તેવાને મારૂં દાન કરતો નહિ. મને આ પ્રકારે સુરક્ષિત રાખવાથી તારા હૃદયમાં હું બળવાન થતી ચાલીશ; માટે હે બ્રહ્મવેત્તા! જેમ કોઇ સમજુ માણસ પોતાના ખજાનાની ખૂબ કાળજીથી રક્ષા કરે છે, તેવીજ કાળજીથી તું મારી રક્ષા કરજે; અને માત્ર એવાજ પુરુષને મારૂં દાન કરજે કે જે પવિત્ર, અંતરમુખ, શુદ્ધ બુદ્ધિવાળો, બ્રહ્મચર્યવ્રતને પાળનારો તથા જે કદી પણ મારૂં અપમાન કરે નહિ એવો હોય."

આમ હોવાથી સર્વસામાન્યને માટે તો એવાજ ગ્રંથો અને ઉપદેશો યુક્ત–ઉપકારક થઇ શકે કે જે તેમને પામરતામાંથી અને વિષયલોલુપતામાંથી ઉપર ચઢાવીને સદ્‌ગુણી, સારાસાર સમજનારા તથા સારભૂત વસ્તુસ્થિતિને ઇચ્છનારા (જિજ્ઞાસુ) બનવામાં મદદ કરે. રામકથાનો ગ્રંથ તેમાં આવેલાં રામ, લક્ષ્મણ, જાનકી, હનુમાન વગેરેનાં ઉત્તમોત્તમ ચરિત્રોને લીધે સર્વસામાન્યને માટે એવો ઉપકારક અને બંધબેસતો હોવાથીજ સમગ્ર હિંદુજાતિ તેને વેદ, ઉપનિષદ્ અને ગીતા જેવા ગ્રંથો કરતાં પણ અધિક પ્રિય માનતી આવી છે.*

# २–इतिहासनो महिमा अने स्वरूप

ધર્મગ્રંથતરીકે રામાયણની મહત્તા અને ઉપકારકતા આટલી બધી હોવા છતાં કોઇ તેને માત્ર ઇતિહાસગ્રંથજ કહેવા માગે તો તે પ્રકારે પણ રામાયણનું મહત્ત્વ જેવું તેવું નથી. અથર્વવેદમાં ઇતિહાસ, પુરાણ વગેરેની ઉપકારકતા દર્શાવતાં કહ્યું છે કેઃ—

**स ब्रहतीं दिशमनुव्यचलन् । तमितिहासाश्च पुराणं च गाथाश्च नाराशंसीश्चानुव्यचलन् । इतिहासस्य च वै स पुराणस्य च गाथानां च नाराशंसीनां च प्रियं धाम भवति य एवं वेद ।**

( અથર્વવેદ, કાંડ ૧૫, અધ્યાય ૧, સૂક્તક મંત્ર ૧૦–૧૧–૧૨ )

અર્થાત્–"મનુષ્ય અથવા પ્રજાને ઉન્નતિની દિશામાં આગળ વધવામાં ઇતિહાસ, પુરાણ, ગાથા અને નારાશંસી બહુજ સહાયકારક થાય છે. આ સત્ય વાતને જેઓ જાણે છે, તેઓ તેવા ગ્રંથોનો પુષ્કળ અભ્યાસ કરીને તેના પ્રિય ધામરૂપ ( એટલે કે કેટલાક બહુશ્રુત મનુષ્યોને આપણે પુસ્તકાલય અથવા લાયબ્રેરીની ઉપમા આપીએ છીએ તેવા ) બની રહે છે."

* રામાયણમાં પણ વેદાન્ત–તત્ત્વજ્ઞાનનો વિષય આવે છેજ, પણ તે ખીચડામાં મીઠાની પેઠે જરૂર જોગા જ. બીજા હાથપર વેદ, ઉપનિષદ્ વગેરેમાં પણ સર્વસામાન્યના ઉપયોગનો ઉપદેશ નથી એવું નથી, પણ તે ઉપદેશ રામકથાદ્વારા સચોટ દાખલા સાથે જે સહજતા અને રસપૂર્વક માનવહૃદયપર કોતરાઇ જાય છે, તેવું વેદાદિદ્વારા સર્વસામાન્યમાટે નથીજ બનતું.

ઉપલા વેદવાક્યમાં ઇતિહાસને સર્વથી પ્રથમ સ્થાન અપાયું છે, તે યોગ્યજ છે; પરંતુ તે ઇતિહાસનો અર્થ અત્યારે વિદ્યાર્થીઓને ગોખાવી મરાતાં "દેશની દુર્દશાના સમયનાં નામો અને વર્ષો" એવો જરા પણ નથી. એવો ઇતિહાસ અને શિક્ષણપદ્ધતિ તો શીખનારાની ઉન્નતિ કરવાને બદલે તેમની વધારે દુર્ગતિ અને વિનાશ કરવાનુંજ કામ બજાવે છે. આર્યોની અન્ય સર્વ બાબતોની પેઠે તેમની ઇતિહાસની વ્યાખ્યા પણ કેવી સુયોગ્ય છે, તે નીચલો શ્લોક વાંચવાથી જણાશે.

**धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् । पूर्ववृत्तकथायुक्तमितिहास प्रचक्षते ॥**

અર્થાત્-ઇતિહાસ તેનેજ કહેવાય, કે જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ઉપદેશ તથા પ્રેરણાવાળી કથાઓસહિત પૂર્વવૃત્તાંત આપેલો હોય.

રામાયણ અને મહાભારતના ગ્રંથો ઉપર જણાવેલી ઇતિહાસની વ્યાખ્યાને કેટલા બધા બંધબેસતા છે, તે દર્શાવવું પડે તેમ નથી. એક દાર્શનિક બુદ્ધિવાળા ઇતિહાસવેત્તાએ ઠીકજ કહ્યું છે કે:-"પ્રત્યેક દેશનું ભવિષ્ય તેના ભૂતકાળમાં અંકિત છે; અને જે પ્રજાને પોતાના ભૂતકાળનું યથાર્થ જ્ઞાન નથી, તે પ્રજા પોતાની ભવિષ્યની ઉન્નતિનો માર્ગ બહુ મુશ્કેલ અને અનેક ખાડીકોતરોથી ભરપૂર જોશે."

ઇતિહાસના ઉંડા અભ્યાસી પ્રૉફેસર રામદેવજી તેમણે રચેલા "ભારતવર્ષકા ઇતિહાસ" માં ઇતિહાસની આવશ્યકતાવિષે લખે છે કે:—

"દુઃખસાગરથી પાર થવાને માટેનાં જે કેટલાંક સાધન છે, તેમાં ઐતિહાસિક જ્ઞાન પણ એક અગત્યનું સાધન છે. ભારતવર્ષની નૌકા અનેક શતાબ્દિઓથી ભયંકર દુઃખસાગરના વમળમાં પડીને ડગમગી રહી છે. અમારા જે પૂર્વજો આ નૌકાને સુગતિથી ચલાવતા હતા તેઓ તો રહ્યા નહિ; અને અમો આળસુઓ નૌકાસંચાલનની તે યોગ્ય વિધિ તેમની પાસેથી શીખ્યા નહિ. હવે જ્યારે નાશકારક પ્રચંડ પવન વહેવા લાગ્યો, નૌકા ખૂબ ડામાડોળ થવા લાગી અને 'આ ડૂબી, આ ડૂબી' એવી દશા આવી પહોંચી, ત્યારેજ હાહાકારનો આરંભ થયો; પરંતુ એ આક્રંદથી શું વળે તેમ છે? હવે તો અમને એજ ઉચિત છે કે, જે વિધિઓનો ઉપયોગ કરીને અમારા પૂર્વજો આ ભારતનૌકા સુગતિથી ચલાવતા હતા અને જે વિધિઓ અમારા કલ્યાણના વિચારથી તેઓ પોતાના ગ્રંથોમાં અંકિત કરી ગયા છે, તે વિધિઓનો પત્તો મેળવવો."

એવી પ્રાચીન સુયોગ્ય વિધિઓ રામાયણમાં પણ બહુ સારી રીતે વર્ણવેલી હોવાથી ઇતિહાસગ્રંથતરીકે પણ રામાયણનું મહત્ત્વ જેવું તેવું નથી. "રામાયણ કલ્પિત ગ્રંથ છે," "પ્રાચીન ભારતવર્ષમાં ઇતિહાસ લખવાની રૂઢિ ન હતી," વગેરે આક્ષેપોના ઉત્તરો તેમજ અન્ય પણ અનેક જાણવા જેવા વિચારો પ્રૉ૦ રામદેવજીએ તેમના ઉપરોક્ત ગ્રંથમાં દર્શાવેલા છે, તે હવે પછીના લેખોમાં અપાયલા જણાશે.

રામાયણનું નામ આપણા દેશમાં સર્વત્ર પ્રસિદ્ધ છતાં પણ તેની અસામાન્ય મહત્તા તેમજ હિંદુસમાજપ્રત્યેની ઉપકારકતાનો વિશેષ ખ્યાલ તો થોડાજ માણસોને હોય છે. ગોટપીટીઆ શિક્ષણથી રંગાયલો વર્ગ તો એવા ગ્રંથોને ગપસપ જેવા ગણી કાઢીને તેનાથી દૂરજ રહે. વળી એકડા ઘુંટતું કોઈ છોકરૂં એકાદ સમ્રાટના ધનવૈભવની આંકણી કરવા બેસે; અથવા તો એકાદ કાચલીવડે કોઇ સાગરનું પાણી માપવા બેસે; તેમ કોઈ કોઇ તો રામાયણનાં પ્રાતઃસ્મરણીય પાત્રોને પણ રસ્તે જનારાં સામાન્ય મનુષ્ય જેવાં સમજી તેમના અમાપ જ્ઞાનચારિત્ર્યને પોતાના ક્ષુલ્લક-વેંતીઆ જ્ઞાનચારિત્ર્યવડે માપવા બેસીને તેમનામાં ખામીઓ પણ દર્શાવવા મંડી પડે ! દેશ વિદેશના સમર્થ વિચારકો અને અભ્યાસીઓએ રામાયણની મહત્તા અને ઉપકારકતાનાં મુક્તકંઠે જે ગુણગાન કર્યાં હોય, તે આવી સ્થિતિમાં સર્વસામાન્યમાં પ્રચલિત થવાની જરૂર લાગવાથીજ તેવા કેટલાક વિચારોનો સંગ્રહ આ ગ્રંથના વાચકોની જાણમાટે એમાંના સારભૂત ઉતારા "રામકથાનો મહિમા" એવા મથાળા નીચે આ પછીનાં પૃષ્ઠોમાં આપ્યા છે. આશા છે કે પ્રત્યેક વાંચનાર તે વિષય પ્રથમ વાંચી જઇને રામાયણ એ શી વસ્તુ છે, તેની શી ઉપકારકતા છે અને તે શું શીખવે છે, તે બાબતો સમજી લીધા પછીજ તેને વાંચવી શરૂ કરશે; અને પરિણામે ઉચ્ચ સંસ્કારો તથા પ્રેરણાઓ વિશેષ પ્રમાણમાં મેળવવાને ભાગ્યશાળી થશે.

ખરું જોતાં જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુથી કોઈ રામાયણનો મહિમા ગાવા બેસે તો તેનો એક મોટો ગ્રંથજ બની રહે. ટુંકામાં તો કવિસમ્રાટ્ રવીન્દ્રનાથ ઠાકુરે તેને હિંદુજાતિનું "જીવનધન" કહ્યું છે તેટલું પણ સુચિત્ત હિંદુસંતાનોને માટે બસ કહી શકાય. અલબત્ત હિંદમાં ઉદ્ભવેલી એક નવીન માનવસૃષ્ટિને માટે આ મહિમા કાંઈક વધુ વિસ્તારથી આપવાની આવશ્યકતા છે ખરી. પાશ્ચાત્યશિક્ષણના વિલક્ષણ સકંજામાં સપડાઇ સુધારકપણાના પોકળ પાંડિત્યમાં પટકાઇ પડવાથી જેઓ આર્ય ભાવનાઓરૂપી પવિત્ર પોષક રક્તને ગુમાવી રહ્યા હોય; જેઓ વિદેશીઓના વિજયગાનનું ભૂસું ભેજામાં ભરી ભરીને ગોટપીટની ગોખણપટ્ટીના તાનમાં પોતાની જાતને અક્કલનું બારદાન અને હિંદુ રીતભાતને મૃત્યુની મહેમાન બનાવી રહ્યા હોય; જેઓ પાશ્ચાત્ય ભૌતિકવાદની મદિરાથી મત્ત બનીને સ્વદેશના સર્વસ્વની પેઠે ભારતીય પહેરવેશને પણ "ડોન્ટ કેર" કરી બેઠા હોય; જેઓ બિચારા ઇલી(યડ)બિલ્લીના ઉંદર બની જઇ સુયોગ્ય ભારતીય સાહિત્યના પઠનથી પરાઙ્મુખજ રહી ગયા હોય; જેમને મન રામાયણ અને મહાભારત એ ટાઢા પહોરનાં ગપ્પાં અને વેદો એ જંગલી સ્થિતિનો બકવાદ હોય અને આ પ્રમાણે જેઓ સુશિક્ષિત કહેવાવા છતાં કુશિક્ષિત જેવાજ બની રહ્યા હોય તેવા અનેક નવયુવકો અને સુધારકમન્યોને માટે તો આ ફેરફારીના યુગમાં પણ રામાયણના વિશેષ મહિમાની આવશ્યકતા સ્પષ્ટજ છે. આ આવશ્યકતા પૂરી પાડવામાટે દેશવિદેશના જે અનેક અસામાન્ય વિદ્વાનોએ આ ગ્રંથનાં મુક્તકંઠે ગુણગાન કર્યાં છે, તેનાં અવતરણો આ પછીનાં પૃષ્ઠોમાં આપવામાં આવ્યાં છે. રામાયણનું વાચન શરૂ કરવા પહેલાં આ ઉપયોગી લેખો સંપૂર્ણ ધ્યાનથી વાંચી જવા પ્રત્યેક વાંચનારને ખાસ ભલામણ છે. રામાયણના મહિમાને જાણવાવાળા સજ્જનોને પણ એ લેખો અવનવી માહિતીઓ, મનનીય વિચારો અને આદરભાવની ઉર્મીઓ પૂરી પાડે એવાજ છે.

કોઈ એમ કહે કે, રામાયણ જેવો મહાન ગ્રંથ અને અન્ય અનેક ગ્રંથો દેશમાં વિદ્યમાન હોવા છતાં ભારતવાસીઓની દુર્દશા કેમ શરૂ થઇ અને તે હજાર હજાર વર્ષ સુધી કેમ ટકી રહી છે ? ઉત્તર સ્પષ્ટજ છે કે, એવા ગ્રંથોમાં દર્શાવેલા અનુભવસિદ્ધ આચાર-વિચાર ( જ્ઞાન–ચારિત્ર્ય ) ઘટતા ચાલવાનુંજ એ પરિણામ છે. ઘરમાં પુષ્કળ ખજાનો હોવા છતાં તે વાતથી અજ્ઞાત મનુષ્ય " અન્ન અન્ન " કરતો મરી જાય અથવા તો તે ખજાનાનો દુરૂપયોગ કરીને કોઇ એ કરતાં પણ બૂરે મોતે મરે, તો તેમાં તે ખજાનાનો દોષ નજ કહી શકાય. આર્યગ્રંથોવિષે પણ એજ પ્રકાર સમજવો; પરંતુ તેની સાથે આ વાત પણ ભૂલવાની નથી કે, ઘટી ઘટીને પણ એ જ્ઞાનચારિત્ર્ય જેટલા પણ પ્રમાણમાં કાયમ રહી શક્યાં છે, તે પણ એ મહાન આર્યગ્રંથોનો અને પૂર્વજોનોજ પ્રતાપ છે. એમના પ્રતાપેજ ભારતવર્ષ ભારતવર્ષતરીકે અને હિંદુજાતિ હિંદુતરીકે અત્યારસુધી હયાતી ધરાવી શક્યાં છે; નહિ તો અન્ય અનેક પ્રાચીન પ્રજાઓની પેઠે હિંદુજાત પણ નામશૂન્ય બનીને આજે મુસલમાન કે ખ્રિસ્તીપદનેજ શોભાવતી હોત.

અફસોસની વાત છે કે, અન્ય કેટલીક ઉપકારક બાબતોની પેઠે રામાયણ, મહાભારત, ઓખાહરણ, વગેરેની કથાઓ પણ અનેક પ્રકારના લલિત રાગોમાં ગવાતી સાંભળવાનું દેશમાં ઓછું થતું ચાલે છે અને તેથી તેવી કથાઓ લલકારીને ગાઇ સંભળાવનારા સુયોગ્ય ઉત્સાહી વ્યાસદેવતાઓ પણ ઘટતા ચાલે છે.

એજ પ્રમાણે આપણા પ્રાતઃસ્મરણીય સંતમહાત્મા અને કવિવરોનાં રચેલાં અનેક પ્રકારનાં જ્ઞાનચારિત્ર્યવર્ધક આખ્યાન, ભજન, ધોળ, ગરબી, ગરબા, રેખતા વગેરેને પણ અસરકારક રીતે ગાઇ સંભળાવનારી વ્યક્તિઓ તથા ભજનમંડળીઓ દિવસાનુદિવસ ઘટતીજ ચાલે છે; અને જે જાય છે તેની જગ્યા મોટે ભાગે ખાલીજ રહે છે.

જંબુસર તાલુકાના સારોદ ગામમાં આજથી ૭૫–૧૦૦ વર્ષપર એક કદાવર અને બળવાન બાંધાવાળા ભટ્ટજી હતા. તેઓ ઓખાહરણની કથા પગે ઘુઘરા અને કેડે નરઘાં બાંધીને તેના લલિત રાગોમાં એવી તો સરસ રીતે કહેતા કે, શ્રોતાઓ ચિત્રવત્ બની રહેતા અને તેમનાં હૃદય આનંદ તથા ઉત્સાહથી ઉછળી રહેતાં.

એજ ગામમાં વહોરા પટેલોમાં " સુલેમાન ભગત " તો હમણાંજ થઈ ગયા. આ લખનારને

નાનપણથી અનેક વ્યાસોના મુખથી કથાવાર્તાઓ શ્રવણ કરવાનું સૌભાગ્ય મળ્યા કર્યું છે; પણ એજ ઓખાહરણ કે ગિરધરકૃત રામાયણ જ્યારે સુલેમાન ભગત એક હાથમાં તંબુરો તથા બીજા હાથમાં મંજીરા લઇને અને એક નરઘાં વગાડનાર તથા એક સારંગીવાળા ભરથરીને સાથે બેસાડીને પોતાના પહાડી રાગથી ગાતા, ત્યારે તો હદજ વળતી. એ લેહ, એ હલક, એ જોશ અને એ અસર અજબજ હતી. ભગત પોતે પણ તે ગાતા ગાતા આમતેમ ડોલ્યા કરે અને શ્રોતાઓ પણ ડોલ્યા કરે! હિંદુઓનાં ઘર અને દેવમંદિરમાં તો એમનાં કથાકીર્તન થતાંજ; પરંતુ મુસલમાન કોમથી વસેલા મહોલ્લાઓમાં પણ તેમની ઓખાહરણ વગેરેની કથા ચાલતી અને એ કોમના એટલા બધા શ્રોતા એકત્ર થતા કે પગ મૂકવાની જગ્યા રહે નહિ!

એજ ગામમાં ભંગીની કોમમાં 'ભોજીઓ' કરીને એક ઉંચો પડછંદ અને મજબૂત બાંધાનો વૃદ્ધ હતો. એ માણસ રાત્રે વાર્તા માંડતો ત્યારે વચમાં વારંવાર જોશમાં આવીને ઉભો થઇ જતો અને જાણે તે પોતેજ તે વાર્તાનું કોઈ અસામાન્ય પાત્ર હોય એવોજ શ્રોતાઓને ભાસ થઇ આવી તેઓનાં હૃદય પણ વીરરસથી ઉભરાઇ ઉઠતાં!

દશેક વર્ષપર અમદાવાદમાં સાધુચરિત ગણેશ ગોપાળ પંડિતના મકાન પાસે સસ્તા સાહિત્યનું કાર્યાલય હતું, ત્યારે તેમને ત્યાં કોઇ આધેડ વયના બારોટ ઉતરેલા. એક રાત્રે કાર્યાલયમાં આવીને તેમણે બે ત્રણ કલાક સુધી એક વાર્તા સંભળાવી હતી. શી વર્ણનશક્તિ અને શી રસ જમાવવાની ખુબી! વાર્તામાં વચ્ચે પ્રસંગ આવતાં એકવાર તેમણે એક હોકારો કરેલો, તે તો જીંદગી સુધીએ ભૂલાય તેમ નથી. કવિઓ 'આભના ગાભ છૂટે' એવી ઉપમા આવા હોકારાને આપે એમાં નવાઈ નથી.

એજ પ્રમાણે ભીમની વાત કહેતી વખતે ભીમના ભાવમાં આવી જાય, સહદેવની વાત કરતાં સહદેવ જેવાજ જણાઈ રહે, અર્જુનની વાત આવતાં અર્જુનનોજ ભાસ કરાવે, ધર્મરાજાનો પ્રસંગ આવતાં ધર્મમૂર્તિજ બની રહે; અને હનુમાન, રાવણ, કુંભકરણ, લક્ષ્મણ, શબરી વગેરેના પ્રસંગ ચાલતાં તેવા તેવા ભાવ દર્શાવવામાં પણ કમાલ કરે; તેમજ રોજ રોજ નવી નવી બોધપૂર્ણ વાર્તાઓથી ધર્મનીતિનો બોધ પણ સરસ આપે અને વચ્ચે વચ્ચે હસાવવામાં પણ બાકી રાખે નહિ; એવી એવી અનેકવિધ ખુબીઓવાળા વ્યાસદેવતાઓની કથાઓ સાંભળવાની જે મઝા મળેલી, તે પણ ભૂલાય તેવી નથી, પણ હવે તો એ વાતો ૩૦-૪૦ વર્ષ જેટલી જૂની થઈ ગઈ!

પરંતુ ઇશ્વિરકૃપાથી હજી પણ-બહુ નહિ તો કોઇ કોઇ પણ એવા અસામાન્ય વાર્તાકારો, કથાકારો, કીર્તનકારો વગેરે હયાત હશેજ; અને તેઓ છે ત્યાંસુધીંજ તેમના હુન્નરને ઉત્તેજી અનેક વ્યક્તિઓમાં પ્રચલિત કરીને મરતો અટકાવવાની તક છે. એવી પ્રત્યેક વ્યક્તિ ભારતનું મોઘું ધન છે. દેશનું ઘણુંએ ગયું તેમ એ ધન પણ જતું રહેશે, તો ફરી તેને ઉપજાવવું મુશ્કેલ છે. આવા બાહોશ કથાકારો, કીર્તનકારો, વાર્તાકારો, પુરાણી, ભાટચારણો, ભગતો, વ્યાસદેવો, ઘરબારી સાધુબાવા, ભરથરી, કાપડી વગેરેનો પણ દિવસાનુદિવસ ઘટાડોજ થતો ચાલે છે; અને જે જે હોંશિયાર માણસો જાય છે તેમનું સ્થાન ખાલીજ રહે છે. અનેક પ્રયત્નોવડે જામેલી અને સેંકડો વર્ષસુધી ઉપકારક થતી આવેલી હિંદુસંસ્કૃતિનાં આ સાધન અત્યારે મોટે ભાગે દીનહીન સ્થિતિમાં છે; પણ આગલા સમયમાં જ્યારે તે પોતાના ઉન્નત સ્વરૂપમાં હશે ત્યારે કેવાં હશે, તેની તો વાતજ શી કરવી? આજે તો તેઓમાં દશાંશ જેટલી પણ યોગ્યતા અને ઉપકારકતા રહેલી ન ગણાય; પરંતુ એવાં એવાં પણ એ સાધનોમાંથી સારી સારી વ્યક્તિઓને શોધી, ઉત્તેજી તથા કેળવી યોગ્ય સંસ્કારોથી સંસ્કૃત બનાવીને જો તેનો યોગ્ય લાભ લેવામાં આવે; અને તેમની સંખ્યા વધે તેમ કરીને જનસમૂહને છૂટથી તેમનો લાભ આપવામાં આવે, તો દેશની નષ્ટ થવા બેઠેલી શુભ સંસ્કૃતિમાં સારૂં જેવું ચેતન પૂરાતું રહે અને ક્રમે ક્રમે એ લોકો પણ જ્ઞાન, ચારિત્ર્ય, કળા તેમજ ઉપકારકતામાં ખીલતાં-ખુલતાં ચાલે એમાં સંશય નથી.

લોકરુચિને વશ બની રાષ્ટ્રીયતાના નામ નીચે પણ ગોટપીટીઆ ગોખણપટ્ટીવાળી શાળાઓ ચલવીને લાખોની બરબાદી કરવી અને દેશમાંના ખાતાપીતા તથા અનેક પ્રકારે ગરીબોનાં લોહી

ચૂસતા લોકોની સંખ્યા તથા આવડતને વધાર્યા જવી, એના કરતાં તો ઉપર જણાવ્યા જેવી વ્યક્તિઓ અને સંસ્થાઓને ખીલવવાને દેશના ખરા આધારરૂપ સ્ત્રીવર્ગ, ખેડુતો, અત્યંજો તેમજ બીજા નિરાધાર, ગરીબ અને અજ્ઞાન લોકોનીજ સંગીન સેવા બજાવવામાંજ રાષ્ટ્રનું સાચું અને સંગિન હિત રહેલું છે. સમજુઓએ હવે તો એવાં કાર્યોની પાછળજ ધનના ઢગ અને સુયોગ્ય સેવાભાવી જીવનો અર્પણ કરવાં-કરાવવાં ઘટે છે.

ભારતમાતાનો સાચો સપૂત બંકિમબાબુ, કે જે આર્યસંસ્કૃતિનો મહાન અભ્યાસી અને હિમાયતી હતો; વર્તમાનયુગનો જ્ઞાનચારિત્ર્યસંપન્ન મહાવિદ્વાન હતો; જેનું રોમેરોમ દેશદાઝથી ફફડી રહેલું હતું અને હજીસુધી દેશમાં જેનો જોટો પાક્યો નથી એવો અસામાન્ય સાહિત્યસેવક હતો; આનંદમઠ તથા કૃષ્ણચરિત્રાદિ જેવા અનેકાનેક પ્રેરક ગ્રંથનો તથા 'વંદેમાતરમ્' જેવા રાષ્ટ્રીય ગીતનો જે પ્રણેતા હતો; તે બંગસાહિત્યનો સમર્થ સમ્રાટ બંકિમબાબુ શિક્ષણ અને શિક્ષિતવિષે શું કહે છે ?

તેઓ કહે છે કે:-" લખતાંવાંચતાં આવડે તેજ શિક્ષિત અને ન આવડે તે અશિક્ષિત; એવું જરા પણ સમજતા નહિ. પાઠશાળાઓ અને નિશાળોમાં ભણ્યાવિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. આપણા દેશમાં પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા તે આજે લુપ્તપ્રાય થઇ ગયા છે. ' કથા ' અને 'હરિકીર્તન ' એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો. પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને તેથી કરીને પુરાણ-ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો. અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં પણ અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી. ભોગવિલાસમાંજ જીવનની સાર્થકતા સમજાવનારી, કાળા મોંવાળી આ વીસમી સદીએ એક હાથમાં તોપ-બંદુક અને બીજા હાથમાં કળ-કારખાનાંઓને ધારણ કરી સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે. "

પોતાનું નામ પણ ન લખી જાણનારા પ્રાત:સ્મરણીય ભગવાન રામકૃષ્ણ પરમહંસ, છત્રપતિ શિવાજી અને મહાન અકબર જેવાઓ જે અસામાન્ય જ્ઞાનચારિત્ર્ય અને શરીરબળ ધરાવતા હતા; તે સર્વ ક્યાંથી આવેલું ? આર્યસંસ્કૃતિનાં એ સમયનાં અક્ષરજ્ઞાનની બહારનાં ઉત્તમ સાધનોનોજ એ સર્વ પ્રતાપ હતો.

વળી એ સાધનોનો લાભ માત્ર રાજાઓનાંજ છોકરાંને મળે, એવું ન હતું. એ લાભ તો સર્વ કોઇને મળી શકતો. પ્રથમ તો એ લાભ પરમ આસ્તિક, બળવાન અને સદ્‌ગુણી માતાપિતાનાં જ્ઞાનચારિત્ર્ય, ઉછેર અને ગૃહશિક્ષણમાંથીજ મળી રહેતો; અને તે પછી એ લાભ ગામમાંના જ્ઞાનચારિત્ર્યસંપન્ન કુળપુરોહિત, ભટ્ટ, ચારણ, શાસ્ત્રી, પુરાણી, ધર્માચાર્યો, મહંતો અને યાત્રાળુપંડિતો, મંડળેશ્વરો, સંતસાધુઓ, પરમહંસો તેમજ અતિથિઅભ્યાગતો વગેરેથી મળતો. વાર તહેવારોની ઉજવણીઓ, મેળાઓ અને યાત્રાએ નીકળતા સંઘો પણ એ બાબતમાં સારી પેઠે મદદગાર થતાં.

એવે એવે પ્રકારે જનસમાજમાં સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, યુવકો, ખેડુતો તેમજ ગરીબગુરબાં વગેરે તમામ વર્ગો જ્યારે જ્ઞાનચારિત્ર્યવર્ધક આર્યસંસ્કૃતિથી પોષાયા કરતા, ત્યારે મનુષ્યો કેવાં સુખી, સદ્‌ગુણી અને બળવાન રહેતાં ! તેઓ આખું આયુષ્ય ધર્મનીતિથી તથા સુખસંપત્તિપૂર્વક ગુજારતાં; અને ગરાસીઆઓમાં તો શું પણ ગામના ભંગી સુદ્ધાંમાં એવું બળ અને આરોગ્ય રહેતું કે અત્યારનાં આપણાં ભણીગણીને કુરકુરીઆં જણી જાણનારાં પાંચ દશ માણસો પણ તેવા એકને પહોંચી શકે નહિ!

આ વાત તો આજે પણ પુષ્કળ માણસો જાણે છે કે આજથી પચાસ અને સો વર્ષ પહેલાં દેશમાં આજના જેટલું દારિદ્ર, દુષ્કાળ, મોંઘારત, તનમનની દુર્બળતા, કુસંપ, ઝેરવેર, સ્વાર્થપરાયણતા, વિલાસિતા, છળપ્રપંચ અને લોભલાલચ વગેરે ન હતાં; અને એના સામા છેડાની સંપત્તિ-સુખશાન્તિ, સુકાળ, સંપ, હેતપ્રીત, ઉદારતા, સાદાઈ, પરોપકાર, સરળતા, સહાનુભૂતિ, આસ્તિકતા વગેરે હાલના કરતાં વધારે હતાં. એ સમયે એવી સ્થિતિ હોવાનું મુખ્ય કારણ ઉપર જણાવેલા પ્રકારોદ્વારા લોકોને જ્ઞાનચારિત્ર્યનું શિક્ષણ ખૂબ છૂટથી તેમજ સ્વાભાવિક રીતે મળ્યા કરતું તેજ હતું. આજે આપણે નાના કે મોટા પ્રત્યેક ગામમાં બ્રાહ્મણોને, બારોટોને તેમજ મઠમંદિર-

વાળાઓને જે ગામગરાસો પળતા જોઇએ છીએ, તે સર્વ એવા ઉચ્ચ કક્ષાવાળા અને નિઃસ્પૃહ લોકશિક્ષકોના ચરણમાં કદરદાન રાજકર્તાઓ, ધનિકો તેમજ ગામલોકોદ્વારા તેમના ચારિત્ર્ય અને ઉપકારકતા ઉપર ઓવારી નખાયલાં હતાં. આજે તેમના ઉત્તરાધિકારીઓ તો એ જ્ઞાનચારિત્ર્ય પણ ખોઇ બેઠા છે અને તેની પાછળ પાછળ તેમની જમીનજાગીરો પણ ખોવાતી–નષ્ટ થતી ચાલી છે.

પરંતુ આ સર્વ છતાં ઉપર જણાવ્યું તેમ હજી પણ એ વર્ગોને સચેત અને સુસંસ્કૃત કરીને સમાજસેવા માટે ઉપયોગી બનાવી શકાય તેમ છે; અને માનવસમાજ પોતે તંગી વેઠીને પણ પોતાના એવા સુયોગ્ય સહાયકોને રોટલો આપી શકે તેમ છે. એમાં પણ જે અનેક બાળકો માતાપિતા કે પાલકપોષકવિનાનાં હોઈ જે તે પ્રકારે જીવન ગાળતાં હોય, તેમનીજ સેવા અને સુશિક્ષણનું કાર્ય તેમનાજ જેવી નિર્ધનતા વગેરે સ્વીકારીને સર્વભાવથી આચરવામાં આવે તો કારીગરનો છોકરો સહેજે કારીગર બને છે; તેમ જ્ઞાનચારિત્ર્યસંપન્ન શિક્ષક અને રક્ષકના પોતાના દૃષ્ટાંત અને શિક્ષણથી ધારણામુજબના જ્ઞાનચારિત્ર્યસંપન્ન, મજબૂત અને સેવાવૃત્તિવાળા સમાજસેવકો તેમનામાંથી અવશ્ય સારા પ્રમાણમાં ઉપજી આવે. રાષ્ટ્રસેવાની સાચી દાનતવાળા અને પંડનું ભાન ભૂલી તેની પાછળ મચી પડનારા સજ્જનો માટે શું આ ઓછી આકર્ષક તક છે! જે નબાપાં નિરાધારોમાંથી ઘણાંખરાં દેશને કષ્ટકારક, ચોર, ભામટા, જુઠ્ઠા, ભિખારી, વ્યભિચારી, પાખંડી, ઠગ અને બાવાસાધુજ બની જવાનાં, તેમનામાંથી ઉત્તમ સમાજસેવકો બનાવવાનું કામ કેટલું બધું મહત્ત્વનું છે ?

લૌકિક સ્વાર્થ અને સંગ્રહવૃત્તિને દૂર કરી પ્રભુનેજ સર્વસ્વ માની શકનારા એવા જ્ઞાનચારિત્ર્યસંપન્ન થોડાક સજ્જનો પણ જો સર્વભાવે, એકનિષ્ઠાથી અને સતતપણે ઉપર જણાવ્યા જેવી એકાદ સંસ્થા જમાવવા ઇચ્છે, તો હાલની શ્રીમંતસેવી તથા લૂંટારાવર્ધક અનેક શાળા-પાઠશાળા અને બોર્ડિંગો જે વિઘાતક કાર્ય બજાવી રહી છે, તેને બદલે સમાજના સત્ય હિતની દિશામાં અસાધારણ પરિણામ આવ્યાવિના રહેજ નહિ. આવા કૃષિપ્રાધાન્ય દેશમાં એવા કામ માટે લૂંટારા ધનિકોની પાસે ભીખ માગી તેમને મોટા ભા બનાવવાનું કામ પણ જ્યાંસુધી કુશળ કૃષિકાર બનવામાં આવે નહિ, ત્યાંસુધીજ બજાવવું પડે. ઉચ્ચ ભાવનાવાળા, આસ્તિક અને પરિશ્રમી સમાજસેવકને પ્રભુ આવી બાબતોમાં કોઇ ને કોઇ માર્ગ ખોલી આપેજ. દેશનો ઉદય હવે કોઇ પણ પ્રકારે થવો અનિવાર્ય હોવાથી સાચી લાગણીવાળા અને સંયમી નરદેવતાઓને માટે કાંઇ ને કાંઇ ઉકેલ પોતાની ઉચ્ચ ભાવનાઓ પાર પડે એવા મળીજ આવે. હા, ઉચ્ચ સિદ્ધાંતોને ખાતર પંડે અકિંચનતામાં અને જરૂર પડે તો ભૂખમાં પણ સુખ માનવા જેટલું જ્ઞાનચારિત્ર્ય તેમનામાં હોવુંજ જોઇએ.

જગકર્તાને જે કાંઇ કરવું છે, તે થશે તો ખરૂંજ. માત્ર જેમનું પરમભાગ્ય હશે તેઓજ તેના હથિયારરૂપે બની આત્મોન્નતિના અને પરમ યશના ભાગી થશે.

## ३ (क)-रामायण अने एक महात्माजी

( લેખકઃ–શ્રીયુત ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ )

થોડા સમય પહેલાં મુંબઇના મમ્માદેવીના મંદિરમાં એક મહાત્માજી પધાર્યા હતા. તેઓ શરીરે કદાવર, પાંચ હાથ ઉંચા અને ભવ્ય દેખાવના હતા. મસ્તક મહાવિશાળ, આંખો ગરુડ જેવી, મુખમુદ્રા સર્વાંશે સાત્વિક અને સદા આનંદસ્વરૂપ હતી. મુંબઇ આવ્યા પછી તેઓ તુલસીદાસજીકૃત રામાયણની કથા કરતા હતા અને પાંચ દિવસમાં તો કથામાં એટલી બધી ભીડ થવા લાગી કે માણસોને બેસવાને જગા પણ મળતી નહિ. તેઓ સવારના સાડાઆઠથી દશસુધી કથા કરતા. હિંદીમાં કથા કરતા પણ એવી રસિકતાથી, એવી મિઠી ઝબાનથી અને મિઠાશથી કરતા કે લોકોને તેનો એટલો બધો મોહ થયો કે સવારમાં મમ્માદેવીમાં કથા શ્રવણ કરવા આવનારાઓની મોટરો, ઘોડાગાડીઓ, અને લોકોની મહામેદનીથી મહામેળો જામતો. મુંબઇની પોલિસનું પણ આ મેદની તરફ ધ્યાન ખેંચાયું હતું અને બંદોબસ્તમાટ ત્યાં બે માણસોને ખાસ મૂકવામાં આવ્યા હતા. દિનપ્રતિદિન મેદની

વધતી જતી. મુંબઇ જતા રાજામહારાજા, ઠાકોરો, દરબારો, શ્રીમન્તો, મધ્યમ વર્ગના લોકો, દરેક કોમના લોકો તથા કેટલાક પારસી અને ઇસ્લામી ગૃહસ્થો પણ આ કથા સાંભળવા જતા. કથાસિવાયના સમયમાં પણ અનેક શ્રીમંત અને સામાન્ય સ્થિતિનાં સ્રીપુરુષો મહાત્માજીનાં દર્શને આવતાં.

મહાત્માજી સમદ્રષ્ટા, નિર્વિકારી, સદા પરહિતકારી હતા. લોકો તો ઐહિક તેમ પારલૌકિક સર્વ પ્રકારના સુખની–કલ્યાણની યાચના કરતા. મહાત્માજીનું હૃદય જગતનાં દુઃખોથી હંમેશાં દ્રવતું અને સર્વને સુખસંતોષ આપવાને તેઓ યત્ન કરતા, કંટાળતા નહિ. તેમની મુખમુદ્રા તો હંમેશાં પ્રસન્નજ રહેતી. મહાત્માજી તો ખરેખર મહાત્માજ હતા. પરમેશ્વરનો તેમના ઉપર પૂરો અનુગ્રહ હતો.

મુંબઈમાં મહાત્માજીને બે માસ થયા, ચાર માસ થયા, છ માસ થયા. તેમના શ્રોતા અને સેવકોની સંખ્યા તો સુમારવિનાની થઇ હતી. આ બધી સ્થિતિ મહાત્માજી શોચતા. તેઓ એક મહાન નિરીક્ષક હતા. તેમણે જોયું કે, સેવકોમાં ધર્મઘેલાપણું છે; પણ તેમાં નિષ્કામવૃત્તિ ઓછી છે, ત્યાગ ઓછો છે, સાત્વિકપણું બિલકુલ નથી–લોકો કથા સાંભળવા આવે છે, પણ તેમને સત્યજ્ઞાન અને સદાચારનું ભાન થતું નથી. સવારમાં કથાશ્રવણ, પછી ધંધામાં કસાઇપણું. લોકોમાં સદ્વર્તન નથી, તેમનામાં સાચી દયા નથી, તેમનું જીવન પાપથી ઘેરાયલું રહે છે. મહાત્માજી આ પરિસ્થિતિ જોઇ અત્યંત ખિન્ન થયા.

એક સમયે એકાદશીને દિને કથા ચાલતી હતી, ત્યાં તેમણે કહ્યું:–"ભાઇઓ અને બહેનો! તમે માનો કે ન માનો પણ હું એક પામર, પાપી જીવ છતાં ગઈ રાત્રિએ સ્વર્ગના ઝાંપાસુધી જઈ પહોંચ્યો હતો.

ત્યાં તો અનહદ અજવાળાં અને અસીમ આનંદ હતો. દેવોનો વિરામ લેવાનો એ સમય હતો. સ્વર્ગનાં દ્વાર બંધ હતાં. હું તો જિજ્ઞાસુ હતો, ગરજવાળો હતો અને ગરજવાનને અક્કલ નહિ! મેં તો દરવાજાની સાંકળ ખખડાવી. એક ભવ્ય મહાસુંદર દેવે દ્વાર ઉઘાડયાં. મને તે પોતાને મંદિરે લઇ ગયા. મંદિરનો પ્રકાશ, સ્વચ્છતા અને સુંદરતાનો પાર ન હોતો. દેવે મને આસન બતાવ્યું. તેઓ તેમને આસને બેઠા.

દેવે કહ્યું:–"મહાત્માજી! તમે અહીં કયાંથી? શા કામ સારૂ પધાર્યા છો? બોલો."

હું બોલ્યો:–"હે દેવ! સ્વર્ગની કુંચી અને દફતર તમારી પાસે છે. હું આખા ભરતખંડમાં ફર્યો છું; અનેક સ્રીપુરુષો, રાજા, મહારાજા, મહારાણીઓ, શ્રીમંત, રંક–સર્વેએ મારો ઉપદેશ લીધો છે, મારી સેવા ગ્રહણ કરી છે. તમારૂં દફતર તપાસશો? એમાં મુંબઇના કેટલા જીવ દાખલ થયા છે?

તેમણે કહ્યું:–"મહાત્માજી! આવો, અહીં જરા નજીક આવો. આપણે બંને સાથેજ ચોપડો તપાસીએ."

દેવે એક મોટો ચોપડો હાથમાં લીધો. પાનેપાનાં ઉથલાવ્યાં. મુંબઈનું મથાળું ફરી ફરીને જોયું; પણ મુંબઈનું પાનુંજ કોરૂં હતું. મુંબઇનું એકે નામ સ્વર્ગને ચોપડે ચઢયું ન હતું.

હું બોલ્યો:–" શું મુંબઇમાંથી કોઈ નહિ? એ કાંઈ સંભવિત નથી? એવું બનેજ કેમ? જરા ફરીથી જુઓ ને?"

દેવે કહ્યું:–" મહાત્માજી! મુંબઇથી અહીં કોઈ આવ્યું નથી,–ખરેખર નથીજ આવ્યું. શું મશ્કરી સમજો છો? મહાત્માજીની મશ્કરી હોય?"

દેવને બે હાથ જોડી હું બોલ્યો:–" પ્રભુ! આ શું?"

દેવે કહ્યું:–" મહાત્માજી! આમ ખિન્ન શામાટે? એમાં તમારો કાંઇ દોષ નથી. તમે તમારા કર્તવ્યનું યથોચિત પાલન કર્યું છે."

મેં કહ્યું:–"પણ મારા સેવકો કયાંછે તે મારે જોવું જોઇએ, મારે કાંઇક આશ્વાસન પણ આપવું જોઇએ."

દેવે કહ્યું:–" એઓ સ્વર્ગમાં નથી તો નરકમાંજ હોવા જોઇએ. મહાત્માજી! તમને તો ના નહિ પાડી શકાય. લ્યો, આ પાવડીઓ પહેરો. જુઓ, પેલો દૂર દૂર કાળો દરવાજો છે. ત્યાં જાઓ. દરવાજા આગળ જશો એટલે દરવાજો એની મેળે ખુલ્લી જશે."

હું તો તે તરફ ચાલ્યો. દરવાજો દેખાતો હતો પણ તે તો ઘણો દૂર હતો. હું તો ચાલ્યો તે ચાલ્યોજ ચાલ્યો. કેવો ભયંકર રસ્તો! અણીવાળા પથ્થર એના ઉપર નાખેલા હતા, ખાડાખૈયાનો તો પાર નહિ, વચમાં મોટા નાગ અને અજગરો ફરે. વળી આગળ ચાલ્યો ત્યાં તો આખા રસ્તા ઉપર સળગતા અંગારા. મારા તો હાંજાજ ગગડવા માંડયા. મને ચક્કર આવવા

લાગ્યાં. મદ્યપીના જેવી મારી સ્થિતિ થઇ હતી. હું અડબડીઆં ખાવા લાગ્યો, પરસેવાના રેલેરેલા મને વળવા લાગ્યા, રોમાંચ ખડાં થયાં, કંઠે શોષ પડવા માંડયા;છતાં હું સલામત રહ્યો હતો પેલી પાવડીઓથીજ. હું દરવાજા આગળ આવી પહોંચ્યો. લોખંડી દરવાજાને કોશો જેવડા તો ઉપરથી પણ અણિયાળા એવા ખીલા લગાવ્યા હતા. નરકનું તો બધું ભયંકરજ હોય. હું વધારે નજીક ગયો, એટલે દરવાજો તો એની મેળે ઉઘડી ગયો. આ દરવાજે કાંઇ તાળાંકુંચી રહેતાં નથી. અહીં કાંઈ દફતર કે કાંઇ ચોપડા નહોતા. લોકોનાં ટોળેટોળાં અહીં આવતાં હતાં. હું તો ધાસ્તીથી ધ્રૂજતો હતો. મારો દરેક વાળ, રૂંવેરૂંવું ઉભું થયું. માંસ સળગતું હોય, ભૂંજાતું હોય એવી ખરાબ, ભયંકર વાસ મને આવવા લાગી. હું તો ગભરાવા લાગ્યો. મારા શ્વાસોચ્છવાસ વધવા લાગ્યા. દુઃખની ચીકાચીસો, ચીસોસિવાય અહીં બીજું કાંઇ સંભળાતું નહોતું.

ત્યાં એક શીંગડાંવાળો દૈત્ય ગદા ફેરવતો આવ્યો. તેણે કહ્યું:-“ જા, અંદર જા, જલદી જા.” હું તો થંભી ગયો.

ફરી તે બોલ્યો:-“ જાય છે કે નથી જતો?” એમ કહી મારા ઉપર ગદા ઉગામી.

મેં કહ્યું: “ભાઇ ! તું મને ઓળખે છે ? હું તો ઇશ્વરનો ભક્ત છું,સેવક છું,તેનો પરમ ઉપાસક છું.”

“ તું ઇશ્વરનો ભક્ત હોય તો પછી અહીં શા સારૂ આવ્યો છે? ”

મારા પગ હવે તો લોચાવા માંડયા હતા. મારાથી ઉભા રહેવાતું નહોતું.

મેં પેલા દૈત્યને કહ્યું:-“ ભાઈ ! હું તને બહુ નમ્રતાથી પૂછું છું કે, મુંબઇથી તો કોઇ થોડાંજ મનુષ્ય અહીં આવેલાં છે !”

“ મુંબઇ, અરે આખું મુંબઇ અહીં છે, જરા ઉભા રહો.”

એ મને થોડે દૂર લઇ ગયો અને કહ્યું:-“ જો, અહીં મુંબઇનું કોઈ છે ?”

હા ! મેદાનોમાં પવનના વંટોળીઆ કોણે જોયા નથી ! અહીં તો અગ્નિના વંટોળીઆ ચાલતા હતા. સમુદ્રમાં પાણીના પર્વત જેવડાં મોજાં ઉછળે છે એમ અહીં અગ્નિ ઉછળતો હતો.

એ વંટોળીઆ વચ્ચે અગ્નિનાં એ મોજાં વચ્ચે મેં શું જોયું ?

અરે, આ તો પેલા મોહનગરના મહારાજા મહાવીરસિંહજી! રાજ્યમાં દુષ્કાળ ચાલે, મહાભયંકર દુષ્કાળ ચાલે, પ્રજાને ખાવા અન્ન નહિ, પીવા પાણી નહિ, પહેરવા પૂરૂં વસ્ત્ર નહિ-એ સમયે તેઓ વિલાયતમાં વિલાસ માણતા, પ્રજાનાં પુષ્કળ નાણાં બરબાદ કરતા; પણ ખેડુતને બીલકુલ રાહત આપતા નહિ.

અરે આ કોણ ? એ તો પેલો કથા શ્રવણ કરવા આવનાર ન્યાયાધીશ ! પૈસાની લાલચથી ખરા અપરાધીને છોડનાર અને નિર્દોષને સજા ઠોકનાર સાકરલાલજી !

અને આ તો પેલા પ્રમોદભાઇ! દેશાભિમાનને નામે પ્રજાનાં હજારો નાણાં “હોઇયાં ”કરી જનાર!

આ વળી કોણ ? પેલા હવાલદાર હરિસિંહજી ! ખેડુતોને અડાવતા, ગાળો દેતા, ધોલધપ્પો કરનાર અને તેમનાં બાળકનાં મોંમાંથી દૂધનો છેલ્લો છાંટો પડાવનાર !

અને પેલા કોણ ? પન્થરામજી ! અનહદ દારૂ પીનાર અને દારૂ પીવામાટે પૈસા ખૂટે એટલે પોતાની સ્ત્રીને મારીકૂટી તેના દાગીના ઉઠાવી જનાર !

અરે ! આ તો પેલા સુજનતાનો ડોળ કરનાર પણ વૃદ્ધ પડોશીની સ્ત્રીને ફોસલાવી લઈ જનાર, પંડિત પરમેશ્વરલાલજી !

અરે આ તો મનાયજ કેમ? અરે હા, એ તો ધાર્મિકતા, વિદ્વત્તા અને દેશાભિમાનનો ડોળ કરતી, દેશને માટે દિવ્ય ઝોળી લઇ ફરતી પણ ધણીને સૂતો વેચી, ઠામઠામ સંત્સંગોમાં ભટકતી, સન્માર્ગ ભૂલેલાં દિવ્યલક્ષ્મી !

અને આ તો પેલો દૂધમાં ભેગ કરી, લક્ષાધિપતિ થઇ પડેલો ઘાંચી-લલ્લુ !

ઓહો ! આ તો પેલા પદમશીભાઇ ! જેઓ ગામની ખરી ખોટી વાતો કરતા, અને નિર્દોષને અપરાધી અને અપરાધીને નિર્દોષ ઠરાવતા, જુઠી સાક્ષીઓ સુદ્ધાં પૂરતા.

અને પેલા પાંચ પાંચ વર્ષે અને લાગ આવે તો તે પહેલાં જયારે ત્યારે, કાંઇ ધાપ લાગતી હોય તો પળે પળે વિચારનું પરિવર્તન કરનાર “ વિમોચન ” પત્રના તંત્રી !

આ પેલી ધગધગતી, સળગતી લોખંડની લગડીએ (સોનાને બદલે) લગાડેલા ખુનીઓનો બચાવ કરનાર અને નિર્દોષને ખુની ઠરાવનાર વકીલ વૈજનાથ!

આ તો પેલા ભગવતીપ્રસાદ! અન્યના સદ્દગુણ નહિ જોનાર, જગતનાં હમેશાં છિદ્ર જોનાર, પોતાનાં છિદ્ર છુપાવનાર!

× × × × ×

આમ અનેક અપરાધી વ્યક્તિઓને અગ્નિમાં ફફડતી, ચાસો નાખતી જોઇ હું ત્રાસી ગયો."

મહાત્માજીની વાત કહેવાની રીત—તાદશ્ય ચિત્ર રજુ કરવાની પદ્ધતિ—એટલી અસરકારક—હૃદયદ્રાવક હતી કે કથા શ્રવણ કરનારાઓનાં મુખ ઉપર પણ ભય, ત્રાસ, ગ્લાનિ દેખાતાં હતાં. તેઓ પોતે જાણે નરકનું દશ્ય અનુભવી રહ્યાં હોય એમ જણાતું હતું. આ અગ્નિમાં કોઇનો બાપ, તો કોઈની મા, કોઇનો ભાઇ તો કોઇની બહેન હોય એમ તેમને ભાસ થયો.

× × × × ×

વૃત્તાંત પૂરો થયો હતો. મહાત્માજીએ પોતાના શ્રોતાઓને કહ્યું:—"ભાઇઓ અને બહેનો! તલવારની ધારપર રહેવું અને સ્વર્ગની યોગ્યતા પ્રાપ્ત કરવામાટે સદાચારનું વિકટ વ્રત ધારણ કરવું, એ સમાન છે. તમારી જાતને, તમારા આત્માને પૂછો, તમે સ્વર્ગપ્રાપ્તિને લાયક આચરણ કરો છો? તમે નરકમાં જવાને લાયક કાંઇ ને કાંઇ કામ ઉઘાડી આંખે, સમજીને કર્યું નથી? સદ્ધર્મ અને ઇશ્વિરના આદેશની અવગણના કદી પણ તમે કરી નથી? સવારમાં તમે સદાચારનો સંકલ્પ કરો છો, તે સાંજેજ—તે પછીની ક્ષણે પણ તમે તેનો ભંગ કરો છો? વાવશો તેવું લણશો. કરશો તેવું પામશો—ભોગવશો. કર્મનું ફળ—સારૂં કે નરસું મળે છેજ. તમારાં દુષ્કૃત્ય કોઇ કાળે અવશ્ય તમને મુંઝવશે, ફસાવશે, જકડી લેશે, બાંધી લેશે. તેનો બદલો જરૂર તમને મળશે.

મનુષ્યના હૃદયમાં મેલ છે, પાપ છે, વિષ છે. માનવહૃદયમાં નિર્મળતા નથી, પવિત્રતા નથી. મનુષ્ય અપવિત્ર છે, દુરાચારી છે, પાપી છે, ત્યાંસુધી તેના હૃદયમાં પરમાત્મા વસતો નથી.

ભાઇઓ અને બહેનો! દંભ, ડોળ, દુરાચાર મૂકી દો. સદ્ધર્મ—સમદષ્ટિ, દયા, અહિંસા, સત્ય ધારણ કરો, એ સર્વનું પાલન કરો, તમારી ન્યુનતાઓ સમજો, દૂર કરો. જાતને પહેલાં ઓળખો, દરેક રીતે પવિત્ર બનો, પરમ મંગળકારી પરમેશ્વર તમારા અંતરમાં વિરાજશે. તમે સ્વર્ગમાં બિરાજશો."

× × × × ×

મહાત્માજીની કથાની આજ અનન્ય, અલૌકિક અસર થઇ. શ્રોતાજનો—સેવકો ઘેર ગયા પછી તે દિવસની કથાવિષે વિચાર કરી રહ્યાં હતાં. તેમના હૃદયનાં તિમિર ગયાં હતાં. તેમનાં હૃદય પ્રકાશથી ઝળહળી રહ્યાં હતાં. તેમની દષ્ટિ ખુલ્લી ગઇ હતી, તેઓએ તે દિવસે હૃદયના કેટલાક સાચા સંકલ્પ કર્યા.

**मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत्। आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति॥***

## ३ (ख)—गोस्वामीजी અને તેમની રામાયણવિષે મહત્ત્વના અભિપ્રાય

(કાશી નાગરી પ્રચારિણીસભાએ પ્રસિદ્ધ કરેલા "તુલસી ગ્રંથાવલી—તીસરા ખંડ" એમાંના પંડિત અયોધ્યાસિંહ ઉપાધ્યાયના નિબંધમાંથી નીચેના ઉતારા લીધા છે.)

"સમગ્ર રામચરિત માનસ મેં મર્યાદા કે ઐસે ઐસે મનોરમ ઔર પૂર્ત આદર્શ હૈ, ઐસે ઉચ્ચ વિચારમય ગાર્હસ્થ્ય જીવન કે નિદર્શન હૈ, જીનકા આભાસ ભી હિન્દી ભાષા કે અન્ય ગ્રંથોં મેં નહીં મિલતા. યહ હૈ કિ સ્થાન—સંકોચવશ મૈં ઉન સબ કા દિગ્દર્શન માત્ર ભી નહીં કરા સકતા."

"ગોસ્વામીજીકા સામંજસ્ય—સ્થાપન ભી અભૂતપૂર્વ હૈ. ઉનકા પદાનુસરણ આજ તક હિંદી સંસાર કા કોઇ કવિ ઉસ સૌંદર્ય ઔર નિપુણતા કે સાથ નહીં કર સકા. હિંદૂ સમાજ કા અધિકાંશ પંચદેવોપાસક હૈ. વિષ્ણુ—શિવ—વિરોધ ઉસકે હૃદય કી પ્યારી સામગ્રી નહીં. આજ ભી હિંદૂ સમાજ મેં સર્વ કાર્ય કે પ્રથમ ગણેશજી કી અર્ચના હોતી હૈ, આજ ભી ભગવતી વીણાપાણિ હિંદુઓં કે હૃદયમંદિર કી અધિષ્ઠાત્રી દેવી હૈ, આજ ભી દુર્ગતિનાશિની ભગવતી દુર્ગા કી આ-

* અમદાવાદના "ગુજરાતી પંચ" પત્રના રજત મહોત્સવના વિશેષાંકમાંથી આભારસહિત ઉદ્ધૃત

રાધના ગૃહ ગૃહ મેં હોતી હૈ. ગોસ્વામીજીને અપને ગ્રંથો મેં સબકા સમાદર કિયા હૈ, સબકી ઉચિત સ્તુતિ કી હૈ, ઔર ઇન કે ભક્તિભાવ કો ઇસ પ્રકાર અંકિત કિયા હૈ, કિ વહ ચિરપ્રચલિતા હિંદૂ ઉપાસના-પદ્ધતિકા આદર્શ બન ગયા હૈ; તથાપિ એકેશ્વરવાદકા જીતા જાગતા ચિત્ર ઉસમેં વર્ત્તમાન હૈ, ઔર વહ ઇતના રહસ્યપૂર્ણ હૈ કિ ઉસીકે અંતર્ગત સમસ્ત દેવતાઓંકી ઉપાસનાકી અંતરભાવ હો ગયા હૈ. ક્યોંકિ વહ જાનતે થે કિ 'સર્વં ખલ્વિદં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન' યહ ભાવ ઉનકે હૃદય મેં ઇતના જાગૃત થા કિ ઉનકી લેખની યહ ઉદાત્ત ભાવ પ્રગટ કરને મેં સમર્થ હુઇ—

" સિયા રામમય સબ જગ જાની, કરહુ પ્રનામ જોરિ જુગપાની."

"વાસ્તવ બાત તો યહ હૈ કિ ઉનકા યહ વ્યાપક વિચાર હી ઉનકી સર્વપ્રિયતાકી કુંચી હૈ. હમારે પ્રિયબંધુ ગોસ્વામીજી કે પ્રસિદ્ધ જીવનીકાર શ્રીયુત **બાબૂ શિવનંદન સહાય**ને ઇસ વિષય મેં જો કુછ લિખા હૈ, ઉસકો ભી મૈં યહાં અવિકલ ઉદ્ધૃત કર દેતા હૂં:—

"ગોસ્વામીજી ધન્ય હૈં ઉન્હોંને ઐસે સમય મેં કેવલ અપની બુદ્ધિ ઔર લેખનીકે બલસે અત્યાચારિયોંકા દર્પ ચૂર્ણ ઔર માન મર્દન કર-સ્વદેશિયોંકો સચ્ચે ધર્મ-માર્ગ મેં અટલ રખનેકા દૃઢ તથા પ્રબલ ઉદ્યોગ કિયા, જીસ સમય અત્યાચારિયોંકા ખડ્ગ ચતુર્દિક્ ચમાચમ ચમકતા હુઆ સર્વદા હિંદુઓંકા-વિશેષતઃ તીર્થસ્થ હિંદુઓંકા કલેજા કંપાયા કરતા થા. જબ મત-મતાન્તરકે ઝગડોંસે લોગોંકી બુદ્ધિ ભ્રમિત હો રહી થી, જબ વૈષ્ણવગણ શૈવોંસે વિરોધ કરને મેં હી ઇશ્વરકી પ્રસન્નતા સમઝતે થે, જબ શૈવ વૈષ્ણવોંસે દ્વેષ રખને મેં હી અપની કૃતજ્ઞતા માનતે થે, જબ રામોપાસક તથા કૃષ્ણોપાસક મેં ભી વૈમનસ્ય આ ઘુસા થા, ઔર લોગ એક દૂસરેકો ઘૃણાકી દૃષ્ટિસે દેખને લગે થે, ઉસ ઉદ્યોગસે લોગ આજતક લાભ ઉઠા રહે હૈં તથા આગે ભી ઉઠાતે હી જાવેંગે. ક્યોંકિ ગોસાંઇજી કે જીવિતકાલકી અપેક્ષા આજ ઉનકી રચનાએં હિંદૂ ધર્મ એવં જગતપર નિશ્ચય અધિકતર પ્રભાવ દિખા રહી હૈં. વિશેષ પ્રશંસાકી બાત યહ હૈ કિ સબ સંપ્રદાય કે અનુગામી, ક્યા વૈષ્ણવ, ક્યા શૈવ, ક્યા શાક્ત, ક્યા નાનકશાહી, ક્યા વેદાન્તી-સભી લોગ નિર્દ્વેષ ભાવસે ઇસકા આદર કરતે હૈં, ઔર ઇસસે શિક્ષા ગ્રહણ કર આનંદ પાતે હૈ. જો રામોપાસક હૈં ઉનકા તો કહના હી ક્યા?"

"**શ્રીમાન સત્યદેવજીને લિખા હૈ**:-' જૈસે અંકલ ટૉમ્સ કેબિન કા ઉપન્યાસ ઉત્તરીય તથા દક્ષિણીય અમેરિકામેં હબસી ગુલામોંકા વાણિજ્ય રોકનેકા કારણ હુઆ, જૈસે હાલ હી મેં અપ્ટન સિંકલેયરને અપને ઉપન્યાસ કે બલસે શિકાગો કે કસાઇ-ઘરકા સુધાર કરાયા, જૈસે રૂસો એમિલીને સ્વલિખિત ઉપન્યાસદ્વારા શિક્ષા કે પ્રાચીન ઢંગકા પ્રચાર કિયા, જૈસે ઇટલીકી સ્વતંત્રતા-પ્રાપ્તિકા કારણ ગિબન-કૃત "રોમનરાજ્યકા ઉત્થાન ઔર પતન" નામક ગ્રંથ હુઆ, જૈસે અગણિત ઉપન્યાસોંદ્વારા ઇસાઈ ધર્મકી શ્રેષ્ઠતા પ્રતિપાદિત હૂઈ, વૈસે હી ગોસાંઇજીકી રચનાઓંને શૈવ તથા વૈષ્ણવોં કે પરસ્પર દ્રોહ એવમ્ રામોપાસક તથા કૃષ્ણોપાસક કે પરસ્પર વૈમનસ્ય આર રાગદ્વેષકો દૂરકર હિંદૂધર્મકી શ્રેષ્ઠતા પૂર્ણ રૂપેણ પ્રતિપાદિત કર દેશકો મહાન્ લાભ પહુંચાયા.'"

"**રામાયણ કે પ્રસિદ્ધ અનુવાદક ગ્રીવ્સ સાહબ** અપને ગ્રંથકી ભૂમિકા મેં લિખતે હૈં:-"રામાયણ કેવલ હિંદુઓંકા રાષ્ટ્રીય મહાકાવ્ય હી નહીં હૈ, કિંતુ ઉસ મેં યહ વિશેષ ગુણ ભી હૈ કિ વહ અપને દેશવાસિયોંકે વિશ્વાસ તથા ચરિત્રકા ચિત્ર અત્યંત સત્યતાપૂર્વક ચિત્તાકર્ષક રૂપ મેં ખીંચતી હૈ. ઇસકા ફલ યહ હોતા હૈ કિ ઉસકે અનુશીલનસે યોરપવાસિયોંકે બહુતસે મિથ્યા વિશ્વાસ ઔર દુર્ભાવ જો ઇસ સંબંધ મેં હૈ, સો દૂર હો જાતે હૈં ઔર દોનોં જાતિયોં મેં પરસ્પર સહાનુભૂતિકી વૃદ્ધિ હોતી હૈ.""

"**માનનીય વિદ્વાન ડાકટર જી૦ એ૦ ગ્રિયર્સન** અપને ભારતવર્ષીય સાહિત્યકે ઇતિહાસ મેં લિખતે હૈં:—"ભારતવર્ષકે ઇતિહાસ મેં તુલસીદાસકી મહત્તાકે વિષય મેં ઇદમિત્થં નહીં કહા જા સકતા. સાહિત્યકી દૃષ્ટિસે રામાયણકે ગુણોંકો એક ઔર રખકર યહ બાત અવશ્ય ઉલ્લેખનીય હૈ કિ યહ ગ્રંથ યહાંકી સર્વ જાતિયોંદ્વારા અંગીકૃત હૈ. પંજાબસે ભાગલપુર તક ઔર હિમાલયસે નર્મદાપર્યંત ઉસકા પ્રભાવ હૈ. વહ રાજમહલસે લેકર ઝોંપડી તક પ્રત્યેક મનુષ્ય કે હાથોં મેં દેખી જાતી હૈ, ઔર હિંદૂ જાતિકે પ્રત્યેક વર્ણદ્વારા, ચાહે વહ ઉચ્ચ હો યા નીચ, ધની હો યા નિર્ધન, યુવા હો અથવા વૃદ્ધ, એક રૂપસે પઢી-સુની જાતી અથ ચ આદત હોતી હૈ. વહ હિંદુ જનતાકે જીવન, ભાષા અથ ચ ચરિત મેં પ્રાયઃ તીનસૌ વર્ષસે ઓતપ્રોત હૈ ઔર કેવલ અપને કવિતાગત સૌંદર્યકે લિયે હી

આદર તથા પ્રેમ નહીં લાભ કરતી હૈ, વરન્ યહ ઉનસે પવિત્ર ધર્મપુસ્તક કી ભાંતિ સંમાનિત હોતી હૈ. જીસ ધર્મકા ઉસને પ્રચાર કિયા હૈ, વહ સાદા ઔર ઉચ્ચ હૈ, એવં ઈશ્વરકે નામપૂર્ણ વિશ્વાસ પર નિર્ભર હૈ."

"મનુષ્યકા અપને પડોસી કે પ્રતિ કયા કર્તવ્ય હૈ, તુલસીદાસ ઈસકે બડે પ્રચારક થે. વાલ્મીકજીને ભરતજીકી ધર્મ-પરાયણુતા, લક્ષ્મણજી કે ભ્રાતૃ-પ્રેમ ઔર સીતાજી કે સ્ત્રી-ધર્મકી પ્રશંસા કી થી, કિંતુ તુલસીદાસને ઉન્હેં આદર્શ બના કર દિખલા દિયા."

"એક દૂસરે સ્થાનપર વહી મહોદય લિખતે હૈઃ—

"ભારતવર્ષીય ધર્મોન્નતિ કે ઇતિહાસ મેં જો આસન તુલસીદાસજીકો પ્રદાન કિયા જાતા હૈ, ઉસસે કહીં ઉચ્ચતર આસનકે અધિકારી વે દેખે જાતે હૈં; કયોંકિ હમ લોગ ધર્મ-પ્રચારકકી શ્રેષ્ઠતાકી અટકલ ઉસકે કાર્ય-ફલસે લગાતે હૈ. યહ કહને મેં કિ ઠીક નૌ કરોડ મનુષ્ય ઈનકે લેખોં પર હી અપને ધર્મ તથા સદાચાર કે તત્ત્વોંકો સ્થાપિત કિયે હુએ હૈ, હમ સામાન્ય ગણુનાસે બહુત હી કમ અનુમાન કરતે હૈં. વર્તમાનકાલ મેં ઇનકી રચનાએં લોગોં પર જો પ્રભાવ દિખાતી હૈ, યદિ હમ લોગ ઉસીસે જાઁચ કરેં તો એશિયાકે તીન યા ચાર બડે બડે લેખકોં મેં સે એક યહી મહાશય હૈં."

"ઈસ (રામાયણ) કી સુખ્યાતિ પર્યાપ્ત હોને મેં તનિક ભી સંદેહ નહીં હૈ. અપને દેશ મેં ઇસને સબ ગ્રંથોં પર પ્રાધાન્ય લાભ કિયા હૈ ઔર સર્વસાધારણ પર ઇસકા ઐસા પ્રભાવ પડ રહા હૈ કિ ઉસે બઢા ચઢાકર કહના કઠિન કાર્ય હૈ."

"વિલાયત મેં જીતના બાઇબલકા પ્રચાર હૈ, ઉસસે કહીં અધિક પ્રચાર બંગાલ ઔર પંજાબ એવં હિમાલય ઔર વિંધ્યકે મધ્યસ્થ પ્રદેશોં મેં ઇસ મહાન ગ્રંથકા પાયા જાતા હૈ."

"**ગોસ્વામીજી કે જીવની-લેખક સહૃદયવર બાબુ શિવનંદન સહાય** લિખતે હૈંઃ—

"રામાયણ મેં પ્રદર્શિત ચિત્રોં પર ધ્યાન દેનેસે યહ સ્પષ્ટ જ્ઞાન હોતા હૈ કિ સદ્ધર્મ-નિરૂપણ તથા સત્-શિક્ષા-પ્રદાન કે નિમિત્ત હી ઇસ ગ્રંથકી અવતારણા હુઇ હૈ. ગ્રંથરૂપી નાટ્યશાલા મેં ખડે હોકર ઇસકે પાત્રગણ આજ ભી અપને ઉદાહરણોંસે આર્યત્વ કે પરમોત્તમ ગુણ સદ્ધર્માનુરાગ, સત્યતા, સરલતા. ધીરતા, વીરતા, ઉદારતા, સહનશીલતા, દયાલુતા આદિકી સુંદર શિક્ષા પ્રદાન કર રહે હૈં."

"લાખોં જન ઇસે અપના જીવન-સર્વસ્વ સમઝતે હૈ, કરોડો ઈસીકા આશ્રય ગ્રહણ કરકે કતિપય કુત્સિત કર્મોંસે બચતે હૈ, કિતને ઇસકે પાઠસે વિરક્ત સાધુ બન જાતે હૈ, એવં કિતને પંડિત ઔર જ્ઞાની કહલાને લગતે હૈ."

"રામાયણ કેવલ કવિતા-રસ કે પ્રેમ હી સે નહીં પઢી જાતી, યહ ધર્મકા એક અંગ ઔર ધર્મશાસ્ત્રકી એક પ્રધાન પુસ્તક બન ગઈ હૈ. ધર્મશાસ્ત્ર હી કયોં? સમાજ-નીતિ, વ્યવહાર-નીતિ, રાજનીતિ ઇત્યાદિ સબ નીતિયોંકા શાસ્ત્ર કહલાનેકા યહ ગ્રંથ અધિકારી હૈ."

"અંગ્રેજી કવિ વર્ડ્ઝવર્થકે સમાન ગોસાંઇજી પ્રાકૃતિક સૌંદર્યોપાસક થે, એવં સ્વચ્છતા તથા સત્યતાકો ઉસકા પ્રધાન અંગ માનતે થે. વે અપને સૌંદર્યદેવકો વિષય કે ગંદલે જલસે સ્નાન નહીં કરાતે થે, વરન પવિત્રતા કે સ્વચ્છ ગંગા-જલસે સ્નાન કરાકર ઉસે રચના-મંદિર મેં સ્થાપિત કરતે થે."

"શ્રીયુત જ્ઞાનમોહન દત્ત ને "પ્રવાસી" ભાગ ૧૧ ખંડ ૧૨ મેં લિખા હૈ કિ ઇસ પુસ્તક મેં ધર્મભાવ જીસ રૂપસે જાગ્રત હૈ, વૈસી ધર્મભાવ-સમન્વિત દૂસરી ઔર કોઇ પુસ્તક નહીં દેખી જાતી. કલકત્તા હાઈકોર્ટ કે ભૂતપૂર્વ જજ શ્રીમાન બાબૂ શારદાચરણ મિત્ર ને એક લેખ મેં રામાયણ કે કુછ પદ ઉદ્ધૃત કરતે હુએ ગોસ્વામીજીકો "ભક્તિભાજન ભાવુક શ્રેષ્ઠ કવીશ્વર" તથા "ભારતવર્ષીય કવિગણ મેં અગ્રણી" લિખા હૈ."

"સમયકા પ્રભાવ બદલ ગયા હૈ. આજ દિન પુનિત ભારતવર્ષમેં યૂરોપિયન આદર્શકા બોલબાલા હૈ. 'યથા રાજા તથા પ્રજા' કી ચરિતાર્થતા હો રહી હૈ. આત્મત્યાગકા સ્થાન આત્મગૌરવ, સૌજન્યકા સ્થાન અહંભાવ, કર્તવ્યનિષ્ઠાકા સ્થાન કામુકતા, ધર્મ-પરાયણતાકા સ્થાન અહમહમિકતા, પવિત્ર નીતિકા સ્થાન પૉલિસી, સત્યતાકા સ્થાન પ્રવંચના, લોકહિતકારિતા કા સ્થાન સ્વાર્થ લોલુપતા ઔર ઉદારતાકા સ્થાન અનુદારતા ગ્રહણ કર રહી હૈ. આજ ગુરુજન-ગૌરવગરિમાસે મનોવૃત્તિકા સમાદર અધિક હૈ, પાવન પતિ-પ્રેમસે સામ્યવાદકા મહત્ત્વ વિશેષ હૈ ઔર ભ્રાતૃ-પ્રીતિ ઉદરં-

ભરિતા કે સામને તિરસ્કૃત હૈ. આજ આલુલાયિત-કુન્તલા અવિકલ-વદના આર્ય સભ્યતા ધીરે ધીરે અપના ચિર અધિકૃત ઉચ્ચ સિંહાસન પરિત્યાગ કર રહી હૈ, ઔર ઉસ પર ધીર-પાદવિક્ષેપ-પરાયણા ઉલ્લાસમયી સભ્યતા નામ-ધારિણી એક અંધ સભ્યતા ક્રમશઃ આરોહણ કર રહી હૈ. નહીં કહા જા સકતા કિ, ઉંટ કિસ કરવટ બૈઠેગા, ઔર કવિકુલતિલક મહાત્મા તુલસીદાસ ઔર ઉનકી અદ્ભુત રામાયણકા મહત્ત્વ અબ સુરક્ષિત રહેગા યા નહીં; કિંતુ મૈં યહી કહુંગા, **"सत्यमेव जयते नानृतम्"** ભગવાન કમલિનીકુલવલ્લભ કબ તક ઘનપટલસે આચ્છન્ન રહેંગે? વે યથા-સમય મુક્ત હોંગે ઔર ઉનકી આભાસે ગગનમંડલ ઝગમગાને લગેગા. જબ તક સંસાર મેં જ્ઞાન-પિપાસા રહેગી, સદુપદેશકા સમાદર હોગા, આદર્શ ચરિત્ર લોક-હૃદયકો ઉત્ફુલ્લ કરેંગે, મર્યાદા સમાહૃત હોગી, આત્મોત્સર્ગકા મહત્ત્વ સમઝા જાયગા, ઔર પવિત્ર આર્ય સભ્યતા ધરાતલકો પાવન કરતી રહેગી, ઉસ સમય તક ગોસ્વામીજી માનવહૃદય કે ઉચ્ચ આસનપર વિરાજમાન રહેંગે, ઔર ઉનકા લોકોત્તર રામચરિત માનસ ગૌરવકી દૃષ્ટિસે દેખા જાયગા. સતકવિ ઔર સતકવિતા યદિ સંસારમેં અજર અમર નહીં હૈ, તો ફિર નશ્વર જગત મેં અજર અમરકા પ્રશ્ન હી વ્યર્થ હૈ. મેં નિમ્નલિખિત શ્લોકોં કે સાથ ઇસ લેખકો સમાપ્ત કરતા હું.

**जयंति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः । नास्ति येषां यशःकाये जरामरणजम् भयम् ।**
**ते धन्यास्ते महात्मानस्तेषां लोके स्थिरं यशः। यैर्निबद्धानि काव्यानि ये च काव्येषु कीर्तिताः ॥"**

(નીચેનું લખાણ સુપ્રસિદ્ધ હિન્દી "**મનોરમા**"ના ૧૯૮૦ના એક અંકમાંથી લીધું છે.)

"સાહિત્ય-સંસાર કે ભિન્ન ભિન્ન સ્થલોં પર ઘૂમને કે બાદ, મન બાર બાર લૌટ કર તુલસીકૃત રામાયણ હી કી તરફ દૌડતા હૈ. ઇસકા કારણ યહી જાન પડતા હૈ કિ ઇસકે અંદર કા સાહિત્ય એક તો ઉચ્ચ કોટિ કા હૈ, દૂસરે યહ હમારે જીવન મેં ઇતના 'વ્યાપી' હૈ કિ હમ અપને કો ઇસસે ભિન્ન દેખ હી નહીં સકતે. ઇસકી સ્થાયી રોચકતા તથા શુદ્ધ ધાર્મિક શિક્ષા જો હમસે વિશેષ સંબંધ રખતી હૈં, હમારે જીવન કી રોશની (લાઇટ ઑફ લાઇફ) હૈ, જીસકે સહારે હમ અપના સબ કામ કરતે હૈં. ઔર ઔર સાહિત્યોં મેં ભી અચ્છી અચ્છી ખુબિયાં હૈં, જો પ્રથમ શ્રેણી મેં ઉન્હેં સ્થાન દિલા સકતી હૈં, પર ભાષા-રામાયણ કા જાદૂ હી કુછ ઔર હૈ. યહ એક ઐસી સુગઠિત રચના હૈ, જો આદ્યોપાન્ત પરમોત્કર્ષપૂર્ણ હૈ. ઇસ મેં કહીં ભી, એક શબ્દ અધિક યા અનુપયુક્ત પ્રમાણિત કરના, કઠિન હી નહીં, અસંભવ હૈ. ઐસા હોને પર ભી, રામ-કથા કે કોઈ કોઇ પ્રસંગ ઐસે માર્મિક ઢંગ સે લિખે ગયે હૈં, કિ જીનકે પઢને સે, ગોસાંઇજી કી કવિત્વ શક્તિ માનુષિક નહીં, કિન્તુ દૈવિક સી પ્રતીત હોતી હૈ. ઐસે મર્મસ્પર્શી પ્રસંગ રામ-વન-ગમન, ચિત્રકૂટ કા ભરતમિલાપ, નંદિ-ગ્રામ મેં ભરત-તપસ્યા, લક્ષ્મણ કો શક્તિ-બાણ લગના તથા રામ કા ઉસ પર વિલાપ કરના, ઇત્યાદિ હૈ. યે સબ પ્રાયઃ એક હી રસ કે હૈ. ગોસાંઇજી ને, ઇનસે ભિન્ન શૃંગાર રસ પર ભી જો લિખા હૈ, વહ માર્મિકતા મેં અપની તુલના નહીં રખતા. હમારા સંકેત ('સુમન-સંચય') તથા 'ગૌરી પૂજન' વાલે, ફુલવારી કે દસ્ય કી ઓર હૈ. શૃંગાર-રસ કા ઐસા અનૂઠા, સ્વચ્છ તથા મર્યાદા-પૂર્ણ વર્ણન કદાચિત્ હી સંસાર કે કિસી ઔર સાહિત્ય મેં હો! ઉઠાકર ધ્યાનપૂર્વક માર્મિક દૃષ્ટિ સે ઉન સબ બાતોં કો ધ્યાન મેં રખતે હુએ, જીનકા ઉલ્લેખ ઉપર કિયા ગયા હૈ, ઇસે પઢિયે. દોહે ચૌપાઇયાઁ ક્યા હૈ, માનો રામકથા-રૂપી અંગૂઠી કે અદ્ભુત નગીને હૈં! ઐસે નાજુક વિષય કો, ઇસ ખુબી કે સાથ નિબાહના તુલસીદાસ હી જૈસે કબિ કા કામ થા. અંગ્રેજી, ફારસી, ઉર્દૂ ઇત્યાદિ સાહિત્યોં કી તો ચર્ચા હી ક્યા, સંસ્કૃતવાલે કાલિદાસ ભી ઐસા કરને મેં, સહજ હી અશ્લીલતા (ઑબ્સેનિટિ) કે ગઢ્ઢે મેં જા ગિરે હૈ. ગોસ્વામીજી પ્રત્યેક અવસ્થા મેં, મનુષ્ય-હૃદય કી ગૂઢતા (ડેપ્થ ઑફ હ્યુમન હાર્ટ) તથા ઉસકે ભાવોંકી વિષમતા ઔર ઉતાર ચઢાવ (કૉમ્પ્લેકિસટી ઍન્ડ ઇન્ટેન્સીટી ઑફ હાર્ટ) કો, કિસ ગહરાઈ તક જાનતે થે. ઉનકી સૌંદર્યાનુભવ શક્ત (ઍસ્થેટિક ફૅકલ્ટી) કૈસી બઢી ચઢી થી, ઔર પાત્રોં કી સ્થિતિ કે અનુસાર, અવસ્થા-વિશેષ મેં, વહ ઉનકા ચરિત્ર-ચિત્રણ કિસ બારીકી તથા જાનકારી કે સાથ કર સકતે થે-ઇન સબ ગુણોં કા પરિચય, ઉનકી-ઇસ 'ફુલવારી-લીલા' કે સુચારુ તથા માર્મિક વર્ણન સે ભલીભાઁતિ મિલતા હૈ. હમેં ખેદ હૈ,

કિ સ્થાનાભાવ તથા લેખ કે બહુત બઢ જાને કે ભય સે, હમ ઇસ સુંદર સંબાદ મેં સે લેકર કુછ નહીં લિખ સકતે; પર વિષય તથા ઉસકે વર્ણન કા ઢંગ, ઐસા મનોમુગ્ધકારી હૈ, કિ હમ અપને સહૃદય પાઠકોં સે, ઇસે કુછ ઐસે હી ઢંગ સે, પઢને કા વિશેષ અનુરોધ કરેંગે. ઇસમેં સંદેહ નહીં, કિ ઉનકા શ્રમ બદલે મેં મિલનેવાલે અપૂર્વ આનંદ સે અચ્છી તરહ અદા હો જાયગા."

**મનોરમા**–૧૯૮૦ ના બીજા એક અંકમાં લખે છે કે:–" યહી નહીં કિ હિન્દીકે પ્રચારકોં મેં કવિવર તુલસીદાસકા સ્થાન સર્વશ્રેષ્ઠ હૈ, બલ્કિ હમેં તો ઇસમેં ભી સંદેહ નહીં કિ યદિ ઇસ મહાત્માકા જન્મ ન હુઆ હોતા તો આજ ભારતવર્ષભરમેં હિન્દીકે રાષ્ટ્રભાષા હોને ઔર ઉસકે ઇતના પ્રચાર પાનેમેં ભી સન્દેહ હી રહ જાતા. ઐસે મહાપુરુષ કે દર્શન ઔર સ્મરણસે હમમેં શક્તિકા સંચાર હો જાતા હૈ ઔર હમારી નિર્બલતા હમેં ભયભીત નહીં હોને દેતી."

**શ્રીયુત શોભારામ ધેનુસેવક–તુલસીગ્રંથમાળાના પ્રકાશક લખે છે કે:**—" યહ ધુરંધર પંડિતોંકા ભી છક્કા છુડાનેવાલા પ્રસિદ્ધ "રામચરિત–માનસ" (તુલસીકૃત રામાયણ) હૈ. જીસકી એક એક ચોપાઈકા મતલબ હલ કરને મેં કઈ દિવસ વ્યતીત હો જાતે હૈં. ફિર ભી ઉસકી ગહરાઈકી થાહ નહીં મિલતી હૈ. × × × × ×

"રામચરિત માનસ" કો કયા કહેં ? મહાકાવ્ય યા આદર્શકાવ્ય, નીતિશાસ્ત્ર યા પ્રીતિશાસ્ત્ર, મંત્રમય યા તંત્રમય, સાહિત્યપ્રાણ યા ધર્મપરિત્રાણ, ભાવભંડાર યા કવિતાકામિનીકા શૃંગાર, ઉપદેશદિવાકર યા શાંતિસુધાકર, ત્રિવિધતાપહરૂ યા કામનાકલ્પતરૂ, રમ્ય રહસ્યોંકા અવતાર યા નવરસોંકા આગાર, જ્ઞાનનિધિ યા ભક્તિવારિધિ. જગદીશ હી જાને ઇસ ચમત્કારી અમર–કાવ્ય ગ્રંથકો કયા કહા જાવે. જીસ પ્રકાર જનકપુરીકી રંગભૂમિમેં ભગવાનકો સબને અપની અપની ભાવનાઓંકે અનુસાર એકરૂપકો નાના રૂપોં મેં દેખા; ઉસી પ્રકાર "રામચરિત માનસ" કો ભી ભક્તજન "જાકી રહી ભાવના જૈસી, પ્રભુ મૂરત દેખી તિન તૈસી" કે અનુસાર નાના ભાવોં મેં દેખેં તો કયા આશ્ચર્ય હૈ ! કયોં કિ યહ ભી તો ઉસી લીલામયકી અલૌકિક લીલાકા લલિત નિકેતન **હૈ**."

**સુપ્રસિદ્ધ સાહિત્યસેવક શ્રીમાન રામનરેશ ત્રિપાઠીજી લખે છે કે:**—" ઈસ ગ્રંથરત્નકા પ્રચાર ગરીબકી ઝોંપડી સે લેકર રાજમહેલ તક હૈ. અચ્છે અચ્છે વિદ્વાન ભી ઇસકા આદર કરતે હૈ ઔર શિક્ષિત તથા અ શિક્ષિત ભી ઇસે ગાતે ઔર સુનતે હૈ. હિંદુઓંમેં નિમ્ન શ્રેણી કે ચમાર, ધોબી, નાઈ, કહાર આદિ જાતિયોંકે લોક ભી ઇસકી ચોપાઇયાઁ અપને જાતીય ગીતોં મેં મિલાકર ગાતે હૈ. અહિર લોક ઇસકી ચૌપાઇયોં કો વિરહા કી તરહ ગાતે હૈ. × × × ખોજ કરનેસે પતા લગતા હૈ કિ અબતક ઈસ ગ્રંથ કે લગભગ ૩૭૦ સંસ્કરણ નિકલ ચુકે હૈ."

## ૪–હિંદુજાતિ ઉપર રામાયણનો પ્રભાવ

( જુલાઇ ૧૯૧૨ ના "સરસ્વતી" માંથી સાભાર ઉદ્ધૃત )

**"रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु वचन न जाई"**

× × × × × ×

"હજારોં વર્ષ પહેલે કવિ (વાલ્મીકિ) ને તમસા નદીકે પવિત્ર તટપર જો (રામાયણરૂપી) વાણી બજાઇ થી, ઉસકા મધુર ગાન ભારતીય નરનારિયોંકે કાનમેં આજ ભી ધ્વનિત હો રહી હૈ. પ્રાચીન અયોધ્યા ધ્વંસ હો ગઇ હૈ, કિન્તુ હિંદુસમાજકે હૃદયમેં રામાયણકી અયોધ્યા નિત્ય નઈ કે સમાન ચિરકાલસે પ્રતિષ્ઠિત હૈ. સંસારમેં હિંદુજાતિકા જબતક અસ્તિત્વ રહેગા, તબતક ઉસકે હૃદયસે રામાયણકા પ્રભાવ દૂર ન હો સકેગા. ઇસ છોટેસે લેખમેં હમ ઇસ પ્રભાવકે દોએક દૃષ્ટાન્ત દેના ચાહતે હૈં."

"છોટાનાગપુર ઔર બિહારમેં "ઘટવાર" કહલાને વાલે કિતને હી જમીંદાર હૈ. બહુધા લોગ ઉન્હેં ટકૈત યા ઠાકુર કહતે હૈં. વે અપનેકો સૂર્યવંશી બતલાતે હૈં. અપને સ્વાર્થકી કુછ ભી પરવા ન કરકે વે સત્યકી રક્ષા કરનેમેં તત્પર રહતે હૈં. રાજા દશરથકો વે ઇસ વિષયમેં અપના આદર્શ માનતે હૈં. ઉનકા યહ કામ વર્ત્તમાન સમયમેં બહુત હી પ્રશંસનીય કહા જા સકતા હૈ. એક નહીં, દો ભી નહીં, કિન્તુ જિતને ઘટવાર જમીંદાર હૈં, સભી અપની બાત કે ઐસે

ધની હૈં કિ યદિ વે કિસી વિષયમેં કોઇ બચન દે દેં, તો આપ નિશ્ચિંત રહેં, ઉન્હેં ફિર ચાહે હાનિ હો યા લાભ—દુઃખ હો યા સુખ; પરંતુ અપને બચનકો વે કભી ન ટાલેંગે. ધટવારકે સાધારણ બચનકો રજિસ્ટરી દસ્તાવેજ માન લેનેમેં કોઇ હાનિ નહીં. યદિ અપને બચન કો નિબાહને મેં સર્વસ્વ ભી નષ્ટ હોતા હો, યા ન નિબાહને સે એક રૂપયે કે બદલે સૌ રૂપયે કા લાભ હોતા હો, તૌ ભી ધટવાર અપને બચનસેં કભી પીછે નહીં હટતે. વે સૂર્યવંશી હૈં. ફિર વે કિસ તરહ સત્ય—ભ્રષ્ટ હો સકતે હૈં ? જિસ વંશકે રાજા દશરથ ને સત્ય કી રક્ષા કરને કે લિયે અપને પ્રિયતમ પુત્ર—નહીં નહીં પ્રાણોંતક કા વિસર્જન કર દિયા, ઉસી વંશમેં ઉત્પન્ન હો કર કિસ પ્રકાર વે દિયે હુએ વચન કો મેટ સકતે હૈં ? ધટવાર જમીંદાર પ્રાયઃ અપને કર્મચારી (કારભારી) કે હાથ કે ખિલૌને (રમકડાં) હોતે હૈં, પરન્તુ વચન—રક્ષા કરતે સમય ઉનકે સામને કર્મચારીઓંકી કુછ ભી નહીં ચલતી. જબ કર્મચારી લોગ પ્રકટ રૂપ સે ઉન કે બચન કી પૂર્તિ હોને મેં બાધા ડાલને લગતે હૈં, તબ વે અપની વાકય—રક્ષા કે લિયે ગુપ્ત રીતિ તક સે પ્રયત્ન કરતે હૈં. જબ કર્મચારી ઉન્હેં સ્વાર્થ—નાશ કા ભય દિખલાતે હૈં, તબ વે તુલસીદાસકી રામાયણ કી ઇસ ચૌપાઇ કો સુના કર ઉન્હેં નિરુત્તર કર દેતે હૈં:—

**रघुकुल रीति सदा चलि आई, प्राण जाहिं वरु बचन न जाई**

"હજારીબાગ જિલે મેં ડોરંડા નામ કી એક જમીંદારી હૈ. ઉસકે સોલ હોં આને કે માલિક ટિકૈત દિલીપનારાયણ સિંહ હૈ. જબ યહ જમીંદારી કૉર્ટ આવ્ વાર્ડસ કે અધીન થી, તબ મૈંને ઉસકે અન્તર્ગત એક સ્થાન મેં અભ્રક કી ખાન ઢુંઢ નિકાલી. થોડે હી દિનોં મેં વહ સ્થાન અભ્રક કે લિયે પ્રસિદ્ધ હો ગયા. જબ કૉર્ટ આવ્ વાર્ડસ સે નિકલ કર ઉક્ત જમીંદારી ટિકૈત મહાશય કે હાથ મેં આઇ તબ મેરે પટ્ટેકે નિર્દિષ્ટ કાલમેં કેવલ દો વર્ષ બાકી રહ ગયે થે. યહ દેખકર કિતને હી અમીર આદમિયોં કે મુંહસે લોભ કી લાર ટપકને લગી. ઉન્હોંને ચાહા કિ દો વર્ષ બાદ વહ ખાન ઉન્હીં કો મિલે; કિન્તુ ટિકૈત ને મેરે જ્યેષ્ઠ બેટે કો યહ વચન દે દિયા થા કિ યદિ નયે બન્દોબસ્ત કે સમય તુમ ઢાઇ સૌ રૂપયે કી સાલાના માલગુજારી ખજાનેમેં જમા કર દોગે, તો ફિર તુમ્હીં કો સાત વર્ષ કે લિયે પટ્ટા દે દિયા, જાયગા. મેરે પ્રતિપક્ષિયોં મેં સે કિતને હી લોગ ડેઢ ડેઢ હજાર રૂપયા તક દેને કે લિયે તૈયાર હો ગયે ઔર બંગાલી મૈનેજર મહાશય ભી, જો પહલે મેરે પક્ષ મેં થે, કુછ કારણોં સે મેરે વિપક્ષ મેં ખૂબ જોર લગાને લગે. ફિર લોભ ભી થોડા નહીં. જિસ ( જમીંદાર ) કી કુલ સાલાના આમદની બીસ હજાર રૂપયે સે અધિક ન હો, ઉસકી આમ દની મેં રૂા. ૧૨૫૦) કી વૃદ્ધિ થોડી વૃદ્ધિ નહીં. ઉધર કર્મચારી ભી અધિક આમદની કે હી પક્ષ મેં થે. ઐસી અવસ્થા મેં વચનરક્ષા કરના સહજ કામ નહીં; કિન્તુ ઉસ ઉભય સંકટ મેં પડ કર ભી આપ જાનતે હૈ ધટવાર ટિકૈતને કયા કિયા ? એક દિન અપને કર્મચારીઓં સે છિપ કર, ઔર કેવલ એક વિશ્વાસપાત્ર આદમી કો સાથ લેકર ચાલીસ મીલ દૂર ગાંવ મેં વે આયે, ઔર સાત વર્ષ કે લિયે, ઢાઇ સૌ રૂપયે સાલાના લગાન પર ઉન્હોંને પટ્ટા લિખા, ઔર રજિસ્ટરી કરા કર ઉસે મુઝે દે દિયા. કુછ દિન બાદ જબ મેરે વિપક્ષિયોં કો યહ બાત માલૂમ હુઇ, તબ ઉન્હેં બહુત રંજ હુઆ. મૈંને ટિકૈત મહાશય કો બહુત ધન્યવાદ દિયા; પરંતુ જબ કભી ઉનસે મેરી મુલાકાત હોતી ઔર ઇસિ વિષયપર બાતચીત ચલતી, તબ વે યહી ઉત્તર દેતે કે જિસકો જો બચન એક બાર દે ચુકે, કયા ફિર ઉસે કભી ઇનકાર કર સકતે હૈં ? કયોંકિઃ—"

**रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु बचन न जाई**

" ગોવિંદપુર કે સુપ્રસિદ્ધ વકીલ બાબુ ક્ષિતિભૂષણ મુખોપાધ્યાય ઝરિયા કે ધટવાર રાજા કે મૈનેજર થે. ઉનકે સમય મેં એક બંગાલી વકીલ રાજા કે પાસ, કંઇ સૌ બીઘે કોયલેવાલી જમીન લેને કે લિયે આયે. રાજાને ઉન્હેં દેને કા વચન દે દિયા. કિન્તુ ઇસ કે કુછ હી દિન બાદ કલકત્તે કી એક પ્રસિદ્ધ કમ્પની ઉસી જમીન કે લિયે ઉન બંગાલી વકીલ સે દો લાખ રૂપયા અધિક દેને કો તૈયાર હો ગઇ. ક્ષિતિભૂષણ બાબુ ને જબ રાજા કો ઇસ બાતકી સૂચના દી, તબ રાજાને બિના જરા ભી દુઃખ પ્રદર્શિત કિયે હી કહ દિયાઃ—" વહ ભૂમિ તો અમુક બાબુ કી હો ગઇ." યદ્યપિ ઇસ વિષયકી કોઇ લિખા પઢી ન હુઈથી, તથાપિ કેવલ ઇચ્છા પ્રકટ કર દેને સે હી રાજાસાહબને

અપની બાત કો ઇકરારનામે સેં ભી બઢ કર સમઝા." ક્યોંકિ:—

**रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु बचन न जाई**

" એક ટિકૈત ને કિસી મહાજન સે બહુત સા રૂપયા ઉધાર લિયા. જબ ઉનકી જમીંદારી કોર્ટ આવ્ વાર્ડ્સ કે અધીન હો ગઇ તબ ઉનકે કર્જ કી જાંચ પડતાલ કી ગઈ. માલૂમ હુઆ કિ મહાજનને કર્જ કી રકમ બહુત કુછ બઢાકર લિખ દી થી, ઔર સૂદ ( વ્યાજ ) ભી બહુત અધિક જોડા થા. ઇસ કારણ ઉસે બહુત સે રૂપયે સે હાથ ધોના પડા. જિતની રકમ વાજિબ થી ઉતની હી ઉસે દી ગઇ; પરન્તુ જબ પન્દ્રહ વર્ષ બાદ ટિકેત મહાશય કે હાથ મેં ફિર જમીંદારી આઇ તબ ઉન્હોંને ઉક્ત મહાજન કો બુલાકર ઉસકા બાકી રૂપયા ભી કૌડી કૌડી ચુકા દિયા. જિસ ઋણ કો ઉન્હોંને સ્વીકાર કર લિયા થા, ઔર જિસકે અદા કરનેકા ઉન્હોંને વચન દે દિયા થા, ઉસસે ઉન્હેં છુડાનેવાલા કાનુન કૌન હોતા થા ? વે સત્ય ભ્રષ્ટ નહીં હો સકતે." ક્યોંકિ:—

**रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु बचन न जाई**

" ગિરીડી કે શ્રદ્ધાસ્પદ શ્રીયુક્ત તીન કૌડી બસુ મહાશય છોટા નાગપુર કી ભિન્ન ભિન્ન જમીંદારિયોં મેં કોઇ બીસ વર્ષ તક પ્રધાન પદોંપર અધિષ્ઠિત રહ ચુકે હૈં. ઇસ લેખ કે વિષયસમ્બન્ધ મેં ઉન સે મેરી બાતચીત હુઈ તો ઉન્હોંને કહા કિ ઘટવાર લોગ સચમુચ હી બડે સત્યપ્રતિજ્ઞ હૈં. ઉન્હોંને એક ઉદાહરણ ભી દિયા. વે બોલે કિ જબ મૈં શ્રીરામપુર કે ઘટવાર રાજા કા મેનેજર થા તબ રાજાને એક આદમીકી ભૂમિ રેહમ રખ કર ઉસકે બદલે મેં કુછ અધિક રૂપયા દેનેકા વચન ઉસે દે દિયા. દરિયાફ્ત કરને પર માલૂમ હુઆ કિ ઉસ ભૂમિ કે દામ બહુત હી થોડે હૈં ઔર ઉસકે બદલે મેં જિતના રૂપયા રાજા ને દેના કહા થા ઉસકા અલ્પાંશ ભી ઉસસે વસૂલ ન હોગા. રાજા સે યથાર્થ બાત બતલાઇ ગઇ. હા, ઉન્હોંને સાફ કહ દિયા:–' અબ તો ઉતના રૂપયા દેના હી હોગા; ક્યોંકિ હમને વચન દે દિયા હૈ ' " ક્યોં કિ:–

**रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु बचन न जाई**

" ઇસ પ્રકાર કે ઔર ભી અનેક દૃષ્ટાન્ત દિયે જા સકતે હૈં. બારહ વર્ષ તક ઘટવાર જમીંદારોં કી બાતોં પર વિશ્વાસ કરકે મૈંને જિતને કામ કિયે હૈં ઉનમેં કભી મૈંને ધોખા નહીં ખાયા. જિન લોગોં કો ઘટવાર જમીદારોં સેં કામ પડા હૈ, વે બિના કિસી સંકોચ કે યહી કહતે હૈં કિ ઘટવારોં કે મુખ સેં નિકલી હુઇ બાત રજિસ્ટરી શુદા દસ્તાવેજ સેં કમ નહીં."

" ઈસ દુર્નીતિદલિત સમય મેં ઇસ પ્રકાર વાકચરક્ષા કરના બડે હી ગૌરવ ઔર સૌભાગ્ય કી બાત હૈ."

" ધન્ય કવિગુરુ વાલ્મીકિ, ધન્ય ગોસ્વામી તુલસીદાસ ઔર ધન્ય તુમ્હારી વીણા કી અક્ષય ધ્વનિ ! ધન્ય રાજા દશરથ ઔર ધન્ય તુમ્હારા સર્વસ્વત્યાગપૂર્વક સત્યકા પાલન ! ઇતના સમય બીત જાને પર ભી જંગલી ઔર પહાડી ગ્રામવાસી તક તુલસીદાસ કે કણ્ઠ મિલાકર ઉચ્ચ સ્વર સે સુના રહે હૈં:—

**"रघुकुल रीति सदा चालि आई, प्राण जाहिं वरु बचन न जाई"**

# ५–रामायणनी रहस्यकथा

(મહર્ષિ દયાનંદ સરસ્વતીની શતવર્ષી પ્રસંગે 'ટંકારા' માં સંન્યાસી શ્રી શ્રદ્ધાનંદજીને શ્રીમુખેથી)

પુરુષવરો (સુપરમેન)ના પૂજક સાધુ વસવાણી તેમના એક વ્યાખ્યાનમાં જગતના પુરુષવરોની નામાવલિ ગણાવતા હતા. તેમણે બુદ્ધ, મહાવીર, કૃષ્ણ, ક્રાઇસ્ટ, કોન્ફ્યુશિયસ, મહંમદ, નાનક, કેશવચંદ્ર સેન અને રાજા રામમોહન રાય વગેરે કેટલાંએ નામો ઉચ્ચાર્યાં; પણ તે એક નામ ચૂકી ગયા. વસવાણીજીના શ્રોતૃવર્ગમાંથી એક મુસલમાન બિરાદરે ખડા થઇ તે નામ સૂચવ્યું:–'સાધુજી ! આપે બધાં નામો ગણાવી દીધાં; પણ સૌથી વિશેષ જ્યોતિર્મય રામચંદ્રજીનું નામ આપ ચૂકી ગયા. રામચંદ્ર જેવા આદર્શ પુરુષ (આઇડીઅલ મેન)નાં દર્શન મેં જગતના સાહિત્યમાં કયાંય નથી કર્યાં. ' વસવાણીજીએ પોતાની શરતચૂક સુધારી; અને રામચંદ્રનું નામ જગતના એક આદર્શ પુરુષતરીકે જનતાને સંભળાવ્યું.

હું પોતે તો રામાયણનો ભક્ત છું. મારા જેવા ભક્તને એક વખત રામાયણ ઉપર મુગ્ધ એવા

એક અંગ્રેજ અફસર મળી ગયા. તેમણે રામાયણનું અંગ્રેજીમાં ભાષાન્તર કરેલું છે. એ સજ્જને મને કહ્યું કેઃ–'જગતના વાઙ્મયમાં રામ જેવું પાત્ર મને ક્યાંય નથી લાધ્યું. હું ધર્મે ખ્રિસ્તી છું, જીસસનો અનુયાયી છું; પણ એ છતાંયે, રામચંદ્રને એક ભક્ત હિંદુ જેટલા ભાવથી પૂજે છે તેટલાજ ભાવથી હું પૂજું છું. તમે રામચંદ્રને મર્યાદા પુરુષોત્તમ કહો છો, તેવાજ પુરુષોત્તમ એ રામચંદ્ર મને દેખાયા છે અને રામચંદ્રજીનું જેમાં ધ્યાન ગવાયું છે, તે રામાયણ પણ મને જગતનું અદ્વિતીય મહાકાવ્ય દેખાયું છે. રામ અને રામાયણના પરિચયે મારી જીંદગી સાર્થક થઇ છે.'

એવા અદ્ભુત રામાયણની અપૂર્વતાઓ અને ભવ્યતાઓ હું આપને પૂરેપૂરી કયી રીતે બતાવી શકું? એ આદર્શ પુરુષ, એ મર્યાદા પુરુષોત્તમ, એ રામચંદ્રના જીવનની મનોહરતા હું આપને કયી રીતે પૂરેપૂરી બતાવી શકું? રામાયણના મહાસાગરમાં સંઘરાયેલી ઝવેરાત આપની સમક્ષ પૂરેપૂરી ખુલ્લી મૂકી શકું એવો મને વિશ્વાસ નથી; એ છતાંયે હું કથા વાંચવાનો બીન–અનુભવી આપની પાસે રામાયણની કથા વાંચવાનો પ્રયત્ન કરીશ.

હિંદુસમાજની રચના ઉપર સૌથી વિશેષ પ્રકાશ તો રામાયણના કર્તાના નામમાંથી નીતરે છે. રામાયણના કર્તા ઋષિ વાલ્મીકિ કોણ હતા? વાલ્મીકિ તેમના પૂર્વાશ્રમના ભીલ હતા અને તેમના ગુણ અને કર્મથી ઋષિ બન્યા હતા, એ રામાયણનો પ્રથમ બોધ છે. આજે હિંદુસમાજમાં માણસનો વર્ણાશ્રમ તેના જન્મ ઉપર આધાર રાખે છે; આજે અંત્યજને ઘેર અવતરેલા બાળકને હિંદુના મંદિરમાં પગ મૂકવાનો અધિકાર નથી; પણ રામાયણ તો પુકારી પુકારીને કહે છે કે, ભીલ પણ બ્રાહ્મણ બની શકે છે; રામાયણ આજના પતિત હિંદુસમાજને સદ્બોધ પાઠવે છે કે, વર્ણ જન્મ ઉપર નહિ, પણ ગુણકર્મ ઉપર અવલંબે છે.

રામચંદ્રના પિતા દશરથરાય પણ ત્રણ પત્નીઓ કરે છે. હિંદુધર્મનો એકપત્નીવ્રતનો આદર્શ ચૂકે છે અને તેનું પરિણામ શું છે? રામચંદ્રજીનો વનવાસ. પછી રામાયણના નાયક રામચંદ્ર જીવનભર એકપત્નીવ્રત આચરે છે, એમ રામાયણમાંથી તમામ હિંદુઓને માટે એકપત્નીવ્રતનો અચળ સિદ્ધાંત પ્રતિપાદિત થયો છે. આજે કેટલાય હિંદુ રાજવીઓ, એ સિદ્ધાંતનો ભંગ કરી અનેક પત્નીઓ કરે છે અને તેનાં પરિણામ વિનાઅપવાદે કડવાંજ આવે છે.

દશરથના દરબારમાં વિશ્વામિત્ર ઋષિ આવે છે. રાજા રાજસિંહાસનેથી ઉઠી, ઋષિના પાદનું પ્રક્ષાલન કરી, વિશ્વામિત્રને આવકાર આપે છે. વિશ્વામિત્રને રાજસિંહાસને પધરાવી, પોતે બે હાથ જોડી તેમની સામે બેસે છે અને ઋષિજીની આજ્ઞા માગે છે. વિશ્વામિત્ર વેણ ઉચ્ચારતાં પહેલાં રાજાને વચનથી બાંધી લે છે; અને પછી પોતાના યજ્ઞની રક્ષા કરવા રામલક્ષ્મણની જોડી સાથે લઇ જવાની માગણી કરે છે. દશરથ મુંઝાયા. બન્ને બાળક રાજકુમારોને રાક્ષસોની સામે લડવા મોકલતાં દશરથનો જીવ નથી ચાલતો. તેણે મહર્ષિને વિનવ્યા કેઃ–' આપ ફરમાવો તો હું મારૂં આખું સૈન્ય લઈને આવું.' વિશ્વામિત્રને રામ અને લક્ષ્મણનુંજ યુગલ જોઇતું હતું. દશરથ રાજા વચનથી બંધાયા હતા; એટલે મન ન માનતાં છતાં, તેમણે રામ-લક્ષ્મણને મહર્ષિની સાથે મોકલ્યા. આ પ્રસંગમાં એકવચનનો આદર્શ મળ્યો છે. સાચો ક્ષત્રિય વચનને કાજ તેનું માથું ઉતારી આપે. આજે એવા વચન પાળનારા ક્ષત્રિયો ક્યાં છે! આજે તો ક્ષત્રિય રાજાને તેના વચનની કશીજ કિંમત નથી રહી, સાચું ક્ષાત્રતેજ ક્યાંય નથી દેખાતું! એજ હિંદુજાતિના અધઃપાતનું મુખ્ય કારણ છે.

બ્રહ્મચારી રામ અને લક્ષ્મણ તેમના બ્રહ્મચર્યના બળે હજારો રાક્ષસોને હણી, વિશ્વામિત્રના યજ્ઞની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ કરાવી, ઋષિજીની સાથે સીતાના સ્વયંવરદરબારમાં જાય છે. સ્વયંવરમાં શિવધનુષ તોડવાનું હતું. એ શિવધનુષને બ્રહ્મચારિણી સીતાએ એક વખત રમતમાં સરળતાપૂર્વક ઉંચકેલું, એમ રામાયણમાં વર્ણન છે. જે ધનુષ સીતા જેવી બાળકીથી ઉંચકી શકાયું તેને આર્યાવર્તના સહસ્રો રાજવીઓમાંથી કોઇ ન ઉંચકી શક્યું. લંકાપતિ રાવણ પણ ન ઉંચકી શક્યો! આખરે વિશ્વામિત્રની આજ્ઞાથી રઘુકુળપતિ રામચંદ્રે તેને ઉંચકી તેના ટુકડા કરી નાખ્યા. એ પ્રસંગમાં બ્રહ્મચર્યનો પ્રતાપ ગવાયો છે. આજે આપણા જીવનમાં એ બ્રહ્મચર્યનું સ્થાન ક્યાં છે!

સીતાએ શિવધનુષ ફેરવી, બ્રહ્મચારિણીની શક્તિનો પરિચય દીધો, તેમ એ વખતની આર્યનારીના ઓજસનું એક બીજું જ્વલન્ત દૃષ્ટાન્ત રામાયણમાંથી મળે છે.

દશરથ એક વખત યુદ્ધ ગયેલા, ત્યારે કૈકેયા તેમની સંગે સીધાવેલી. યુદ્ધદરમિયાન દશરથના રથની ધરી નીકળી ગઇ. કૈકેયીએ પોતાનો હાથ ધરીને સ્થાને રાખી અને છાતીથી રથને ટેકાવી, દશરથને વિજય અપાવ્યો. ભારતની દેવીઓ રણે ચઢતી અને વિજયને વરતી, ત્યાંસુધી ભારતવર્ષ સ્વતંત્ર હતો. એવી છેલ્લી રણચંડી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પાકી. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે, જ્યાંસુધી ૧૮૫૮ ના બળવાનો ઝંડો લક્ષ્મીબાઇના હાથમાં હતો અને એ વીરાંગના યુદ્ધના વ્યૂહો ગોઠવતી, ત્યાંસુધી અંગ્રેજોની તાકાત નહોતી કે બળવાખોરોને પાછા હઠાવી શકે. ત્યારે હિંદી બળવાખોરોની તલવારથી અંગ્રેજોનાં ધડ ધડાધડ નીચે પડતાં અને એ શબોને પગ નીચે કચડી, વિજયવંત બળવાખોરો આગળ વધતા; પણ નાનાસાહેબે લક્ષ્મીબાઇના હાથમાંથી ઝંડો બીજાના હાથમાં સોંપ્યો. બળવાખોરોનો પરાજય થયો.

આજે ભારતવર્ષમાં કૈકેયી કે લક્ષ્મીબાઇઓ છે? આજે ભારતમાં રણચંડીઓ નીપજે છે? આજે સ્ત્રીઓની શી દશા છે? ગુજરાતમાં પડદો છે એ હું જાણતો હતો, પણ કાઠિયાવાડમાં એ પડદો છે એ હું નહોતો જાણતો. પડદો હિંદુસ્થાનમાં મુસલમાનોની સાથે આવ્યો છે. બારમા સૈકા સુધી ભારતવર્ષમાં પડદો નહોતો. તેરમા સૈકામાં પણ ભારતમાં પડદો નહોતો. ચૌદમા સૈકામાં એ હિંદુસ્થાનમાં આવ્યો અને પછી તો તમારા કાઠિયાવાડમાં પણ પેઠો. મુસલમાનો હિંદુ સ્ત્રીઓને ઉઠાવી જતા. તેમની સામે લડવાની આપણી તાકાત નહોતી એટલે સ્ત્રીની આબરૂનું રક્ષણ કરવા સ્ત્રી ઉપર પડદો પડયો અને એની સાથેજ સંરક્ષણવૃત્તિમાંથીજ બાળલગ્નનો અનાચાર અવતર્યો. પુત્રીનું રક્ષણ કરવાને અશક્ત પિતાઓ તેમની કન્યાઓને કાચી વયે પરણાવવા માંડ્યા. એમાંથી આજની નિર્બળ, કમતાકાત હિંદુ પ્રજા જન્મી છે.

દશરથ રાજાને વાનપ્રસ્થ લેવું હતું. તેમને રામચંદ્રનો રાજ્યાભિષેક કરી, તેમના શિરપર રાજ્યધુરા નાખવી હતી; પણ તે વખતે આજની જેમ ડેસ્પૉટીક મૉનાર્કી—આપખુદ એકહથુ સત્તાનો જમાનો નહોતો. ત્યારે આઇડીઅલ ડીમોક્રેટીક મૉનાર્કી—આદર્શ પ્રજાનિયંત્રિત રાજ્યતંત્રનો યુગ હતો. દશરથ રાજાએ રાજ્યના પ્રજાજનોને બોલાવ્યા, ઋષિજનોને અને બ્રહ્મદેવોને તેડાવ્યા; અને તેમની સમક્ષ પોતાની ઇચ્છા રજુ કરી, પ્રજાની અનુજ્ઞા મેળવી. રામચંદ્રજીનો રાજ્યાભિષેક ઠેરવાયો.

આજે રાજાઓની રાણીઓને ઝનાનો છે. આજે રાજ્યાભિષેક થાય છે તે એક પુરુષનોજ. સ્ત્રીનો—જીવનભર સાથે રહેનારી અર્ધાંગનાનો—રાજરાણીનો—નહિ. હા, વિલાયતમાં રાજા જ્યૉર્જ અને રાણી મેરી સાથે સિંહાસને બેસે છે, ત્યાં પતિપત્ની બન્નેનો રાજ્યાભિષેક થાય છે; પણ ભારતવર્ષમાં અત્યારે તેમ નથી. રામયુગમાં આજના જેવી સ્થિતિ નહોતી. રામયુગમાં પુરુષ અને સ્ત્રીનો બન્નેનો સાથે રાજ્યાભિષેક થતો; ત્યારે રાજ્યની ધુંસરી બન્નેને સાથે પહેરાવાતી.

દશરથ રાજાએ રાજ્યાભિષેકની ખબર આપવા રામ અને સીતાને બોલાવ્યાં. બન્નેએ પિતાની આજ્ઞાને શિર નમાવ્યું. રાજ્યાભિષેકની તિથિ ઠરી. તે રાજ્યાભિષેકની તિથિના આગલા દિવસે રામ અને સીતા બન્નેને ઉપવાસ કરવાની પિતાની આજ્ઞા થઇ. આગલી રાત્રે બન્નેને શિલાતલ ઉપર ઘાસની પથારીએ શયન કરવાનો આદેશ થયો. તે મુજબ રામસીતાના યુગલે આખી રાત્રિ તપશ્ચર્યામાં વીતાવી. રામયુગમાં પ્રજાપાલકને, રાજ્યધુરા ધારણ કરનારને, એટલો સંયમ આચરવો પડતો, એટલું તાપસજીવન અંગીકાર કરવું પડતું.

અને આજે? આજે એ તપશ્ચર્યાનો, એ સંયમનો આદર્શ કયાં રહ્યાં છે? આજે રાજ્યાભિષેકને વખતે રાજકુમાર મદાંધ બને છે, રાજાને ન શોભે એવા જલસાઓ અને રંગરાગો માંડે છે. હમણાંજ કાસ્મીરમાં રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવાય છે. અખબારોમાં પ્રસિદ્ધ થયું છે કે, કાસ્મીનરેંદ્ર હરિસિંહે એ પ્રસંગે પાંચ લાખ રૂપિયા તો રંડીઓને અને નર્તિકાઓને નોતરવા પાછળજ કાઢયા છે; અને એવોજ ઉડાઉ પચાસ લાખ રૂપિયાના ખર્ચનો ક્રમ ગોઠવ્યો છે. આજે આપણી એ દશા છે. આપણા રાજાઓમાંથી પ્રજાપતિની લાયકાત ગઇ છે. પ્રજાપાલક બનવાને જોઇતી તપશ્ચર્યા અને સંયમ તેમણે વણસાડયાં છે. રાજસ્થાનને માટે એ સ્વેચ્છાચારના અંતરમાંથી ભયંકર આગાહી ઉઠે છે.

રામના રાજ્યાભિષેકના સમાચાર સાંભળી, રામચંદ્રની ઓરમાન માતા કૈકેયીના હૃદયમાં દ્વેષની હોળી પ્રકટી. રાત્રે હરખાતા હરખાતા દશરથ રાજા કૈકેયીને મંદિરે આવ્યા, ત્યારે કૈકેયીએ

